# દેશબન્ધુ

મનુષ્યનું સાચું ને અંતરતમ સ્વરૂપ શામાં
પ્રગટ થાય છે? વિશ્વને પોતે રજુ કરેલી
જીવન-ભેટમાં. દેશબંધુએ પોતાના દેશવાસી-
ઓને એવી કઈ જીવન-ભેટ બદલને છેલ્લી
સોડ તાણી? કોઈ રાજદ્વારી કાર્યક્રમ નહિ
કે કોઈ સમાજ-સુધારણાની યોજના નહિ, પણ
અગનગામી મહત્ત્વાકાંક્ષાઓની એક મહાન
સર્જક શક્તિ—કે જે શક્તિએ એના જીવ-
નમાં અવતરીને આત્મબલિદાનના અમર
સ્વરૂપ ધરી લીધાં છે * રવીન્દ્રનાથ



જયન્તકુમાર મણિશંકર ભટ્ટ

# દેશબન્ધુ

લેખક
શ્રી જયન્તકુમાર મણિશંકર ભટ્ટ



પ્રકાશક,
અમૃતલાલ હ શેઠ
૧૯૨૫

# શરણાગતી

[દાર્જીલીંગના નિવાસ દરમ્યાન તેમણે રચેલું આખરી કાવ્ય]

(માઢ)

મારાં જ્ઞાન ગુમાનની ગાંસડી, ઉતરાવો શિરેથી આજ
મારા પુસ્તક પોથાની પોટલી, ઉતરાવો શિરેથી આજ

બોજે એવા ખેંચી માથું ત્રૂટે મારૂં,
નાચામાં કળતર થાય
હારી હાંફી મા હૈયું થાક્યું છે ને
આંખે અંધારાં ઘેરાય રે—ઉતરાવો૦



મોર મુગટ માથે, હાથે બંસરી ને
રાધાનો આતમ-રામ,
એવા રૂપાળા ગોપાળાને મળવા
તલખે છે મારા પ્રાણ રે—ઉતરાવો૦

વેદ જૂઠું ને વેદાન્ત જૂઠું ભલે,
દેખાય છે તારા રાજ,
આવ્યું આ બ્હાવરું કુંજ-દ્વારે તારે
દીવો પેટાવાને કાજ રે—ઉતરાવો૦

# નિવેદન

મહાપુરૂષો એ યુગોના સર્જકો છે કે યુગબળોના પ્રવાહનાં આંદોલન ઉપર બુદ્‌બુદ જેવાં પરિણામો માત્ર છે તેની ચર્ચામાં ઉતર્યા સિવાય આટલું તો જરૂર કહી શકાય કે ભૂલેલી જનતાને એકલા માર્ગ દેખાડનાર, ભાવનાભૂખ્યાને મન આદર્શ, અને કાળચક્રને દોડાવવામાં પ્રાણભૂત તેઓ છે

સમગ્ર ઇતિહાસના તે સ્તંભો છે

આવી મહત્તાને લીધેજ તેમની સમીપ જતાં ભય અને આકર્ષણ બન્ને રહે છે ભય એટલા માટે કે ગમે તેટલા શબ્દોમાં વ્યકિતત્વનો પૂર્ણપણે નિર્દેશ થઇ શકે જ નહિ અને મહા-પ્રયત્ને પણ આખરે તો અમુક બાજુ જ બતાવી શકાય આકર્ષણ તો પૂજનતરસ્યાં માનવ–નયનોને મહાપુરૂષોને નીહાળવામાં સદાયે રહ્યું જ છે.

કંઇક આવી લાગણીઓ આ ચરિત્ર લખતાં લખતા અનુભવ-વાઇ હતી એ ઉપરાંત ખેદની એક લાગણી પણ કાયમ રહ્યા કરી છે દેશબંધુની જીવનસામગ્રી હજુ બધેથી વધતી જ જાય છે. અને તેથી આ પુસ્તક અપૂર્ણ લાગ્યા કરવાનો ખુબ સંભવ છે લેખકની લીલી કલમથી તે અપૂર્ણતામાં ઉમેરો પણ થયો હશે.

ઉદાર ગુજરાત આ ત્રૂટિઓ નિભાવી લેશે એવી ઉમેદ છે

લગભગ સાહસ સમાન જણાતા આ પ્રયત્નમાં ભાઇ ઝવેરચંદ મેઘાણીએ જે અમૂલ્ય સહાય કરી છે તેનું ઋણ શબ્દોમાં તો ફીટી શકે જ નહિ, છતાં તેની નોંધ લઇ રાખું છું

ભાવનગર
કાર્તિક બીજ ૧૯૮૨

લેખક

# પ્રકરણ ૧

## બગાળ અને બગાળીઓ

મૂકે મશહૂર નૂરજહા જ્યારે શહેનશાહ જહાગીરની માનીતી મહોરદાર ન હતી અને સાદી મહેરૂન્નિસા જ હતી ત્યારે, પોતાના ખૂબસુરત યુવાન ખાવિદ શેરખા સાથે બર્દવાનમા દામોદર નદીને કિનારે ખૂબ સુખમા ઘડીઓ વીતાવતી હતી વૃક્ષરાજિ, પ્રબલ વેગથી ધસતી નદી, પક્ષીઓના ગાન વગેરેમા રૂપનુ મોજુ ઉછળતુ હોય તેમ લાગતુ એમા તેની પુત્રી લયલા અને શેરખાના ભાઇની પુત્રી ખાદિજાના કોકિલ કઠી ગાનથી ઔર વધારો થતો કે અપ્સરા કન્યાની જેમ તે બાલિકાઓ કૂદતી રમતી હતી

**નૂરજહા** કેવો સુન્દર દેશ ! આ લાબા લાબા ખેતરો, ઉપર શ્યામલતાની લ્હેર લ્હેરાતી હોય તેવા ! આ નદ નદી જેની અથાગ જલરાશિ પટમા પણ સમાતી નથી ! છાયા, સુગધ, સગીત એ ત્રિવિધ રૂપથી વિરાજિત આ કુજ નિકુજ ! આખો દેશજ કોઇ અલૌકિક સ્વર્ગીય સુખનુ દર્શન થતુ હોય તેવો ભાસે છે

**શેરખા** ઇશ્વરે આ રહેનારાઓને આવો દેશ આપ્યો, પરન્તુ તેની રક્ષા કરવાની શક્તિ આપી નથી

આવા ઉદ્દ્ગાર જેને માટે નૂરજહા નાટકમા બગાળના વિખ્યાત નાટ્યકાર દ્વિજેન્દ્રલાલ રોયે કઢાવ્યા, એ પ્રકૃતિની માનીતી પુત્રીનુ સૌન્દર્ય ઠેર ઠેર ઝરી રહ્યુ છે ઘુઘવતો સાગર તેના પગ ધોઇ રહ્યો છે તેનુ અનવરત ગાન રસિકજનોના કાનમા હમેશા ગુજ્યા કરે છે તેના પલટાતા દૃશ્યો વિચારકને ચિન્તનમા પ્રેરે છે એ ભૂમિના અન્દરના ભાગમા લીલાછમ, હરિયાળા ક્ષેત્રો કુદરતના નાજુક ગાલીચાની જેમ, વિસ્તરી રહ્યા છે માથા માથા સુધી ઉભેલી ડાગરની મોલાતોમા, કેડ કેડ સુધી પાણીમા, ઉભા રહી ખેડુતો આનન્દ ભેર કામ કરી રહ્યા હોય એ દેખાવ કે,

કોઇવાર તૈયાર ઉભેલા મોલ પર પવનની લહરીઓ મોજા ઉછાળી રહી હોય એ દૃશ્ય પર કોની નજર ઠરી ના રહે? પરંતુ, ધન, ધાન્ય, પુષ્પ ભરી એ ભૂમિની ખરી ખુબી તો ત્યની નદીઓમાં છે એ નદીઓ ઘડી શાન્ત, ઘડી રૂદ્ર ભાવે વહી રહી છે જે જલના પ્રતાપે અઢળક ધાન બંગાળને મળે છે, તેજ જલ અનેક ગામોને પ્રલય પૂર નીચે ડુબાવે છે ગ્ના પદ્મા કે ગંગા જેવી સરિતાઓજ જે એ ભૂમિને રસાળ કરે છે, તેજ ત્યાની ખરી શોભા છે વિશાલ પટમા જલપ્રવાહ વહ્યે જતો હોય અને અમી વરસતી જ્યોત્સ્ના નીચે કોઇ નૌકા, સફેદ, પવનથી ફુલ્યા સઢ સાથે સરિતામા હંસ ણીશી સરી રહી હોય, અને અન્દરથી અસ્પષ્ટ સંગીતના સૂરો સંભળાતા હોય, એ બંગાળનુ લાક્ષણિક દૃશ્ય છે કવિઓ તેના ગાન ગાતા થાકયા નથી, નવલકારોની સૃષ્ટિઓ એના વિના ઉણી રહે છે બંગ સાહિત્યે આ દૃશ્યોને કાવ્યમા શું કે નવલમા શું, અમર બનાવ્યા છે

એની સરિતાની શોભા ખાસ તેના બાજુબન્ધ જેવા દીપતા ઘાટોમા છે સરિતાના ઘાટ એ રમણીઓના વિહારસ્થાનો છે અને કોકિલ કંઠીઓથી ગુંજતા એ સ્થાનોએ સદા સહુને આકર્યા છે

સરિતાના પણી, વિસ્તૃત પટમા, શાન્ત વહી રહ્યા હોય રાત્રિના મોડા પ્રહરમા ચન્દ્રનુ આછુ આછુ સુધા વર્ષણ, રૂપાના પડદા જેમ પ્રસરી રહ્યું હોય, તે કાળે, એ ઘાટ પર પોતાના ઉડતા પાલવને સંકોરવા મથતા કની કોઈ સુન્દર યુવતી ખડી હોય અને થોડીવારમા પાછળની વૃક્ષરાજિમા ખડખડાટ થાય, કોઇ જંગી મજબુત મુસલમાન જેવો પુરૂષ ધસી આવે, અને તે સમજી શકે તે પહેલા તેને ભુજપાશમા પકડી તેનુ અપહરણ કરી જાય એ બંગાળની એકનારની ઘેરઘેરની કથા હતી

એ સુન્દરીની કથા એજ બંગાળની કથા છે તેના સમૃદ્ધિ, સૌન્દર્ય ને વૈભવ અગાધ પણ એ સર્વ અરક્ષિત પરદેશીઓ જ તેનો ઉપભોગ કરે પાંચાલીના ચીર જેમ, તેના મોઘા મૂલાં વસ્ત્ર ખેચાયેજ જાય અને કૃષ્ણજન્મની રાહ જોવામાજ બુદ્ધિ,

શક્તિ ને શૌર્ય આવી રહે! બગાળને બચાવનારને ઇતિહાસે જોયો જ નહિ.

પણ ઇતિહાસ કેમ જુએ? બગાળને ઇતિહાસ જ ક્યા છે? છે તેની પરવશતા, કાયરતા ને દારિદ્રયને ઇતિહાસ બગાળને પુત્ર આખ ફેરવી, હારી શકે, સ્મૃતિમા રાચી શકે એવો ઇતિહાસજ બગાળને નથી કેવળ કાયરતાની કહાણી, પરવશતાના પાઠોજ જડે ત્યાના વિખ્યાત નાટયકારને ઐતિહાસિક નાટકો લખવા હોય તો મોગલરાજમા જવુ પડે, ત્યાના કવિવરને દેશ દેશની શૌર્ય કથાઓ ગાવી હોય તો બગાળને છોડી દેવો પડે

આ પરવશતાનુ કારણ પરદેશી રાજ, કે પરદેશી રાજ એ એવી વૃત્તિનુ કારણ, એનો નિર્ણય થઇ શકે નહિ પણ પ્રથમ મુસલમાનોએ અને ત્યાર પછી ઇસ્ટ ઇંડીઆ કંપનીએ એ ગુલામી મનોદશા પર હથોડા ઠોકી ઠોકી તેને ત્યા સ્થિર કરી દેવામા બાકી રાખી નથી અને ઇતિહાસે બગાળના ઇતિહાસને ચિર પરાધીનતાનો જ ઇતિહાસ કર્યો

કારણ બગાળના પુત્રો જ તેના મ્હોટા શત્રુઓ છે બગાળમા જ તેના જ પુત્રો, 'દેશી' કે 'બાબુ' શબ્દને અતિશય અપમાનકારી ગણે એ દશા અગ્રેજોએ તો આણી છે, પણ બગાળીઓએ તે આવવા દીધી છે, બલ્કે તેમા સહાય કરી છે લોર્ડ મેકોલેએ જે નજરથી "બાબુ"ને જોયા, એ નઝરને જાણે યોગ્ય થવુ જોઇએ તેમ માની બાબુનો ઉત્તરોત્તર અધપાતજ થયા કર્યો છે નિન્દાવાકયોને ખરા ના પાડીએ તો બીજા શાને ખરૂ પાડીએ?

"બાબુ" બોલતા કેવુ ચિત્ર ખડુ થાય છે? માથામા ભારો ભાર તેલ ભર્યુ હોય, અને વચ્ચેથી પેથી પાડી વાળને ચકચકીત કરી ચોડી દીધા હોય, મળી ગએલા મ્હોને તૈલાભ્યગ કરી તેજસ્વી દેખાડવાનો પ્રયત્ન કર્યો હોય, કોઇ અગ્રેજી દુકાનમાથી તૈયાર 'શર્ટ' પહેરી લીધુ હોય, અને નીચે છુટ્ટા ધોતીઆ નીચે, ચળકાટ મારતા બુટ પહેર્યા હોય, તેવી વ્યક્તિ નમ્ર ભાવે, દીન વદને, બે હાથ જોડી ચાકરી માટે ભિક્ષા માગી રહી હોય એ

બાજુ બંગાળ એટલે આવા કારકુનોનો દેશ પૈસા બે પૈસાની લાચથી ગમે તે કામ કરી આપે એવા ધનલોલુપોનો દેશ

અને છતા, આની બીજી બાજુ પણ બંગાળમાથી જ જડે છે બંગાળના જેવા દાનવીરો અન્ય ભૂમિમા પાકયા નથી નજીવી ધન લાલચ ખાતર ગમે તે કરનાર ત્યા છે તેમ આત્મપ્રતિપાદન માટે કરોડાની દોલતને ઠોકરે મારનાર પણ ત્યા જ છે

એનુ એક કારણ એ પણ છે કે ત્યા દારિદ્રય ને વૈભવના બે જ વર્ગો છે ત્યાનો મધ્યમ વર્ગ હસ્તીમા જ નથી રૈયત વર્ગને જેટલો ચૂસાય તેટલો નિરાત કરી બેઠેલા જમીનદારો ચૂસે અને એ બીચારો, નિર્ધન, નિર્બલ ખેડુત, એક મુઠ્ઠીભર ચાવલ પર ફક્ત, પોતાનુ ગુજરાન ચલાવે છે તેની શક્તિ તેને જ હણનાર થાય છે કેમકે તેથી વધારે તેને મળવાનો સભવ જ રહેતો નથી એટલે પાક ગમે તેટલો પુષ્કળતામા તયો હોય છતા રૈયતને તો પેટ પૂરતુ-મુઠ્ઠી ચોખાને પેટ પૂરતુ કહેવાય તો-મળે અને પ્રભુતા ભોગવતો જમીનદાર તે વૈભવ પર ચમન ઉડાવે મોજ કરે ત્યાની સમાજે આ બે-અતિ દરિદ્ર, અને અતિ તવગર-એ બે વર્ગ જ ઓળખ્યા છે

ત્યા મધ્યમ વર્ગ નથી એનુ બીજુ કારણ એ છે કે ત્યાનો વ્યાપાર-ગમે તેની સામાન્ય ચીજનો પણ-બીજા દેશના લોકના હાથમા છે બંગાળી વ્યાપારી કોઇ હોય તો તેને ગ્રાહકને સતોષવાની, ટ્યારેક જવાબ દેવાની પણ, પરવા નથી દુકાનમા તે ઉંઘ્યા કરે ખરીદ કરનાર મળે તો યે એ ઉઠે નહિ વસ્તુ છે જ નહિ એમ કહે કોઇ ઉત્સાહી ગ્રાહક તે બતાવી આપે તો 'વેચવા માટે નથી' કહી પતાવે આવી નિશ્ચેષ્ટતામા જીવન કેમ ચાલે ?

બંગાળીને પોતામા જ પૂર્ણતા લાગે છે તે self-sufficient છે તેને અન્યની જરૂર નથી તેને અન્યનો વિશ્વાસ નથી તેને બાર મળે તો બાજરી મેળવાનો આગ્રહ નથી પોતાના ઘરની, કે તે સાથે ચાલતા આવેલા 'પુકુર' (તળાવડા) ની ગમે તેવી દશા છતા તેમા તેને સન્તોષ છે પુકુર જે તેને પીવા પાણી આપે, તેમા જ તે પોતાની હાજતો પૂરી કરે અને રોગના ઘરો સ્થપાય

બગાળ એટલે રોગનુ ઘર અને ઘણા ખરા રોગો પાણીમાથી જ થાય છતા પોતાની હાલત સુધારવાની તેમને દરકાર નહિ

આ બધામા ભીરૂતા, નિશ્ચેષ્ટતા, ને શિથિલતા લાગે છે પણ અતિશય સાહસ, ઉગ્ર બલ અને ભયકર લૂટફાટોના કિસ્સા પણ શુ એજ ભૂમિએ બતાવ્યા નથી ? બગાળમા ગુણ અવગુણ, ના એકએક સીમાન્તો આવી રહ્યા છે વર્ષો સુધી ચગદાઇ રહેલી ગુલામી પ્રજાને જેમ સ્વતત્રતાના ખ્યાલેજ ધ્રૂજારી છૂટે તેને પરિચય, સહવાસથી પરતત્રતા જ સહેવાઇ જાય અને તેનો વિયોગ સહેવાય નહિ એવી સ્થિતિ છતા પ્રજાજીવનનુ પ્રભાત પણ ત્યા જ પ્રકટયુ જ્યા દીનતા છે ત્યા જ ઉગ્ર આત્મબલ છે જ્યા ડર છે ત્યાજ સાહસિક ક્રાન્તિવાદીઓનુ ધામ છે જ્યા શિથિલતા છે ત્યા ચેતનની જ્યોતો ઉઠે છે જ્યા પામરતા છે ત્યા પ્રભુતા છે જ્યા દારિદ્રય છે ત્યા જ દાનવીરતા છે જ્યા જડતા છે ત્યા જ આત્મબલ છે જ્યા સામાન્યતા છે ત્યા વિશિષ્ટતાના અપૂર્વ કેન્દ્રો છે જ્યા કાળી નિશ્ચન્દ્ર રાત્રિ છે ત્યા જ નક્ષત્ર તારાઓ સૌથી વધારે પ્રકાશમય દેખાય છે.

બગાળની પ્રજાના દ્વદ્વો—અન્તો—ત્યાના ધર્મમા પણ છે જ્યા બ્રાહ્મોસમાજનો જન્મ થાય ત્યા જ શક્તિ દેવીને, કમાકમાટી ઉપજાવે તેવા, ભોગ ધરાય જ્યા વિરૂપતા પૂજાય ત્યા શ્રી ગૌરાગ પ્રભુ, અને વૈષ્ણવ પથના ભક્તોના કીર્તનોની ધ્વન મચી રહે

બગાળની સ્ત્રી એટલે રૂપરૂપના અબાર પણ એ રૂપ પ્રકાશ માટે નથી તેના ઉપર પડદાની કાળી ચાદર છાએલી છે એ દુનીઆ જ જાણે જૂદી છે પીંજરમા પૂરાએલી કો શ્વેત કપોતિની ! જૂના ધર્મને અનુસરનારા કુટુબની એ સનાતન કારાવાસની કહાણી અને કોઇ ધન્ય ક્ષણે જ, ઘનઘોર આકાશમા જેમ તારક જ્યોત જણાય, તેમ એ પડદાની ભીતરમાથી કોઇવાર ઉત્સુક નયનો દેખા દઇ દે, આબાદ હરણની જ એ આખો !

બગાળ એટલે બાળવિધવાઓનો દેશ અને વિધવાઓના જીવન એટલે વેશ્યાઓના તાલીમખાના. સમાજમા દર્શન દેવા હોય તો વેશ્યાજ દઇ શકે, અથવા સુકુમારતા ખોઈ બેઠેલી, કૃત્રિ-

મતાની મૂર્તિ બનેલી કો શિક્ષિત યુવતી, જેની યુવાવસ્થા શરૂ થતા પહેલાજ મરી ખુટી હોય-પીરસાએલુ ભોજન જમતા પહેલાજ હરી ગયુ હોય તેમ

વિધવા, વેશ્યા અને વકીલની વિપુલતાનોજ એ દેશ વકીલાત એ બગાળનો પ્રિય ધધો છે જેટલા વકીલો બગાળમા છે તેટલા બીજા દેશોમા ભાગ્યે જ હશે

આમ બગાળનો જમીનદારવર્ગ વિલાયતના મોહમા, દારૂ અને વેશ્યાના પાશમા જકડાઇ ગયો છે, ખેડૂતવર્ગ દારૂણ દારિદ્રયથી રીબાઇ રહ્યા છે, અને છે તેવો, કારકુનોના લશ્કર શો, મધ્યમ વર્ગ નિષ્ક્રિયતામા સડયા કરે છે, સ્ત્રીઓની આટલી અવનતિ છે, વરવિક્રયના કેળવણી છતા કમકમાટ ઉપજાવે તેવા દાખલા બન્યા કરે છે, અને બધી બાજુથી કોકડુ ગુચવાએલુ લાગે એવી ત્યાની આતરિક સ્થિતિ હતી ત્યારે બગાળને આલમ મશ હૂર કરનારા થોડા મહાપુરૂષો, જાણે બીજે બધેથી નૂર અને ચૈતન્ય લઇ થોડામાજ સમાવ્યુ હોય તેમ, તે અધકારમાથી તરી આવે છે અને બગાળનો ઇતિહાસ એ આ મહાપુરૂષોના જીવનચરિત્રો છે પણ જે આલમમા નામના મેળવી ગયા તેમણે ખુદ બગાળનુ તિમિરદળ કેટલુક ટાળ્યુ ? ટાગોર કે બોઝ લોક હૃદયને સ્પર્શ કરવા જેટલા નીચે ઉતર્યા નથી લોકના ઘરમા અધકાર છે, અને આકાશી તારા જેમ બહારજ એ જગતના સીતારા પ્રકાશ પાડી રહ્યા છે એ મહાપુરૂષોના ઉજાસભર્યા ઉડ્ડયનમા તેમનો ફરકતો અગવસ્ત્રનો છેડો સુદ્ધા જમીનને અડકતો નથી એટલા તે દૂર નીકળી ગયા છે એવે વખતે ઘરેઘરમા તેજપુજ પાથરી દેનાર એક ગૃહદીવડો પ્રકટાયો એ એક પ્રકટાયો એટલુજ નહિ પણ એવા એવા બીજા ન્હાના મોટા અનેકાનેક દીવડાને તેણે જ્યોતિ આપી છે અને પ્રકાશના એ સમગ્ર પ્રસારે આખા બગાળને ઉજાળી નાખ્યો

એ ગૃહદીવડો તે ચિત્તરજન દાસ બગાળની કેવી વિષમ આન્તર સ્થિતિમા એ જન્મ્યા ધર્મ, નીતિ, સમાજ અને રાજનીતિની કેવી અધોગતિ વખતે તે આવ્યા અને જગતના પહેલા

પ્રકાશમાં તેમણે કેવા ને કેટલા અધમ દશ્યો જોયાં કેટલાં થોડાં ઉન્નત દશ્યો જોયાં અને જ્યારે એ મહાન્ આત્મા પસાર થઈ ગયો, ત્યારે તેણે બંગાળ સમસ્તના જીવનને કેટલું આગળ આણ્યું તેનો તોડ તેના જીવનચરિત્રમાં જ છે

એક રીતે દાસને નવબંગાળના પ્રતિનિધિ કહી શકાય બંગાળીઓનું આવેશમય કલ્પનાપ્રધાન બુદ્ધિચાતુર્યયુક્ત માનસ એજ તેમનું માનસ ત્યાંની નીડર, સાહસિક અને કૌશલ્યપ્રધાન રાજનીતિ એ દાસની રાજનીતિ ત્યાંના વકીલોનું ચાતુર્ય ને વકતૃત્વ શક્તિ એજ દાસમાં પણ લાક્ષણિક રીતે ઉતર્યાં હતાં બ્રાહ્મો સમાજ અને વૈષ્ણવ પંથની રેખાએ તેમનામાં સ્પષ્ટ હતી

આમ પુરાતન બંગાળના મૃત ખોળીઆમાં, નૂતન બંગાળના પ્રાણ સંચારનાર મહાપુરૂષની મહત્તા ખરેખર કેટલી હતી તેનું માપ આ સંયોગોના ભાન વિના તેના વિજેતા વિષે, નીકળી શકે નહિ

# પ્રકરણ ૨

## વંશ પરિચય, જન્મ, બાલ્યાવસ્થા

ગંગા પદ્મા અને મેઘના જેવી ત્રણ ત્રણ સરિતાઓ જેના પગને પખાળી રહી છે, એવા એ લક્ષ્મી અને સરસ્વતીના સ્વ-મસુંદર ધામ શ્રી ગોડ બંગાળાને ન ઓળખતા હોય તેવા નર નારી ગુજરાતમાં ભાગ્યે જ હશે સોળ વરસનો કનયો એક રાજા એક દિવસ એ દેશના રાજ મહેલમા બેઠો બેઠો સ્નાન કરતો હતો 'સોનલા વાટકડી'ના સુગંધી તેલ અને 'રૂપલા કાંગસડી' વડે રાણીઓ એના કેશ સમારતી હતી માતા એની કંચનવરણી કાયા ઉપર મર્દન કરતી હતી માતા મેનાવતીના એ સમશ્યા ભર્યાં આસુ, બાલુડા ગોપીચંદના એ ભગવા ભેખ, રાણીઓના ચોધાર વિલાપ, બ્હેનમાને આસરે 'બાલુડા જોગી'ના ગમન અને બ્હેનના 'રહ રહ' કરતા રૂદન એ સઘો ઇતિહાસ ગુર્જર નારીઓ રોજ એના ગરબામા ગાયા કરે છે બાવાઓએ પોતાના રાવણ હથ્થાના તારમાંથી એ કરૂણ કથાના સ્વરો ઘરેઘરને આગણે સંભળાવ્યા છે ગુજરાતની પ્રત્યેક માતાનો એ દીકરો, પ્રત્યેક બ્હેનનો એ ભાઇ, અને ગુજરાતના સિદ્ધરાજો કે કુમાર પાળો કરતા યે વધુ વ્હાલો, વધુ પરિચિત રાજા એ ગોપીચંદ, એની જન્મભૂમિ તે આ ગોડ બંગાળ એની ધૂળ મેનાવતીના આસુમા પલળી છે ને ગોપીચંદના પગલાથી પાવન બની છે સાત સો ગાઉને અંતરે પડેલુ એ અજાણ્યુ અણદીઠું ગોડ બંગાળા જાણે કે ગુજરાતને સીમાડે જ પડ્યુ હોય એવુ આપણને ગોપી-ચંદની કથા સાભરતાજ લાગી આવે છે

એ ગોડ બંગાળાના હૃદય જેવુ વીક્રમપૂર નામનુ એક પરગણું છે કેટલુ પ્રાચીન આ સ્થળ ! કેટલી કેટલી સંસ્કૃ-

તિની કથાઓ આ વીક્રમપૂરની માટીમાં પોતાની સ્મરણ રેખાઓ મૂકતી ગઇ છે ! પદ્માના કિનારા ઉપર વિધાતાએ એક વાર કેટલા કેટલા હીરા માણેક વેર્યાં હતા ! એ બધાની આજે તો કેવળ યાદ જ રહી છે આ વિક્રમપુરને આંગણે કેટલો ઇતિહાસ જડાયલો પડયો છે ! કાળના કેટલા યે ઝગહળના પ્રભાત અને કેટલી યે અંધારી અમાસ–રાત્રિઓ વિક્રમપુરની કાયા ઉપર પ્રકાશ અંધકારના લેપન કરી ગઇ છે પદ્માના ગાંડાતુર પાણીએ કેટ-કેટલા રાજ્યો બાંધ્યા અને ભાગ્યા ! કેટલો કેટલો ઇતિહાસ પદ્માએ પોતાને હાથે સરજી સરજીને પોતાને જ હાથે ભુસી નાખ્યો છે !

એવો યે એક દિવસ હતો જ્યારે ગોડ બંગાળાની શિલ્પ કારીગીરીએ સમગ્ર બંગાળાની સંસ્કૃતિને પુષ્પની કળીની પેઠે ખીલાવી હતી

આ વિક્રમપૂરના ગઢ ઉપર બેસીને ગોડ બંગાળા એક દિવસ પ્રયાગના સીમાડા સુધી પોતાની આણ ફેરવતુ આ વિક્રમપૂરને આરેજ આખુ બંગાળા દુનિયા બધીના વિલામો ઉતારતુ એ જ ભૂમિ ઉપર એક દિવસ પાચ બ્રાહ્મણોએ અગ્નિ સમેત આવીને આશિષના મંત્રો અને શીતળ ઉદક છાંટી એક સૂકાયલા વૃક્ષને નવપલ્લવ કર્યું હતુ વિક્રમપૂરના વણિકો એક દિવસ એ જ પદ્માના નીર પર નૌકાઓ નચાવતા નચાવતા છેક સિંહલદ્વીપ, અરબસ્તાન અને જાવા સુમાત્રાથી અઢળક દ્રવ્ય ખેંચી લાવતા અને એનો જ્ઞાન ધર્મનો ઇતિહાસ કેવો ઉજ્જવળ હતો ! પેલા સુવિખ્યાત ચીનાઇ પરિવ્રાજક યુઆન ચુઆંગના ગુરૂ પંડિત શીલ ભદ્રનુ આ જન્મસ્થાન હતુ વિદેશી પરિવ્રાજકો વિદ્યા લેવા માટે આહી વિક્રમપૂરમા આવતા અને આખુ ગોડ બંગાળ જે દિવસ પોતાની વિદ્યા ગુમાવી બેઠુ ને પરિણામે તેની સ્વાધીનતાએ પણ ગંગાના નીરમા સમાધિ લીધી, તે દિવસ પણ ગોડ બંગાળનો આથમતો સૂર્ય વિક્રમપૂરના આકાશમા થોડી વાર થભ્યો હતો

આજ વિક્રમપૂરના વદન પર એ કાન્તિ નથી પદ્માએ આજ એની ધરતીના ટુકડા કર્યાં છે કુબેરના પુત્રો જેવા વેપારીઓ હવે ત્યા નથી જન્મતા મૂઠીભર ચાવલ ઉપર પ્રજા પોતાના હાડપીંજરને નભાવે છે

એ એક કાળના ઉજ્જ્વલ પણ પછી નૂર ગુમાવી બેઠેલા વિક્રમપુરના તેલીબાંગ ગામમા ચિત્ત રજન દાસના પૂર્વજોએ વાસ કર્યો હતો પૂર્વ બગાળના સુપ્રસિદ્ધ વૈદ્ય કુટુબમાથી દાસ ઉતરી આવ્યા હતા તેમના પ્રપિતામહ બાબુ રતન કૃષ્ણ દાસ પોતાની ઉદારતા અને દાનવીરતા માટે સારૂ માન પામ્યા હતા

દાસના પિતામહ જગદ્ બધુ દાસ રાજશાહીના સરકારી વકીલ હતા એ ધધામા તેમને પુષ્કળ ધન પ્રાપ્ત થયુ પરન્તુ પાડોશીઓ અને ગરીબ સગાઓના દુખો કાપવામા તેમણે પૈ યે પૈ ખરચી નાખી તેમની સખાવત તો આખા વિક્રમપુરમા વાતનો વિષય થઇ પડી હતી તેમણે પોતાના ગામમા એક અતિથિ-ગૃહ પણ રાખ્યુ હતુ, અને તેની વ્યવસ્થા માટે ખબ દરકાર રાખતા એ સબધમા એક રસિક વાત ચાલી આવે છે કે, પોતાના અતિથિગૃહના સેવકો પોતાની ફરજ કેવી બજાવે છે તેની અગત માહેતી મેળવવાનો તેમને વિચાર આવ્યો અને તરત જ એક હોડીમા બેસી તે ઉપડયા બરાબર મધરાતે પોતાને ગામ પહોચ્યા એક થાકયા પરદેશીને રહેવા ખાવાની સગવડ થઇ શકશે કે કેમ એમ વ્યવસ્થાપકને પૂછાવ્યુ બધા સેવકો આખા દિવસના શ્રમ પછી આરામની તૈયારીમા મગ્ન હતા એટલે આ નવી ઉપાધિથી ગુચવાયા, અને મોડીરાતના મહેમાનનુ આતિથ્ય કરવાની દરકાર કીધી નહિ આની ખબર પડતા જ જગદ્ બધુના ગુસ્સાનો પાર રહ્યો નહિ તરત જ ત્યા આવી ચઢ્યા નોકરોને ખૂબ સખ્ત ઠપકો આપ્યો અને ભવિષ્યમા તેમ ન થવા દેવાની તાકીદ કરી

જગદ્ બધુનુ અન્તઃકરણ અતિશય કોમલ હતુ તેમની વૃદ્ધાવસ્થામા પાલખીમા બેસી એક દૂરના ગામમા તે જતા હશે, ત્યા રસ્તામા છેક થાકી ગએલા, ઉઘાડે પગે ચાલતા એક ઢસડાતા બ્રાહ્મણને તેમણે જોયો જગદ્ બધુને તેની એટલી દયા આવી કે પોતે પાલખીમાથી નીચે ઉતરી પડયા અને પેલા બ્રાહ્મણને બેસવા કહ્યુ અને વૃદ્ધાવસ્થાની અશક્તિ છતા, એ મહાત્મા ત્રણથી વધારે માઇલ પગે ચાલી ગયા

આ ગુણોની સાથે જબરી વિદ્યારસિકતા તેમનામા હતી, અને તે વિદ્યારસિકોના આશ્રયદાતા હતા આ ઉપરાન્ત તેઓ કાવ્યો પણ રચતા હિન્દુ ધર્મની વિધિઓનો વિષય તેમનો ખાસ હતો તે વખતે તે લોક પ્રિય હતા એટલુ જ નહિ હજુ યે દરેક હિન્દુ ગૃહમા તે કાવ્યો આદર પૂર્વક વચાય છે અને કાવ્યના ભાવો કાવ્યરસિકોની પ્રશસા પામ્યા છે

દેશબન્ધુના પિતા ભુવન મોહન દાસ કલકત્તા હાઇ કોર્ટના સુવિખ્યાત "એટર્ની" હતા તેમના સત્યપ્રેમ અને નીડરતા અપ્રતિમ હતા તેમનો દેશપ્રેમ પણ એવો જ નિખાલસ અને વિશુદ્ધ હતો બ્રહ્મા સમાજની પ્રવૃત્તિમા તે અગ્ર ભાગ લેતા તેમની અઢળક આવક નિર્ધન અને નિર્બલને સહાય આપવા પાછળ જ જતી હતી લેશ માત્ર ઉડાઉપણાથી રહ્યા સિવાય, કેવલ અતિશય ઉદારતાના જ પરિણામે, તેમની આર્થિક સ્થિતિ ઘણી જ કફોડી થઇ હતી અને છેવટ નાદારી નોધાવવાનો વખત સુદ્ધા આવ્યો હતો

આ કફોડા સયોગોને પણ દેશબન્ધુના સુકોમલ હૃદયવાળા માતુશ્રીએ એક આર્યાને છાજે તેવી સહનશીલતા અને ધૈર્યથી વધાવ્યા હતા અમીરીમા જ ઉછરેલી એ અબળાએ અતુલ પ્રબલતા દાખવી હતી, અપ્રતિમ ક્ષમાદૃષ્ટિ વાપરી હતી મુશ્કેલીને પ્રસગે ઘરના કામો હાથે કરવામા લેશપણ શરમ તેમણે ધારી ન્હોતી તેમના વદનમા, દુખીઆરા માટે આસુભીની એક આખથી અને તે કૃતકૃત્યતાથી પરિણમતા સન્તોષથી ઉલ્લસિત બીજી આખથી, જે સુહાસ સદાય લસ્યા કરતુ તે ચિત્તરજનને હમેશનુ પ્રેરક બલ હતુ જેટલો એ વત્સલ જનેતાને પોતાના પ્રાણ સમાન પુત્ર માટે ભાવ હતો તેવો જ કૃતજ્ઞતા ભર્યો ભાવ દાસના અન્તરમા એ જનની માટે સદાયે ભર્યો રહેતો

એ મહાન્ પુરુષની મહાન્ માતા દયા અને ક્ષમાની સાક્ષાત્ મૂર્તિ હતા તેમના ઘરમા, ભુવન મોહનનો એક નિર્ધન સગો કાયમનુ ઘર કરી રહ્યો હતો નિરાત કરી બેઠા ઉપરાત દારૂનો તે જબરો શોખીન અને ચુસ્ત પીનારો હતો દરરોજ દારૂથી

છાકટો થઈ તે ચિત્તરંજનના માતુશ્રીને ખૂબ ગાળો દેતો ભુવન મોહન આથી અકળાતા અને તેને કાઢી મૂકવાનો વિચાર પણ કરતા હતા પણ તેમના ગુણવાન, ક્ષમાશીલ દયાશીલ, પત્ની તેમને હર વખત રોકતા "એ બિચારો ક્યાં જશે ? ભૂખ્યો તરસ્યો ગુજરી જશે" એમ કહી, તેનુ વર્તન જરાયે ન ગણકારતા, તેને પોષ્યા કરતા

એ માતા માટે દાસના પ્રેમના અનેક ઉજ્જવલ દૃષ્ટાંતોમાથી તેમના પાછલા જીવનમાથી એક બે જરૂર ઉતારવા જેવા છે વિલાયત તેઓ ભણવા ગયા ત્યારે યન્ત્રની નિયમિતતાથી દર અઠવાડીએ એક એક પત્ર તો માતાને લખવો જ લખવો એવો તેમનો ક્રમ હતો જ્યારે ત્યાથી નીકળવાના હતા ત્યારે માતાને, એકાએક પહોચી, આશ્ચર્યચકિત કરી નાખવાના આનન્દ અને રમુજ પ્રાપ્ત કરવાનો તેમને ખ્યાલ આવ્યો આ નિશ્ચય પરથી ઉપડવાનો તાર તેમણે કર્યો નહિ અને ખુશાલીનો પત્ર લખી, ત્યાના એક મિત્રને ટપાલમા નાખવા આપી, સ્ટીમરમા ચઢયા

બગાળ આવી પટનામા એક મિત્રને ત્યા ગયા અને પછી ઘેર જવા ઉપડયા વિલાયતવાળા મિત્રને વખતસર પત્ર નાખવાનુ યાદ રહ્યુ નહિ હોય, અને ડોસી તો ઘેર કલ્પાત કરતા હતા આઠ આઠ દિવસ સુધી કાગળ ન મળ્યો માટે તે અન્નજળ છોડી બેઠા હતા અને પટનાના મિત્રને ખબર પડી કે ભાઇ સાહેબે આવવાનો તાર પણ ઘેર કર્યો નથી એટલે પોતે તાર કર્યો પણ ચિત્તરંજનની બધી ગમ્મત ધૂળ મળી ગઇ !

તેમની માતૃભક્તિ આશ્ચર્યકારક હતી અલીપુર બોંબ કેસ વખતે તે પુષ્કળ પરિશ્રમ લેતા રાતના બબ્બે વાગ્યા સુધી જાગતા પણ સવારે અદાલતમા જાય ત્યારે, માળ પર ચઢી, માતાના ચરણમા મસ્તક નમાવી, તેમની પદધૂલિ લઇને જ જવાનો તેમનો રિવાજ હતો માતાના આશીર્વાદ ઉપર તેમની શ્રદ્ધા અગાધ હતી

"રડનારાની સાથે રડનારા" અને હવેના કાળમા દુર્લભ એવા, માનવોના સદ્ગુણ ભર્યા વાતાવરણમા ચિત્તરંજનદાસનો

જન્મ, કલકત્તામા સને ૧૮૭૦ના નવેમ્બરની ૫મી તારીખે થયો હતો તેમના જન્મ પછી, તેમના પિતા ભવાનીપુર જઇ રહ્યા, અને ત્યાની "લડન મીશનરી સોસાઇટી"ની શાળામા ચિત્તરજન દાખલ થયા

૧૮૮૬મા "એન્ટ્રસ"ની પરીક્ષા પસાર કરી, તે પ્રેસીડેન્સી કોલેજમા ગયા ૧૮૯૦મા તેમણે ડીગ્રી મેળવી પરતુ, થોડાજ માર્ક તુટવાથી તે માન [ઓનર્સ] સાથે ઉત્તીર્ણ થતા રહી ગયા આ અણધાર્યા ફટકાથી તેમને ઘણીજ નિરાશા થઇ હતી છતા સનદી નોકરી [સીવીલ સર્વીસ]ના ઉમેદવાર થવાનો તેમનો ઉદ્દેશ હોવાથી તેમણે ઇગ્લડ તરફ પ્રયાણ કીધુ

# પ્રકરણ ૩

## વિલાયતમા

સનદી નોકરીની પરીક્ષા માટે તે તૈયારી કરતા હતા ત્યારે મરહુમ દાદાભાઇ નવરોજી, બ્રીટીશ પાર્લમેંટમા હિન્દની ફરિયાદો જાતે સુણાવવા, ફીન્ઝબરીના સભ્ય તરીકે ચૂટાવા પ્રયત્ન કરી રહ્યા હતા ચિત્તરંજને પરીક્ષા આપી દીધી હતી અને પરિણામ બહાર પડ્યુ ન્હોતુ દાદાભાઇની વ્હારે તે તરતજ ધાયા વરણીની લડતમા તેમણે અનેક ભાષણો કર્યા

છેક બાલપણથી વકતૃત્વની સુન્દર શક્તિ તેમણે બતાવી હતી મિત્રો કે સોબતીઓનુ મંડળ એકઠુ કરી કોઇ મહાન્ વકતાની અદાથી, ભાષણ આપવાના તેમના ન્હાનપણના પ્રસંગો આસપાસના જનોને બહુ આનન્દ આપતા હિન્દના સમર્થ વકતાઓમા નામ કાઢશે એવી તેમના સહાધ્યાયીઓ અને અધ્યાપકોને આશા હતીજ, જે ભવિષ્યે ખબ ખરી પાડેલી બતાવી અને એ યુવાન ઉ-ત્સાહી વકતાના તે ચૂંટણીના વખતના ભાષણોની અંગ્રેજી પ્રજાપર બહુ સારી અસર થઇ હતી ત્યાના તેમજ હિન્દના છાપાઓએ તેની યોગ્ય કદર કરી હતી

પશ્ચિમે તેમના ચરિત્ર પર ચોક્કસ રીતે અને કેટલી અસર કરી હતી તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે ઇંગ્લંડના વાતાવરણને લીધે પહેરવેશ, રીતભાત વગેરેમા તે પૂરા પાશ્ચિમાત્ય બન્યા હતા છતા તેમનુ સ્વતંત્ર હિન્દી હૃદય એ સંસ્કૃતિથી કેટલુ નિર્લેપ હતુ, બાહ્યરીતે આંગ્લ જેવાજ બન્યા છતા, અન્તરમા તે કેટલી હદ સુધી હિન્દી રહ્યા હતા, તેનો ખ્યાલ આપવા એકજ મશહૂર ઉદા-હરણ બસ થશે પોતાના અને હિન્દના સ્વમાનની એટલી પ્રબળ લાગણી તેમના ભવિષ્યમા નેતા થવાની આગાહી આપતી

હતી તે કાળ અત્યારના જેવી રાષ્ટ્રીય જાગૃતિનો નહનો, તે કાળે હિન્દીઓ 'દેશી' ને 'કાળા' હતા, છતા તે સામે વિરોધની લડત શરૂ થઈ નહોતી સ્વમાનની લાગણી આજ જેટલી ઉત્તેજત ન્હોતી થઇ અને વિલાયત જનારા ત્યાનાજ ર ગે ન્હાઈ રહેતા ગમે તેટલા હડધત થવા છતા તેનીજ ન્યાયમા સન્તોષ માનતા, પોતાને સુખી અને સુરક્ષિત માનતા વિલાયત તો વણા જતા પણ તેમાથી કોઇકનુજ હૃદય સ્વમાનની બાબતમા દાસ જેટલુ આળુ હશે

સને ૧૭૯૨મા જેઇમ્સ મેકલીન નામના પાર્લામેન્ટના એક સભ્યના મ્હોમાથી શબ્દો નીકળ્યા કે હિન્દના હિન્દુ-મુસ્લીમો તો ગુલામો છે લાખોએ આ શબ્દો સભળ્યા અને તે પત્થર પર પાણીની જેમ પસાર થઇ ગયા માત્ર એકજ તરુણ, આવેશયુકત વિદ્યાર્થીથી તે સહન ન થયા તેની સ્વમાનની તીક્ષ્ણ ને સુકોમળ લાગણી ઘવાઇ, તેમા કારી જખ્મ થયો ચળવળો કરવાના એ દિવસો ન્હોતા છતા એ યુવકનો વેગ, નદીના ધસતા પૂર જેવો, અટક્યો જ નહિ

તરતજ હિન્દીઓની સભા બોલાવવાનો પ્રયત્ન થયો એક ઝીટર હોલમા તે સભા મળી અને મી મેકલીનના વર્તનને સખ્ત વખોડી કાઢનારૂ ભાષણ દાસે કર્યું આ શબ્દોની અસર વજ્રપાત પાત જેવી થઇ હિન્દી બાબતો માટે તે વખ્તે રસ લેવાતો ન્હોતો, છતા ઇગ્લાડના આગેવાન પત્રોએ દાસના ભાષણ પર વિવેચનો કર્યા ભાષણના વિષયને અગ્રસ્થાન આપી તેની ચર્ચા કીધી ઇગ્લાડ એટલે પત્રોનીજ દુનીઆ પત્રોજ તેનુ હૃદય પત્રોમા વાત આવી કે આખુ લડન ખળભળી ઉઠ્યુ ત્યાના ઉદારમત વાદી પક્ષને પોતે પછાત રહી જશે એમ લાગ્યુ ગ્લેડસ્ટનના પ્રમુખપદ નીચે ઓલ્ડહેમમા તે પક્ષે એક ગજાવર સભા મેળવી "હિન્દી ચળવળ" એ વિષય ઉપર, વક્તૃત્વની અજબ છાટવાળુ, નીડર અને નિખાલસ વિવેચન કરતા દાસે કહ્યુ

"ગૃહસ્થો, પાર્લામેન્ટ જેવી જવાબદારી ભરેલી સસ્થામા થતા ભાષણોમા, અનેકવાર કહેવામાં આવે કે ઇગ્લડે હિન્દને સમશેરથી સર કર્યું, અને શસ્ત્રથીજ તેને જાળવવુ પડશે, એ જાણી મને ખૂબ

ખેદ થએલો ઇગ્લંડે એવુ કશુજ કર્યું નથી એ મહાન્ કીર્તિમન્ત સામ્રાજ્ય તલવાર કે બેયોનેટને આભારી નથી જ એ વિજયનુ શસ્ત્ર પશુ બળ ન્હોતુ એતો એક નૈતિક વિજય હતો, (તાળીઓ) ઇંગ્લંડને ગર્વ લેવા જેવી જાતનો એ વિજય હતો. એ સાચા વિજયને શસ્ત્ર જેવી ક્ષુદ્ર વસ્તુને ભળાવી પશુબળથી હિન્દને કબજે રાખવાની વૃત્તિને ઉત્તેજન આપવામા નીચતા છે, એક અગ્રેજને એ અણછાજતું છે”

જે કાળે અગ્રેજ પ્રજા અને પાર્લામેન્ટ હિન્દની ફરિયાદો (જે થોડી ઘણી કરવાનુ શરૂ થયુ હતુ તેને પણ) સામે કાન બધ જ રાખતી, જે કાળે મહાસભાનો અવાજ દરિયાપાર જઇ શકતો ન્હોતો—અત્યારના પ્રમાણમા અવાજ જ ન્હોતો—ત્યારે આવા નીડર ઉદ્‌ગારોએ શી અસર કરી હશે? પાર્લામેન્ટમા ધરતીકપ ઉઠવા લાગ્યો વજ્રપાત થશે કે શુ? બધા સ્તબ્ધ થઇ ગયા આ વીરની હાકનુ વજૂદ સમજવા પ્રયત્ન કરવા લાગ્યા અને પેલા મૅકલીન સાહેબ જે ચોવટીએ પોતે એ અવિચારી, અઘટિત ઉદ્‌ગાર કાઢેલા તેને દોષ દેવા લાગ્યા શરમથી તેનુ માથુ ઉચુ થતુ ન્હોતુ તેને માફી મગવી પડી, અને પાર્લામેન્ટે તેની જગ્યા પરથી તેને રુખસદ આપી

તે કાળની હિન્દની સ્થિતિ ઊંઘમાથી ઊઠવા લાગતા બાળક જેવી લાગતી હતી તેમા દાદીમા જેવુ ઇગ્લાડ, તેની કાલી ઘેલી ન્હાની ન્હાની માગણી સાભળવા અખાડા કરતુ એટલુ જ નહિ પણ તેને ફરી ઊંઘાડી દેવા પણ મથતુ હશે ત્યારે એક તરૂણ બગાળી વીરના બોલનુ જે મહાન પરિણામ આવ્યુ તે તેના ઉજ્જવળ ભવિષ્યનુ સૂચક હતુ, મહત્તા વધારનાર હતુ

સરકારી નોકરશાહીની નજર આ બધા તરફ ખેચાઇ દાસની પ્રવૃત્તિ તેની આખમા ખુચવા લાગી અને આખરે પરિણામ વખતે ફત્તેહમદ ઉમેદવારોના નામમાથી તેમના નામને ઉડાવી દેવામા આવ્યુ! નોકરશાહીએ જાણીબુજીને કરવા ધારેલ અનિષ્ટના કેવા સુદર પરિણામો નીપજે છે તે, હિન્દના સદ્‌ભાગ્યે, શ્રી દાસના જીવને આપણને સ્પષ્ટ કરી બતાવ્યુ છે

દાસને આ નિષ્ફળતાથી કેવુ લાગ્યુ હશે, તેનો ખ્યાલ તેમના એ બાબતના વિનોદથી સમજાય છે "નાપાસ થનારા ઉમેદવારોના લિસ્ટમા મારૂ નામ પહેલુ હતુ" તેમ તે હસીને કહેતા તે કાળે જ્યારે મોટા સરકારી હોદ્દા થોડા જ હિન્દીઓને મળતા, અને લોક-દૃષ્ટિમા તેની કીમત ખૂબ હતી, ત્યારે પણ જે ખુશમિજાજથી તેમણે એ પરિણામ સ્વીકાર્યું તે ખરેખર આશ્ચર્યજનક છે એથી ઉલટુ તેમના સગાસબધીઓને તેમના નાપાસ થવાના પરિણામથી ખૂબ નિરાશા ઉપજી, કારણ કે તે ઇગ્લાડમા રહ્યા તે બધો વખત તેમના પિતા સખ્ત નાણાભીડમા હતા, અને અતિ ચિન્તામા દિવસો જતા હતા આખુ કુટુમ્બ આવી મુશ્કેલી ભોગવતુ હતું ત્યારે, ઇગ્લડમા દાસને વખતસર આર્થિક મદદ ન મળવાથી, બે ત્રણ દિવસ ફકત પાઉં અને ગરમ પાણી પર જ ગુજારવા પડયા હતા! તેમના હિતેચ્છુઓનો ખ્યાલ એવો હતો કે આ સયોગોમા મોટી આવકવાળી સરકારી નોકરી બહુ મદદરૂપ થઇ પડે એથી ઉલટુ ગમે તેવી ઉજ્જવલ કારકીર્દીવાળા વિદ્યાર્થીને વકીલાતની હરીફાઇમા પુષ્કળ રાહ જોવી પડે તેમ છતા તે ઇન્નર ટેપલમા જોડાયા અને બેરીસ્ટર થયા

"સ્વર્ગ સુખ શી સનદી નોકરીમા તે ન ગયા તે હિન્દ માટે સારૂ જ થયુ એ નિસશય છે, કેમકે એક વાર એ કુડાળામા પડયા પછી શિખરે પહોચ્યા સિવાય તે જપત નહિ અને હિન્દી પ્રજા જોડે ખુલ્લે દિલે મળવાની, ભળી જવાની તક તેમણે ગુમાવી હોત પણ હિન્દ માતાને જ એ પનોતા પુત્રની સેવા મળવાની હતી, સરકારને નહીં જ

યુરોપીય સસ્કૃતિથી તે મોટે ભાગે નિર્લેપ રહેલા પાછલા જીવનમા જણાતા છતા, શરૂઆતમા તેમનામા ખૂબ સશયો—ધર્મ અને શ્રદ્ધાના—તે સસ્કૃતિએ જન્માવ્યા યુરોપ જો કોઇ ખૂબ સચોટ અને આરપાર નીકળે તેવુ શિક્ષણ આપતુ હોય તો તે બુદ્ધિ શક્તિની પટાબાજી છે બુદ્ધિયુક્ત યુદ્ધની એ તાલીમ શ્રી દાસને વિલાયતના અખાડામા મળી, જે તેમની જિંદગીમા આટલો મોટો ભાગ ભજવી ગઇ સમાજ જીવનમા, વકીલાતમા તેમજ રાજકીય નેતા તરીકેના

જીવનમા–યુરોપે કેટલીક બાબતો વિષે અજ્ઞેયવાદ (Agnosticism) મા તેમને પ્રેર્યા છતા એજ વાતાવરણના પ્રભાવે તેમનામા અતુલ આત્મવિશ્વાસ પણ પ્રકટાવ્યો એજ આત્મવિશ્વાસે, તેમને વારસામા મળેલી નીડરતા અને અડગતામા કઇક નવુ બલ આપ્યુ યૌવનના આરભમાજ એ બલના પરચો અગ્રેજ આલમને થયો હતો અને આ એકજ બનાવની ઉજ્જવલતા અને ભવ્યતાએ એ જાતના અનેક પ્રસગોને પ્રકાશમા આવવા દીધા નહિ હોય તેમના બોલનુ વજન ઝીલવા તૈયાર સમાજ અને વાતાવરણ હયાત હોવાજ જોઇએ

ઇગ્લાડનીજ સ્વતત્રતાની ભાવના ને તેનાજ અવિશ્રાત બુદ્ધિવાદના યુદ્ધમા, એ પ્રજાનાજ શસ્ત્રે, તેને હફાવનારની શક્તિ સામાન્ય કોટિની તો ન જ હોઇ શકે, એની પ્રતીતિ જેમ ઇગ્લાડને થઇ હતી તેમજ હિન્દને પણ થઇ

# પ્રકરણ ૪

## મન્થનકાળ

વકીલાતનો ધંધો પૂર્વ બંગાળમાં સૌથી વધારે લોકપ્રિય બન્યો કહેવાય અને એ ધંધામાં સફળતા પણ ત્યાંના જ લોકોને વરી કહેવાય

સને ૧૮૯૩માં દાસ હિન્દ પાછા ફર્યા અને કલકત્તા 'બાર' માં જોડાયા છતાં જે ધંધાએ તેમને ધન અને માનથી નવાજી નાખ્યા તે તેમની મનપસંદ પ્રવૃત્તિ ન્હોતી સાહિત્ય તરફના પક્ષપાત અને વલણને લઇને અધ્યાપક થવાનું તેમણે વધારે પસંદ કર્યું હોત પરંતુ, તેમના પિતાએ વ્હોરેલી, અને તેમના પર મૂકાયેલી ભારે જુમ્મેદારીના ખ્યાલે, તેમને માટે અન્ય માર્ગ ખુલ્લો રહેવા દીધો ન્હોતો કરજના જંગમાંથી મુક્તિ મેળવવા વકીલાતજ કરવી પડે તેમ હતું સઘળી આન્તરિક શક્તિઓને પૂર્ણપણે વિકસાવવાના યોગ્ય ક્ષેત્ર અને પ્રસંગની પ્રાપ્તિ કરી, પોતાની કાર્યશક્તિના માપ અને મર્યાદાનો નિર્ણય થાય, એજ ખરી પ્રવૃત્તિ એમ સ્વીકારાય, તો ફરજના તીવ્ર ભાનવાળા શ્રી દાસને દ્રવ્યોપાર્જન ખાતરજ પ્રવૃત્તિની પસંદગી કરવાનો નિર્ણય કરવાનું કેટલું કઠિન થઇ પડયું હશે, કેવું જોસમય આન્તરિક મન્થન ચાલ્યું હશે, અને પરિણામનો નિશ્ચય કેટલી તાણાતાણી પછી લબ્ધ થયો હશે તે કળી શકવું સહેલ નથી

આવી રીતે લઇ લીધેલા લગભગ બધા ધંધાની શરૂઆત અંતરાત્માને ગુંગળાવે તેવી હોય છે ચોપાસ તિમિરપુંજનો જ વિસ્તાર હોય, બાશાનું કિરણ કયારેક જ એ અંધકારજૂથના પડો ભેદી શકતું હોય, અનિશ્ચિત ભવિષ્ય વિકાળ મુખ ફાડી

આદર્શો અને આશાઓને હજમ કરવા ટાપી રહ્યો હોય, ત્યાં સમાજમા ઉતરતા જતા પ્રતિષ્ઠા અને સ્વમાન જાળવવા કેટલા મુશ્કેલ થઇ પડે! પિતાની નાદારી, ને તે અંગે ધધામા તથા જાહેર જીવનમા થતી હાનિનુ દુ ખદાયક ભાન, રાત્રિ દિવસ તેમને શલ્ય સમુ ખુચ્યા કરતુ

તેઓ 'બાર' મા જોડાયા પછી તરતજ તેમણે પિતાના તમામ કરજની જુમ્મેદારી પોતાને શિર વ્હોરી લીધી પણ એક નવાસવા બેરીસ્ટરની શરૂઆતની ટુક આવકમાથી કરજનો એ જગી બોજો શી રીતે ફીટે? અને એટલે જ, કમનસીબે ધધાની શરૂઆતમા જ તેમને પિતાની સાથે નાદારી નોધાવવામા સામેલ થવુ પડયુ. પણ એજ પળે તેમણે મનથી નિશ્ચય કીધો કે પહેલી તકે એ દેવા ચૂકાવી નામ પરનો ડાઘ દૂર કરવો ઋણ-ચૂકવવાની જુમ્મેદારી તજી દેવાનો લેશ માત્ર પણ આશય આમા ન્હોતો એ ભવિષ્યે બતાવી આપ્યુ પિતા પ્રત્યેની, તેમની જોડેજ ખડા રહેવાની ફરજથી આ પગલુ લીધા સિવાય બીજો આરો ન્હોતો

એ બધો વખત મન અને હૃદયમા અમાપ ઉદ્વિગ્નતાનુ સામ્રાજ્ય હતુ અને વિકાસના પ્રથમજ પ્રભાતે એ ચિન્તાનુ કાળુ વાદળ તેમને માથે ઝઝુમી રહ્યુ ન હોત, તો જાહેર જીવન-મા–રાજનીતિના, દેશ સેવાના, સમાજ–સુધારાના કે એવા ગમે તે બીજા ક્ષેત્રમાં–પડી તેમણે કેટલુ વ્હેલુ નામ કાઢયુ હોત!

તેમની અસાધારણ શક્તિ માટે બે મત ન્હોતા, પણ એ સર્વમાન્ય બીજની વૃદ્ધિ માટે વર્ષો સુધી પ્રદેશ અને પ્રકાશની ઉણપ રહી હતી આર્થિક મુંઝવણને લીધે ઘરનો ખર્ચ પણ ગમે તેટલા યત્ન છતા પૂરો નીકળતો નહિ, અને ઘણીવાર ટ્રામ–ટીકિ-ટના પૈસાને અભાવે ઘરથી છેક અદાલત સુધી ચાલીને જવા પડવાના દિવસો પણ તેમને આવ્યા હતા.

પરન્તુ ખરી પ્રતિભા લાંબો વખ્ત ગુપ્ત રહેજ નહિ, આવરણ કે અન્ધકાર સહે જ નહિ. અતુલ ખત તેમજ મહેનતના પરિણામે, પ્રતિષ્ઠિત વકીલમડળમા અગ્ર સ્થાન તેમણે કેમ

મેળવ્યુ તેનો વૃત્તાંત રસમય હોઈ તે માટે જુદાજ પ્રકરણની આવશ્યકતા છે

તેમની શક્તિના વિકાસ અને પ્રકાશન માટે જે તક જોઇતી હતી તે આવી લાગતા જ, પ્રજાજનની પ્રશસામા મુગ્ધ બનેલી આખો એ ઉગતા બાલ રવિના સૌમ્ય પણ જ્વલન્ત થવાની આગાહી આપતા પ્રકાશમા આશ્ચર્યચકિત અને સ્તબ્ધ બની નીરખી રહી

આ તો માત્ર તેમના કુટુબ જીવન ખાતર લીધેલા ધધાના મન્થનની વાત થઇ પણ તેમના આન્તરિક જીવન સમસ્તનો યે એ મન્થન કાળ હતો તેમની પ્રવૃત્તિની પસન્દગીમા જ તેમનુ મન્થન સતત અને તીવ્ર હતુ જે વકીલાતનો ધધો તેમણે સ્વીકાર્યો તે ન તેમના શોખની પ્રવૃત્તિ હતી કે ન તેમને મનપસન્દ હતી. પણ બીજાને માર્ગ આપવા હમેશા પોતાને પાછળ રાખનાર દાસે પોતાના વલણનો ખ્યાલ સરખો યે ન કર્યો પોતાનો વિચાર તેમણે કર્યો હોત તો તેમનુ જીવન જૂદુ જ લખાત તે સાહિત્યના ક્ષેત્રમાં પડયા હોત કે એક શિક્ષક તરીકે તેમણે જીવન વ્યતીત કર્યું હોત શિક્ષણ પ્રચાર કરવાનો આદર્શ તેમણે વર્ષો સુધી સેવ્યો હતો એ ગૂઢ આન્તર્ગીતોને તેમણે સ્વપ્ન–સૃષ્ટિના એકાન્તમા સાભળ્યા હતા પરતુ સર્વદા 'સ્વ'ને ભૂલવા તત્પર દાસે કુટુમ્બની પ્રતિષ્ઠાનો, તેના માન રક્ષણનોજ વિચાર કર્યો તેને ખાતર દ્રવ્યોપાર્જનના મહાન્ ક્ષેત્રમા જ ઝુકાવવાનુ હતુ વ્હાલથી પોષેલી ભાવનાઓને, કુટુમ્બ-માનની વેદિમા હોમી દેવાની હતી પ્રતિષ્ઠારક્ષણ ખાતર તેને તિલાજલિ દેવાની હતી ભવિષ્યમા જે મહાત્યાગ તેમણે કર્યો તેની વાતો આ મહત્તર ત્યાગ આગળ કેવી થઇ રહે છે? એ ત્યાગની એટલી વાત થતી નથી, કેમકે એ ત્યાગ છુપો હતો, ગૂઢ હતો દાસ એકજ પોતાની આશાઓના મરણના, દહનના અને સ્મૃત્તિદાહ દેતા પ્રેતોના મૂક પ્રેક્ષક હતા અને એ ત્યાગ છૂપો હતો એજ તેની મહત્તા છે માત્ર પોતાની જ જાતનુ પ્રતિપાદન કરનાર આજકાલના યુવકને એ મહાન્ ભોગનો ખ્યાલ કેમ આવશે? એ આત્મ–સતોષી સકુચિત

'સ્વ' નેજ સંપૂર્ણ માનનાર યુવકને 'સ્વ'ની આ વધતી જતી વિશાલતાનો ખ્યાલ ક્યાંથી જ આવે ? અને તેની કદર તો કેમજ કરે ?

પણ દાસે હમેશા વિજેતાનોજ પાઠ ભજવ્યો છે. જરૂરીઆતને લઇને લીધેલી વકીલાતને પણ તેમણે પોતાની ઇચ્છા પ્રમાણે સર્વસ્વ દેનારી કામધેનુ જેવી બનાવી દીધી. તે સંયોગોને વશ ન થતા પોતાને વશ તેને કરતા, અને જે વિષય હાથ ધરતા તેની અંદર પૂરેપૂરો પ્રવેશ કરી તેના માલેક થતા. એ ગુણજ તેમના સર્વ દિશાના વિજયની કુંચી છે.

વકીલાત તેમને પૂર્ણપણે વશવર્તી રહેવા લાગી. છતાં તે પ્રવૃત્તિ માત્ર તેમના બાહ્ય જીવન પૂરતીજ રહી હતી. તેમના અંતરના જીવનને તેનો સ્પર્શ સુદ્ધાં ન્હોતો. તે માટે તે આવશ્યક સુદ્ધાં ન્હોતી ગણાતી. એ તો માત્ર બુદ્ધિચાતુર્યની રમત હતી. અને તેનીજ પટાબાજી કરવામાં તેમનું વ્યક્તિત્વ સમાઇ જતું ન્હોતું. તેમનો આત્મા અનેક દિશામાં બંધનો તોડવા, સીમાઓ ઉલ્લંઘવા, થનથની રહ્યો હતો. એ અંતરારૂઢ ગૂઢ આત્મા પોતાના ઉંડાણોમાં મસ્તીઓ જગાવતો, જૂદાજૂદા સૂરોની ધૂન મચાવતો, અને તેમના બાહ્ય જીવનની તે કદી કદી હાસી યે કરતો હશે. તે આત્મા તો સાગરના સંગીતમાં રાચતો, ઉન્નત કલ્પના વિહંગમાં ઉડતો, શ્રદ્ધા અને અધ્યાત્મવાદમાં ચકચૂર રહેતો. અને અંતરના તે ગૂઢ તત્ત્વનો આવિર્ભાવ ધર્મ, કાવ્ય, બંધુપ્રેમ અને દેશપ્રેમની ભાવનાના આવાહનનો પ્રતિશબ્દ કરવા રૂપે થયો જ.

# પ્રકરણ ૫

## આધ્યાત્મિક કલહ

દાસનુ જીવન એક વીણા જેવુ હતુ તેના ભિન્ન ભિન્ન સૂરો ઉંચા નીચા મેળવાયા હતા ખરા, પણ દરેક એકજ સુસવાદી ગીત ગાવાના પ્રાણરૂપ બની રહ્યા હતા સ્વરોના સૂરભેદ હોવા છતા ગીત એકજ ગવાતુ અને પરિણામ સુસવાદી, શ્રુતિમનોહર, દિવ્ય ગાનમાજ આવતુ કેટલાક માનીતા આવશ્યક ગ્રહસ્વરો જ હતા કેટલાકના ફકત ડખ જ લાગતા પણ ગીત તો એથી ઔર મધુર બનતુ

યૌવનના પ્રાત કાળે, ગીતની શરૂઆત પહેલા, જ્યારે સૂર મેળવાઇ રહ્યા હતા, ત્યારે પ્રથમ તો કેટલાક વિસવાદી સ્વરોના નાદ પણ ઉઠયા હતા માત્ર બુદ્ધિવાદ પર અવલબનાર તરીકે સશયોના જૂથે તેમના મનપ્રદેશમા આતરિક વિગ્રહ શરૂ કીધો આ અપૂર્ણ લાગતા વિશ્વનુ અસ્તિત્વ શાને ? અપૂર્ણતા દૂર કરી શકનાર કોઇ સપૂર્ણ, સર્વશક્તિમાન ઇશ્વર હશે કે નહિ ? હોય તો અપૂર્ણ, અન્યાય, અસત્ અને આપત્તિ શાને ? જીવન શુ ? કયાથી ? શા માટે ? કયા જવા ? વગેરે પ્રશ્નો તેમને ગૂચવતા, મહાત કરતા

આધ્યાત્મિક કલહનો, આન્તરિક મન્થનનો એ કાળ અલ્પ નહિ હોય પશ્ચિમના સહવાસથી આવેલી વૃત્તિઓમા આ સશય પ્રધાન વૃત્તિને પણ ગણાવી શકાય પાશ્ચાત્ય તત્વજ્ઞાને તેમના પર ખૂબ અસર કરેલી તેથી સશયનુ બલ તેમણે પ્રાપ્ત કર્યુ પરન્તુ શ્રદ્ધાની શકયતા હોય ત્યાજ સશય થઇ શકે અને એ તત્વજ્ઞાને તેમને શ્રદ્ધા અર્પી નહિ સશય એ માનસિક અસતોષનુ પરિણામ છે પણ બુદ્ધિ સતોષ માગે છે સશય અને અસતોષ એ બુદ્ધિ

પ્રયોગના અન્ત નથી પણ તેના પ્રેરક બલોજ માત્ર છે એ બલોએ તેમને માનસિક વિગ્રહ માટે ખૂબ ખોરાક આપ્યો

પણ આખરે, વિગ્રહ પછીની અનિવાર્ય શાન્તિનો ઉદય થયો એ આધ્યાત્મિક સન્તોષ તેમને ન જડ્યો પાશ્ચાત્ય તત્વ-જ્ઞાનમા કે ના જડ્યો બ્રહ્મો સમાજના સિદ્ધાન્તોમા રસિક બગાળે નવજીવન બક્ષેલા વૈષ્ણવ માર્ગમા તેમને એ આત્મસન્તોષના દિવ્ય દર્શન થયા

શ્રી ગૌરાગ પ્રભુની મહત્તા બગાળ જ સમજ્યુ છે બગાળમા વૈષ્ણવવાદે અનેરૂ આકર્ષણ ધર્યુ છે એનુ જ શિક્ષણ ઘરમા માતાએ તેમને આપ્યુ હતુ અને એજ સુન્દરતા, અને રસિકતાના પન્થે, પ્રેમ અને ત્યાગના પન્થે તેમને પોતના કીધા તેમના જીવન સમસ્ત પર વૈષ્ણવ સપ્રદાયની સચોટ અસર થઇ રહી હતી તેમના બહારના કે અન્તરના જીવનમા, તેમના અગાધ બધુપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમમા કે તેમના કાવ્યમા એજ મૂળ રગની છાયા છે

આ શ્રદ્ધાના પરિણામરૂપે હિન્દુ શાસ્ત્ર વિધિમા પણ તે માનવા લાગ્યા તેમના માતુશ્રીનુ શ્રાદ્ધ તેમણે સપૂર્ણ હિન્દુ વિધિથી કર્યુ, અને ૭ માસ પછી જ્યારે તેમના પિતાનુ પણ અવસાન થયુ ત્યારે શ્રાદ્ધ વખતે તેમણે ખૂબ ઠાઠ કર્યો હતો પણ તેનુ ખાસ અગ તો ગરીબોને ભોજન આપવાનુ હતુ ભૂખ્યાને અન્ન અપાય એ બધો વખ્ત પોતે જ હાજર રહેતા ઉદાર દિલે મીઠાઇઓ લૂટાવતા અને સહુને પૂર્ણ સતોષ પૂરતુ મળે તેની ખાસ કાળજી રાખતા તેમના પિતાને જે જે ગમતુ તે બધુ જ ગરીબોમા છૂટે હાથે વહેચવાનો તેમનો ખાસ હુકમ હતો આ મહેફિલની ખુશાલીમા તાળીઓ અને હર્ષનાદથી બગાલીએ આકાશ ભેદી નાખ્યુ હતુ અને એ જિયાફતની વાતો આસ-પાસના સ્થળોમા મહિનાઓ સુધી ચાલી રહી હતી

વૈષ્ણવ કીર્તનોનો પણ તેમને ભારે શોખ હતો તેમના બગલામા અવારનવાર કીર્તનો થયા જ કરતા અને ધીમે ધીમે વૈષ્ણવ વાતાવરણમા તે એટલા ઉતરી ગયા કે બ્રાહ્મો સમાજના સભ્ય તરીકે

પણ પોતાનુ નામ તેમણે કઢાવી નાખ્યુ પણુ બ્રાહ્મો સમાજમાથી નીકળ્યા છતા, તેના પ્રાણ રૂપ વેદાન્તના અદ્વૈતવાદની છાપ–જલધિ-જલદલ ઉપર કે પર્ણોના ખરખર નિનાદમા, વિહગ જૂથના કલ-રવ કરતા ગાનમા કે કુસુમ જગતના સૌરભ અને સુરખીમા, સૂર્ય ચન્દ્ર તારકની તેજરાશિમા કે પર્વતમાલાના ગભીર એકા-ન્તમા, સન્ધ્યાની સુરખીમા કે ઉષાના ઓજસમા, સાગરના ચિર ગુજનમા કે માનવના હર્ષ શોકમા જે એક પરમ તત્વની, આત્મની સર્વવ્યાપી છાપ છે તે–તેમના પર સચોટ રીતે અકિત થઇ હતી

વૈષ્ણવ સસ્કૃતિના પ્રચારાર્થે તેમજ બગીય સાહિત્યને નવી દિશા બતાવવા તેમણે ‘નારાયણ’ નામનુ એક નવુ બગાળી માસિક કાઢવુ શરૂ કર્યું તેમા બગાળાના અખૂટ વૈષ્ણવ સાહિત્યનો તેમનો ઊડો અને અગાધ પરિચય વ્યક્ત થતો બગાળના ઉર્મિગીતો વિષેના તેમના લેખો અને ચર્ચાઓ પણ અભ્યાસનો ખ્યાલ આપતા. ‘જીવન એ તત્વ જ્ઞાનથી મહત્તર છે’ એ માન્યતાને લીધે, બુદ્ધિએ આપેલી નિરાકાર ઇશ્વરમાની શ્રદ્ધાએ તેમને અસર કરી નહિ, અને તેમણે પ્રચલિત વૈષ્ણવ માન્યતાઓ સ્વીકારી બુદ્ધિગ્રાહ્ય સત્યને જ સ્વીકારવાનો તેમનો આગ્રહ ન હતો જે શ્રદ્ધા, જે માન્યતા, જે સિદ્ધાન્ત તેમને જીવન માટે આવશ્યક હતા, તેણે તેમના સમસ્ત જીવનને કેવુ રગી દીધુ હતુ તે તેમની બધી પ્રવૃત્તિમા તાદૃશ દેખાય છે તેમની ઝિદગીનો દરેકે દરેક દિશામા તે તત્વ ઓતપ્રોત થતુ હતુ ત્યાગ અને પ્રેમના પાઠ તે ત્યા શીખ્યા જીવનમા તેને ઉતારવાની પ્રેરણા ત્યા મળી, સમાજ-સેવા ને સાહિત્યસેવામા યે તેજ સર્વવ્યાપી સિદ્ધાન્તના સ્પ-ન્દનો સભળાય છે “મારી રાજનીતિ એ મારા ધર્મનો એક અશ માત્ર છે” એમ તે વારવાર કહેતા ધાર્મિકતાએ કેટલે સુધી તેમને પોતાના કર્યાં હતા તે તેમની સાથેના છેલ્લા સહવાસ વાળાઓને સુવિદિત છે

સાસન હોસ્પીટલમા તે ગાધીજીની તબિયત જોવા ગયા ત્યારે તેમણે કહ્યુ હતુ કે, “મારી મહેચ્છા તો ગગા કિનારે એક મઢુલી

બાધી રહેવાની છે" ગાધીજીએ તેને રમુજમા ગણી કહ્યુ, "ત્યારે તો મારો પણ તેમા ભાગ રાખવાનો" પણ એ ઇચ્છાનુ ગભીર સ્વરૂપ દાર્જીલિગના તેમના સહવાસથી ગાધીજીએ અનુભવ્યુ "સ્વરાજ પક્ષ કરતાયે એ મ્હુલી તેમને મન વધારે ગભીર વાત હતી તેમનુ આધ્યાત્મિક વલણ દિવસે દિવસે વધતુ ગયુ હતુ અને જીવનના અસ્તકાળે તેણે મધુરા સાન્ધ્ય રગ ધર્યા હતા

તેમની આ બાજુ ન જોનાર, તેમના વ્યાવહારિક બાહ્યજીવન ઉપરાન્તની આ આન્તરિક, આધ્યાત્મિક જીવનની લાક્ષણિક બાજુને ન સમઝનાર દાસના મનુષ્યત્વને જરૂર અન્યાય કરે

ભક્તિની મનોદશામાજ માત્ર નહિ, પણ ભક્તિની વાત કરવામા યે તે કેટલા મસ્ત બની જતા તેના અનેક દાખલા છે અલીપુર બોબ કેસ પહેલા થોડા દિવસ પૂર્વે આસામમા તેમને કામીનીચદ જોડે દસેક દિવસ રહેવાનુ બન્યુ હતુ તેઓ તે વખતના ખૂબ ચર્ચાતા વિષયોની વાતો રોજ કરતા પરતુ એક દિવસ એ સહુ વિષયો વિસારે પડયા અને દાસ ભક્તિ વિષે વાતો કરવા માડયા રાજનીતિ અને કાયદાબાજીમા ડૂબેલો લાગતો માણસ ભક્તિ વિષે આવા નિખાલસ, સહૃદય અને ભાવપૂર્ણ વિચારો પ્રકટ કરે એ આશ્ચર્યકારક હતુ જ એમની વાચામાથી નૈસર્ગિક કાવ્યનુ ઝરણુ વહેવા માડયુ અને શ્રોતાને પૂરૂ અર્થભાન પણ ન રહે એટલે તેનો વેગ વધ્યો અને આખરે નાટ્યકાર ગિરીશકુમાર ઘોષ વિષે તેમણે કહ્યુ, "જે લોકો તે માણસનુ ઉપલક જ્ઞાન ધરાવે છે અને કેવા જુઠા અર્થો કરે છે તે તમે તેને પૂરેપૂરો પીછાનો તોજ જાણી શકો તે પાપમા અને દુર્ગુણમા ડુબેલા છે એમ સમજે છે પણ તેઓ એનુ ચારિત્ર્ય જાણતા નથી બાહ્ય સયોગો તેને સ્પર્શીજ શકતા નથી એ એ લોકોને ભાન નથી તે ભક્તિની ધૂનથી ભરપૂર છે અને નિકટ સહવાસમા આવનારને તે મુગ્ધ બનાવે છે"

"તેમનામા ધર્મનિષ્ઠાનો જે ગુપ્ત પ્રવાહ વહેતો હતો તેનુ દર્શન એક મિત્ર સાથેની, સાધુઓના ભજનો અને આધુનિક કાવ્યોની તેમની વાતમા થાય છે 'ગૌરાગનુ જીવન ચરિત્ર વાચીને

મને અંતરમાં જાણે હાકલ મળી બંગાળને જાણવા માટે ગૌરાંગને જાણવા જ જોઇએ ગૌરાંગનું અપૂર્વ જીવન અને ચંડીદાસની પદાવલિમાંથી મને નવચેતન મળ્યું મારી પ્રબળ આકાંક્ષા છે કે કોઇ પણ સાધુ મહાપુરૂષના પ્રસાદે એ ધર્મ સાધના મને લાધે '

" મિત્રે કહ્યું, " ત્યારે તો બધું છોડી તમારે સંન્યાસી થવું જોઇએ " હસતા હસતા દાસે કહ્યું, " મ્હારી જન્મપત્રિકામાં સંન્યાસયોગ છે હો ! " 'મ્હારા જીવનમાં પરિવર્તન કરનારજ ગૌરાંગ છે સંગદોષથી આ જીવનમાં અનેક અપરાધો કર્યા છે પણ ગૌરાંગની આત્મભાનભુલી પ્રેમમૂર્તિએ મારા સૌ સંસ્કાર અને સૌ દોષને દૂર કરી દીધા છે, અને હજુ કરી રહી છે મહા પ્રેમનો શો મહાપરિપૂર્ણ આદર્શ ! ધર્મ સાધનનું રહસ્ય જાણવું એ મહાપુરૂષની સહાય વિના અશક્ય છે એમ મને લાગે છે "

"આ વાત બેલુગમઠમાં કેટલાક વર્ષ ઉપર એક મિત્રના આગ્રહથી તે ઉત્સવમાં ભાગ લેવા ગયા હતા ત્યાં થઈ હતી દેશબંધુ સૌ કીર્તનમંડળીમાં જઇને કીર્તન સાંભળતા હતા એક સ્થળે ભારે ભીડ જોઇને પૂછ્યું, " ત્યાં શું છે ? " મિત્રે કહ્યું " પ્રસાદ વ્હેંચાય છે ! " તેઓ તે સ્થળે ગયા પ્રસાદ લેનારમાં એક બે ગરીબ મુસલમાન અને એક અમેરિકન પાદરી પણ હતો આ જાતિવર્ણરહિત પ્રેમસમાગમ ઉપર તેઓ મુગ્ધ થયા સ્વામી પ્રેમાનંદજીએ મિત્રને ખબર આપી કે ચિત્તરંજન દાસનો પ્રસાદ તેમને મુકામે મોકલ્યો છે પણ દેશબંધુએ કહ્યું " ના હું પ્રસાદ અહીંજ સૌની સાથે લઇશ આવું તીર્થસ્થાન છોડીને વળી મુકામે જઇને પ્રસાદ ખવાતો હશે ? "

"તેમનો કીર્તનનો પહેલાનો શોખ પણ વધતો જતો હતો જે દિવસે તેમને જીવલેણ તાવ ચઢ્યો તે પહેલાં તે ચંડીદાસ અને વિદ્યાપતિની પોતાની તુલના વાંચતા હતા અને ચંડીદાસના અતિમાનુષ, અપાર્થિવ પ્રેમની સ્તુતિ કરતા હતા બીજે દિવસે પોતાના ગુરૂને સંભાર્યા ત્રીજે દિવસે કાળ થયો મરણના ચાર દહાડા આગળ તે કહેતા હતા, "જુઓ મરણકાળે અને મડદું લઇ જતાં આપણે રામનામ અથવા કીર્તન કરતા કરતા જઇએ છીએ એ

કેવી સુદર પ્રથા છે એ કીર્તનમા રોગ, શોક, દુ ખ બધુ ભૂલાવવાની જે શક્તિ રહેલી છે તેવી શક્તિ બીજા કશામા નથી ઘણા વર્ષ ઉપર એક વૃદ્ધ વૈષ્ણવ બોલતો હતો

"યાદવાય માધવાય ગોવિદાય નમોનમ "

તે પછી અનેક કીર્તન સાભળ્યા છે પણ તેના બુલદ અવાજે બોલાએલો, 'યાદવાય નમોનમ ' ના જેવો મસ્ત કરનારો ધ્વનિ કદિ કાને પડયો નથી એમ લાગ્યા કરે છે.

---

* " " આ નિશાની વચ્ચેનુ અવતરણ નવજીવન તા ૨૭ ઓગસ્ટમાથી છે

## પ્રકરણ ૬

### સમાજ સુધારો

બંગાળની સુશિક્ષિતતા છતા બાળલગ્નો, વિધવાઓ અને વર-વિક્રયની ક્રૂરતાઓ પ્રમાણમા થોડીજ ઘટી છે જૂના મતને વળગી રહેનાર વર્ગ ઉપરાન્ત કેળવણી પામેલા વર્ગે પણ વરવિક્રયના પરિણામે થતા જુલ્મોની ઉપેક્ષા જ કર્યા કરી છે

વૈષ્ણવ ધર્મ તરફના વલણ છતા દાસ જબરા સમાજ સુધારક હતા બ્રાહ્મો સમાજની અસરથી, તેમના પ્રેમે અર્પેલી અપૂર્વ માનવતાથી તે જ્ઞાતિબન્ધનોની વિરૂદ્ધ હતા તેમની મોટી પુત્રીનો વિવાહ પોતાથી ઉચ્ચ કાયસ્થ જ્ઞાતિમા કરાવ્યો હતો અને તેમના પુત્રના લગ્ન, પશ્ચિમ બંગાળના વૈદ્ય કુટુંબની એક કન્યા સાથે કરાવ્યા હતા આ લગ્નો તેમણે હિન્દુ વિધિ પ્રમાણે, સંસ્કૃત વિશારદોના મતાનુસાર કરાવ્યા હતા છતા પણ આ અસવર્ણ લગ્ન સામે થનાર એક પક્ષ હતો, અને તેણે ખૂબ ઝગડો મચાવ્યો આ લગ્ન વખતે બ્રાહ્મણ ગોરની હાજરી વિરૂદ્ધ દાસ પ્રથમ તો હતા. સમાજના કહેવાતા આગેવાનો સુદ્ધા આ હીમતથી થરથરી ઉઠ્યા. પણ એ પગલુ લેવાયુ ન્હોતુ દાસના હમેશના સાથી અને સલાહકાર વાસન્તી દેવીએ તેમને સુધારામા શાન્તિથી કામ લેવા, પગલે પગલે આગળ વધવા, નમ્રતાથી સમજાવ્યા અને આખરે બ્રાહ્મણગોરે હાજરી આપી હતી.

વર વિક્રયની પદ્ધતિની તે ખુબ વિરૂદ્ધ હતા સમાજના બધા શલ્ય દૂર કરવા તરફ તે મચ્યા રહેતા અને બધી દુષ્ટ રૂઢિનો તે વિરોધ કરતા તે કહેતા કે 'આપણી અનન્ત નિદ્રા હજુ ઉડતી જ નથી એ અફસોસની વાત છે વરવિક્રયની જ વાત

લો તેની જળતી આગમા અનેક સ્નેહલતાઓ હોમાઇ ગઈ છે છતા વરો કે તેના માબાપો ઠેકાણે આવતા નથી કુટુમ્બ સુખના ભોગે પણ પુત્રોના વેચાણ કરતા માબાપો અચકાતા નથી અને કન્યા વરી ન શકે એ ભયે કન્યાના માબાપ પણ તેની સામે થઇ શકતા નથી પણ હુ તો કહુ છુ કે કન્યાઓને ખૂબ કેળવો તે પરણી ન શકે તો પણ પોતાનુ ગુજરાન સુખેથી કરી શકશે અને કાર્પેન્ટરોની અને નાઇટીંગેલોની સખ્યામા ઉમેરો કરશે "

બીજા સિદ્ધાન્તોમા તે જેવા નીડર, આગ્રહી અને સમાધાન વિરૂદ્ધ હતા તેવાજ આ સમાજ સુધારાની બાબતમા પણ હતા તેમના સિદ્ધાન્તો એવીજ હીંમતથી તેમણે અમલમા મુકયા હતા સુધારાના દાખલા પણ સમાજ જ્યારે પછાત હતો, લોકમત કેળવાયો ન્હોતો અને પટેલ બીલ રજુ થયુ ન્હોતુ તે પહેલાના હતા એ હકીકત તેમની વિશિષ્ટતા તેમજ મહત્તામા ઉમેરો કરે છે

## પ્રકરણ ૭

### દેશબંધુની કાવ્ય-ધારા

પિતૃધર્મનો સાદ પડતાં પુત્રને દેવાળીઆ બનવું પડ્યું, અને બીજી દિશાએથી રાષ્ટ્ર-ધર્મ એને અવાજ કરી રહ્યો હતો છતાં માથા પર નાદારીનું કલંક રહે ત્યાં સુધી દેશ-સેવાનું દ્વાર એણે પોતાને માટે બંધ માન્યું પરંતુ વ્યવહારના એ પીંજરામાં પૂરાયેલી એની પ્રતિભા સુપ્ત નહોતી રહી શકી રેતીના ઢગ વચ્ચે માર્ગ ન થઇ શકે ત્યારે નદીનો પ્રવાહ જેમ જમીનના પડમાં ઉતરીને બીજે કોઇ માર્ગે અગોચર ચાલ્યો જાય છે ને સમય આવ્યે જેમ ફરી પાછો લોક સુખાર્થે પ્રગટ થઇ પૃથ્વી પર વહેવા લાગે છે, તેવી જ રીતે દેશબંધુનો આત્મ-પ્રવાહ પણ કવિતાના ભુવન તરફ વળી ગયો હતો તે જિંદગીના પડ તળે વહીને પોતાનું જોર એકઠું કરતો હતો. દેશ-બંધુ જો કવિ ન હોત તો એની દેશ-સેવા આટલી ઉજ્જવલ બની શકી હોત કે નહિ, તે એક પ્રશ્ન રહી ગયો છે એના આશકો તો માને છે કે એ કવિતા પોતે જ એક દિવસ દેશ-સેવાને રૂપે જીવનના પડ ભેદીને વછૂટી નીકળી હતી એનું રાજપ્રકરણ બીજું કશું ય નહિ પણ એના કાવ્યનું જ રૂપાન્તર હતું.

વિલાયત જવા પૂર્વે જ એની કવિત્વ શક્તિ ફૂટી નીકળી હતી એના કાવ્યોના મૂળમાં કાંઇ પણ ઇતિહાસ બાઝેલો છે કે નહિ તે નથી જણાયું વિલાયતથી પાછા આવ્યા પછી થોડા દિવસે જ એમનું પ્રથમ કાવ્ય 'માલંચ' પ્રગટ થયું આમાં કેટલાએક ખંડ કાવ્યો તથા ગીતિ કાવ્યોનો—ઊર્મિ-ગીતોનો સંગ્રહ છે તરૂણા-વસ્થાની અંદર મનુષ્યના હૃદય પર થઇને વસન્તની લહરિઓ ચાલી જાય અને ઉન્મત્ત ભાવોને ઉછાળતી જાય, તેવા જે પ્રણય-ભાવો

ચિત્તરંજનના જીવનની વસન્તાવસ્થાએ પણ જાગ્યા હતા, તે આ 'માલચં'ની કવિતામા ઠલવાયા હશે એમ લાગે છે 'માલચં'ના પ્રત્યેક કાવ્યમા એ કવિના નવયૌવનની મસ્ત પ્રેમ-સાધના, સૌંદર્ય-પૂજા અને તીવ્ર પ્રીતિના કાતિલ આવેગ ફુટી નીકળ્યા છે પોતાની કોઇ માયાવિની સખીને સંબોધીને કવિ આરંભે છે કે

"દુરાશા-કમ્પિત સ્વરે કિ ગાન ગાહિબ આર !
એત ગીતિ મને મને, એત ભૂલ વાર વાર"

[ દુરાશામા કાપતે સૂરે હુ કયુ ગાન ગાઉં ? મનમા તો એટલા એટલા ગીતો ભર્યા છે પણ વારે વારે ભૂલો ય કેટલી બધી પડે છે ]

"કિ જેન શુના'તે ચાઇ, કિ જેન ફુટાતે ચાઇ,
જન્મભરે જેન સખિ ! ફુટાતે પારિ ના તાઇ"

[ કાઇક જાણે સંભળાવવા ચાહુ છુ, અંતરના અંકુરો ફૂટવા તલપે છે, પરંતુ હે સખિ ! જાણે કે જીવનભર એ કશા ય નહિ ફુટી શકે ]

એમ મુઝવણ ચાલે છે એના અંતરમાથી સો સો પુષ્પો વણખીલ્યા ખરી પડે છે, સો સો ગીતો જાણે મરી જાય છે, એ કંઇક ગાવા તલ્પે છે, પણ સંભળાવી શકતો નથી જેમ જેમ બોલાવે છે તેમ તેમ એ કાવ્યદેવી જાણે કે ઘુંઘટ ખેંચીને લજ્જાથી પાછી વળી જાય છે 'માલચં'મા ચિત્તરંજનનો પ્રેમ ક્વચિત ક્વચિત પ્રભાતના સુંદર તેજમા જાણે કે સરિતાને તીરે કનકવરણી મીઠી નૌકાના દર્શન કરે છે, કોઇ કોઇ વાર મધરાતની મેઘલીમા મ્લાન ચંદ્ર-લેખાના કિરણને સ્પર્શે પુલકિત બની જાય છે, તો વળી કોઇ વેળા એ પ્રેમ કોઇ પ્રચંડ ફણીધરનુ સ્વરૂપ લઇ ઝેરભર્યા નિશ્વાસ નાખે છે એટલે જ એ કવે છે કે .

"તોમાર ઉ પ્રેમ સખિ ! શાનિત કૃપાન !
દિવાનિશિ કરિતેછે હૃદિ-રક્ત પાન,
નિત્ય નવ સુખ ભરે,
ઝલસિછે રવિ કરે,
રજનીર અંધકારે સે આલો નિર્બ્બાન !

[હે સખિ! તારી પ્રીતિ તો તલવાર સરખી છે રાત્રિ દિવસ એ આરા હૃદયનુ લોહી પી રહી છે દિવસભર સૂર્યનાં કિરણોમા એ આનંદ-ભરી ઝળકી રહી છે ]

અથવા,

તોમાર ઉ પ્રેમ સખિ! મરન સમાન
જીર્ણ શ્રાન્ત જીવનેર શાન્તિ-આવરન!
કોમલ તુષાર કર,
રાખિયા લલાટ પર
જુડાય જ્વલન્ત જ્વાલા આનિયા નિર્વાન

[હે સખિ! તારો એ પ્રેમ મૃત્યુ સમાન છે મારા જર્જરિત શ્રમિત જીવનના કફન જેવો છે મારા લલાટ ઉપર તારો એ પ્રેમ પોતાનો સુકોમળ શીતળ હાથ મૂકે છે, અને મારી જ્વાળાને શી રીતે શમાવે છે!-મૃત્યુ આણીને ]

એક વેળા વર્ણા યૌવનની કોઈ ઉજ્જવળ આશામય પ્રભાત હશે અને જીવન-વસતને સુગંધામય વાયુ પોતાની મ્હેકતી લહર વડે કવિના હૃદયમા પુનઃ જગવી ગયો હશે તે વેળા ચિત્તરંજને ગાયુ હશે કે

આસે પ્રેમ અનન્ત સુન્દર!
તુલે દેય હસ્તે મોર
રક્ત ફુલ તાર,
હૃદયે ઢાલિયા દેય
મધુગન્ધ ભાર,
સ્વપ્ન દેય ભરીયા અન્તર-
ગોપને ચુમ્બિયા જાય આમાર અન્તર,
એ પ્રેમ સુન્દર!

[ અનન્ત સુંદર એ પ્રેમ આવે છે પોતાનું લાલ પુષ્પ મારા હાથમાં આપે છે મારા હૃદયમાં એ પુષ્પના રસ સુવાસ ઠલવી દે છે મારા અંતરમાં સ્વપ્ન ભરી દે છે એ સુંદર પ્રેમ મારા હૃદયને છાનોમાનો ચુંબન કરી જાય છે ]

અને કવિ ચિત્તરંજન કુદરત સામે નયન માંડે છે ત્યારે કેવા આકારો નિહાળે છે ! સૃષ્ટિનું સૌંદર્ય સજીવ બની એને પ્યાર કરતું હોય તેવી રચના એ કલ્પે છે કોઇ દેવાંગના પોતાની પગલીએ પગલીએ ગગનમાં ફુલો વિકસાવતી, સ્મિતના પ્રકાશ પાથરતી, સૌંદર્ય નીતારતી, પૃથ્વી પર ઉતરતી હોય, એવું શબ્દ–ચિત્ર આ સમર્થ ચિત્રકારની પીછીમાંથી ઉતર્યું છે કે

પ્રાનપૂર્ણ અપૂર્વ સ્વપને
અસ્ફુટ સંગીત તાલે
ફેલેછિ ચરન,
આનન્દે ફુટિછે પુષ્પ
આરક્ત વરન
ધરનીર વસન્ત કાનને !
દેવતાર હાસ્ય ભાતિ ભાસિછે ગગને
અપૂર્વ સ્વપને

એમ કરતા એક દિવસ જ્યારે જીવનના અર્ધ પ્રકાશ અને અર્ધ અંધકારની વચ્ચે કવિ ચિત્તરંજનનો તરૂણ પ્રાણ આશા અને નિશાન ગુમાવી બેઠો, અને પ્રભુના ચરણોમાં નિષ્ફળ પ્રાર્થનાઓ ગુજારવાથી કશો ઉત્તર મેળવી ન શક્યો, ત્યારે બીજા અનેક કવિઓના સંબંધમાં બન્યું છે તેમ ચિત્તરંજનનું હૃદય પણ વિશ્વાસહીન બનીને વિદ્રોહ જગાવી ઉઠ્યું કે—જૂઠી વાત, ઇશ્વર નથી.

**સત્ય બલે પૂજા કરિ અલીક સ્વપન,**
**ઇશ્વર ઇશ્વર બલિ અબોધ ક્રન્દન,**

પ્રચન્ડ ઝટિકા વહ્નિ ગગન ભરિયા,
આમાદેર સુખ શાન્તિ લ'તેછે હરિયા,
બાડાકયા આમાદેર વિજન વેદન

[ મિથ્યા સ્વપ્નને સત્ય માનીને મે એની પૂજા કર્યા કીધી. ઇશ્વર ! ઇશ્વર ! પોકારીને નાદાનીભર્યું આક્રંદ મચાવ્યુ બાકી આ તો કોઇ પ્રચંડ વાવાઝોડું ગગનમા ધમસાણ મચાવી રહ્યુ છે ને આપણા સુખશાન્તિ હરી લ્યે છે, એટલુ જ નહી પણ આપણી નિરાધારતાનુ દુઃખ વધારી મૂકે છે ]

અશ્રદ્ધાની વેદના વધતી જાય છે અને એમા ભળે છે ધર્મ-પરાયણ અહંકારીઓની નિષ્ઠુરતા માટેનો સંતાપ વાત વાતમા ઇશ્વરની આણ દઇને બીજા અજાનીઓના પાપ ઉપર ઉતરી પડનારા એ ધર્મપરાયણ લોકોને કવિ ચાબખા મારે છે કે

તુમિ ઉચ્ચ હ'તે ઉચ્ચ, ધાર્મિક પ્રવર !
તુચ્છ કરિ અતિ તુચ્છ આમાદેર પ્રાન
ઉગો ! કોન શૂન્ય હ'તે આનિય ઇશ્વર
જીવને તાહારિ કર આરતિર ગાન ?
ભ્રાતાર ક્રંદન શુનિ ચેયે ના ફિરિય
ધરનીર દુઃખ દૈન્ય આછે જાહા થાક્,
ઉર્દ્ધમૂખે પૂજા કર દેવતા ગઢિયા,
પ્રાન-પુષ્પ અયતને શુકાઇયા જાક્

[ હે ધર્મપરાયણ ! તુ એક ઉચ્ચ આત્મા ! અને અમને બધાને તુ તુચ્છ ગણી કાઢે છે ! પણ કહે તો ખરો, તુ તારા ઇશ્વરને ક્યા શૂન્ય ગગનમાથી ખેંચી લાવીને એની આરતિ ઉતારી રહ્યો છે ! ભલે ! તારા બાંધવોના આક્રંદ સાંભળીને તુ પાછુ વાળી જોઇશ ના ધરતીનાં દુઃખો ભલે એમના એમ રહ્યા, ઉંચે જોઇને તુ તારે દેવતાનુ પૂતળુ ઘડી પૂજા કર્યાં કર. ભલે પછી તારું પ્રાણ-પુષ્પ કરમાઇ જાતુ !]

આવા તો અનેક વજ્રબાણ એ અકળાયલા કવિએ ધર્મ-પરાયણી દંભાઓને માર્યા છે અને ચિત્તરંજનની ખીલતી તરૂણાવસ્થાની કવિતાઓમા આ નિરીશ્વરવાદિતાએ કે નાસ્તિકતાએ ખુબ ગોટાળો મચાવી મૂક્યો બ્રાહ્મસમાજના મહારથીઓની છાતીને ચિત્તરંજનના આ વજ્રબાણે આરપાર વીધી નાખી 'માલચ' પ્રગટ થયા પછી થોડે વર્ષે ચિત્તરંજનના લગ્ન થયા, તે અવસર પર પેલા ઘાયલ થયેલા બ્રહ્મસમાજીઓએ આ નાસ્તિકના મંડપની શોભામા વૃદ્ધિ નહોતી કરી પરંતુ ચિત્તરંજનને એ વાતની લગારે દિલગીરી નહોતી થઇ

'માલચ'ની અંદર કવિ –હૃદયના આવા અંધારા અજવાળા પોતાથી ઘાટી છાયાઓ પાડી ગયા છે અને કવિની એ બધી અંગત વ્યાકૂલતાની વચ્ચે પણ ચિત્તરંજનનો આત્મા પરાયાને માટે રડી ઉઠ્યો છે એણે પોતાના 'વારવિલાસિની કાવ્યમા વેશ્યા–જીવનની ગુપ્ત વેદનાઓનો એવે કરૂણ ભાવે પરિચય કરાવ્યો છે કે એ કાવ્ય રવીન્દ્રનાથના 'પતિતા' કાવ્યની પાસે સ્થાન પામી શકે છે વારાંગનાની એ કરૂણ જીવન–કથામા કવિએ એના અધર–રંજન, એના ફુલ–હાર, એની કાયાને ઢાકનારી આસમાની ઓઢણી, એના પગની મેંદી, ઝાઝરના ઝણકાર, એના મર્મહીન આવેગ, એના શુષ્ક વિલાસ, એની રાત્રિના કલંક એ સઘળા એવે કરુણ ભાવે નિરૂપ્યા છે કે મ્હેજે આપણા મર્મસ્થાન ભેદાય અને એ વિલાસિનીની શેષ કથની તો અત્યંત મર્મવેધક છે.

આમિ જેન ચિરદિન ઋની,
અપાર ઐશ્વર્ય લયે
વિલાઇ ભિખારી હયે,
વાસનાવિહીન ઉદાસિની !
લાલસા ઉલ્લાસહીન પૂર્ન ઉદાસીની !
કે કરે છે મોરે ચિર ઋની ?
ઉગો આમિ યૌવને યોગિની !

એ વિશ્વલાલસા છાઇ
સર્વાંગે માખિયા તાઇ
ચલિયાછિ કલંક વાહિની !

[ જાણે હું સદાની દેવાદાર ! મારૂં આ અપાર એશ્વર્ય લઇને હું ભિખારણ બની ભટકું છું હું વાસનાહીન ને ઉદામ ! લાલસાના હુલ્લાસ વગરની, બસ ઉદાસ, ઉદાસ ! મને આવી સદાની દેવાદાર કોણે કરી મેલી ! ઓ રે, હું તો બરન્ડેબનમં જોગણ જેવી ! આખા જગતની સંચ લાલસાને મારે અંગે આગ લગાવીને હું કલંક વ્હોરીને ચાલી નીકળી છું ]

કાર અભિશાપે નાહિ જાનિ !
કોન મહાપ્રાને વ્યથા-
દિયાછિનુ તાઇ હેથા,
પ્રાનહીન પ્રેમ-વિલાસિની !
સબારે વિ રાસિ તાઇ વાર-વિલાસિની
તારિ પાશે ચિર-કલંકિની.

[ નથી જાણતી કે આ કોના શાપ લાગ્યા એના ક્યા મહાત્માને વ્યથા દીધો હશે કે જેથી આહી હું નિષ્પ્રાણ પ્રેમ-વિલાસ કરનારી સરજાઇ ! અરેરે, હું સહુને વિલાસ કરાવું તેથી વાર-વિલાસિની કહેવાઇ અને એજ સહુ લોકોની સમક્ષ જ હું સદાની કલંકિત સ્ત્રી ગણાઇ ]

**માલા**

'માલંચ' પછી 'માલા' નામનો કાવ્ય-સંગ્રહ પ્રગટ થયો. 'માલા'ની પ્રણય-કવિતા અધિક સંયમશીલ અને એના ભાવો સવિશેષ ગંભીર દિસે છે —

**"કેમન સે ભાલબાસા ? બલા કિ સે જાય ?**
**સકલ જીવન આર સબ સ્વપ્ન ગાય**
**તોમારિ તોમારિ ગીતિ ! સ્રોતસ્વતી જથા**

સમુદ્રેર ગાન ગાહે, તારિ પાને ધાય
આકુલ આશાય

[ કેવો એ પ્રેમ! એ શી રીતે સમજાવી શકાય? એટલું કહી શકાય કે સરિતા જેમ સમુદ્રના જ ગાન ગાતી ગાતી આશાભરી સમુદ્રની જ બાજુ દોડી જતી હોય છે તેમ એ પ્રિય! મારૂ સમસ્ત જીવન અને મારા તમામ સ્વપ્નો તારા—બસ તારા જ ગીતો ગાતાં વહે છે ]

કવિની વ્યાકુલતાના જે સૂરો 'અંતર્યામી' અને 'કિશોર કિશોરી'મા સંપૂર્ણતાએ પહોચ્યા છે, તે સૂરોના અંકૂરો આ 'માલા'મા જ ફુટયા હતા કવિ–જીવનમા એક નવો પ્રકાશ દેખાયો એટલે જ કવિ ગુંજી ઉઠયો કે

આજી એ સંધ્યાર માઝે તવ વાતાયને
કેન રાખિયા છ ઉગો! પ્રદીપ જ્વાલિયા?
તોમાર ઓ પ્રદીપેર કનક કિરને
આમાર સકલ મન ઉઠે ઉજલિયા!

[ આજની આ સંધ્યાએ ઓ સખિ, તે તારી બારીમા દીવો શા માટે બળતો મૂક્યો છે? એના સોનેરી કિરણો વડે મારૂ આખુ હૃદય ઉજ્જ્વળ બની ઉઠયુ છે ]

એટલુ પૂછતા જ એના વિહ્વળ આત્માની અંદર એ પ્રશ્ન વધુ જોરથી જાગી ઉઠયો

કિ દિયે કેમન કરે જ્વાલાયે રેખેછે ઉઈ
અપૂર્વ પ્રદીપ ખાનિ?
કિ દિયે જ્વાલિલે બલ, હે ચિર–કૌતુકમયી
રહસ્ય પ્રદીપ ખાનિ?
સકલ ગગન ઘેરા સાઝેર સ્વપન છાયા
સકલ ધરની પરે બિછાયેછે મ્લાન માયા!

ઓરિ માઝે સત્યરૂપે ઉજલિ ઉઠિછે ઉઇ
તોમાર પ્રદીપ ખાનિ
કિ સત્ય સુંદર રૂપે આધારે જ્વલિછે ઉઇ
અપૂર્વ પ્રદીપ ખાનિ !

[ કયું દીવેલ પૂરીને કયા પ્રકાશ વડે તેં એ તારા અપૂર્વ પ્રદીપને પ્રગટાવ્યો ? હે કૌતુકમયી સખિ ! બોલ, તેં તારા એ રહસ્ય-દીપકને શાથી જલાવ્યો ? આખા ગગનને ઘેરી રહેલી આ સંધ્યાની છાયા આખી ધરતીની ઉપર ઝાંખી માયા બિછાવી બેઠી છે, એની અંદર તારો એ પ્રદીપ સત્યરૂપે પ્રકાશી ઉઠયો છે અહો ! કેવા સત્ય સુંદર સ્વરૂપે એ અપૂર્વ દીપક જલી રહ્યો છે ! ]

એવા પ્રેમ-પ્રદીપે કવિ-પ્રાણમાં અજવાળાં કરી દીધાં ને ત્યાર પછી,

ઉગો પ્રિય, તુમિ મોર સર્વ્વ જીવનેર
ચિર પ્રેમાર્જ્જિત શત તપસ્યાર ફલ

[ ઓ પ્રિય ! તું મારા સમસ્ત જીવનની સો સો તપશ્ચર્યાનું ફળ છે ]

ત્યાર પછી, જો તું કદીક આવીશ તો,

ખુલિયા હૃદય દ્વાર આમિ બિછાઇવ
જત ના સૌન્દર્ય આછે, જત ના સ્વપન,
સર્વ્વ કોમલતા મોર આમિ પેતે દિવ
તુમિ કે'ર ઉગો કર આમાર જીવન
તોમાર ચરન ભૂમિ !

[ હૃદયના દ્વાર ખોલીને, મારા જેટલાં સૌંદર્ય, કોમલતા કે જેટલા સ્વપ્નો હોય તેની બિછાત બિછાવી દઇશ માટે ઓ પ્રિય, તું મારા જીવનને તારી ચરણ-ભૂમિ બનાવી લે ! ]

આકુલ હૈયે કવિ આજીજી કરે છે કે,

નિખિલેર પ્રાન તુમિ! તુમિ હે આમાર
દિવસેર દિનમતિ, નિશાર આધાર,
જાગરને કર્મ તુમિ
શયનેર સ્વપ્ન તુમિ
ઉગો સર્વ પ્રાનમય! તુમિ જે આમાર!

[આખા વિશ્વનો તુ તો પ્રાણ છે એ પ્રિય! તુ મારા દિવસનો સૂર્ય છે, ને રાત્રિનો અવલંબ છે મારી જાગૃતદશાની કર્મભૂમિ તુ જ છે, ને મારી નિદ્રાનુ સ્વપ્ન પણ તુ જ છે એ સકલ વસ્તુના પ્રાણ સમી! તુ મારી છે]

## સાગર-સંગીત

પછી રચાયુ 'સાગર-સંગીત' સાગરના હિલોળાને તાલે તાલે કવિના હૃદયમા જે ભાવોનાં મોજા ઉછળતા હતા, તે 'સાગર-સંગીત'ના ગીતોમા ઝીલાયા ચિત્તરંજન પ્રભાતકાળે સાગરને કિનારે બેઠા બેઠા એ જળ-તરંગ સાંભળે છે એનુ હૃદય પોતે જ જાણે કે સો સો તારની વીણા જેવુ બની સાગરરાજની આંગળીઓના સ્પર્શ અનુભવે છે, ને એના અંતરમા એ ભવ્ય સંગીત મંડાય છે એની આંખો સામે સાગરની લીલા ચાલે છે સૂર્યના કિરણો, આકાશના રંગો અને જલધિના તરંગો એકઠા મળી આ લાડકવાયા શાયરની સામે, મધુર અને રૌદ્ર રૂપે, શાંત અને ઉગ્ર સાજ સજી, પ્રકાશ અને અંધકારની નૃત્ય લીલા ખેલી બતાવે છે સિન્ધુ કોઇ વાર પ્રેમી રાજકુમાર, કોઇ વાર ત્રિશૂલ ધારી રૂદ્ર, તો કોઇ વાર વળી યોગાસનારૂઢ, ધ્યાનમગ્ન યોગી બની જાય છે સાગર-સંગીત તો એક મહાન જળધોધ સરીખુ, મેઘ માલાના ગર્જન સરીખુ, ઋતુઓના રંગની રમઝટ સરીખુ અલૌકિક કાવ્ય છે જીવનની નક્કરમા નક્કર વાસ્તવિકતાને મુઠીમા ધરનાર અને રાજપ્રકરણની યા કાયદાની ઝીણામા ઝીણી આંટી-ઘુંટીમા નજર પરોવનાર દેશબંધુ એક ઉન્મત્ત અવસ્થાએ કુદરતની આ બધી માયાવી વિભૂતિઓની

સાથે કલ્પનાના ખેલો ખેલ્યા હશે, એ વાતનો આલમને અચંબો રહેશે સાગર–સંગીતમાં ક્યાંયે આ પાર્થિવ જગતની વાત નથી. અન્ય કવિઓની માફક ચિત્તરંજને આ માનવ–જીવનના કશા યે હર્ષ–શોક કે ગીત–કલ્પાંત સાગર સંગીતની સાથે સંધાડ્યા નથી. સાગર–સંગીત એટલે માનવ–જગતની મધુર વિસ્મૃતિ, કુદરતમાં સદંતર નિમજ્જન, કલ્પનાના ઘમસાણ. તરૂણ ચિત્તરંજન પોતાના માનવ–જીવનની પ્રેમ કથાઓને પણ સાગર–સંગીતની સાથે જોડી દેવાની લાલચમાંથી મુક્ત રહ્યો છે. એ રીતે સાગર–સંગીત એક ભવ્ય અપવાદ છે. એક વિશુદ્ધ પ્રકૃતિ–પૂજા છે. આશક–માશૂકની પાગલ મહોબ્બત છે. એના પ્રત્યક્ષ પૂરાવા માટે અનુવાદ આપેલો છે. પરંતુ ગદ્ય અનુવાદમાં એના અખંડ પ્રાસાનુપ્રાસો અને એનું અવિચલિત પદ–લાલિત્ય ક્યાંથી અનુભવી શકાય? એ મહાકાવ્યનું મૃદુ–ઘોર સંગીત અનુવાદ તો શી રીતે સંભળાવી શકે? અનુવાદ તો કેવળ એના ભાવો ને કલ્પનાઓની ટીપ જ કરે છે.

સને ૧૯૧૧ ના શિયાળાની એક સાંજ હતી. દાસબાબુને કેન્દ્ર કરી મિત્રોએ તેમની આસપાસ એક કુંડાળું રચ્યું હતું. બધા જ મિત્રો કાન માંડી આતુર, ઉત્કંઠ ને રસપિપાસુ બની બેઠા હતા. ચિત્તરંજન જૂના કાવ્યોનું ગુંજન કરી આનંદની હલક રેલાવતા હતા. તેમણે સાગર–સંગીત મંગાવ્યું અને વાચન શરૂ કીધું. સંગીતની ભવ્ય ગર્જનામાં મંત્રમુગ્ધ બની શ્રોતાઓ ઉંચેરી દુનિયાનું વાતાવરણ અનુભવવા લાગ્યા. આત્માના અતુલ આવેશમય આવિષ્કરણની, ઉન્નતતાની, એકતાનતાની આવી પળો મિત્રોએ થોડી જ અનુભવી હશે. એક વિખ્યાત વકીલ કવિતામાં ખ્યાતિ મેળવવા મિથ્યાભિમાનથી આ કરી રહ્યો હશે એમ રસ્તે ચાલનારને લાગે. પણ તેમને જે જાણતા તે ખાત્રીથી સમજતા કે અપર આત્માનો પ્રતિશબ્દ સુણવા આતુર બનેલા નિખાલસ આત્મામાંથી સ્વયમેવ ફૂટતું એ તો કાવ્ય–ઝરણું હતું. તેમના કાવ્યોમાં, સરલતા, સહૃદયતા અને નૈસર્ગિકતાના જ પ્રાણ ભર્યા હતા.

# કિશોર-કિશોરી

'માલા' પછી પ્રગટ થયો 'કિશોર-કિશોરી' નામનો કાવ્ય-સગ્રહ એમા કવિએ જે પ્રેમનુ ચિત્ર આલેખ્યુ છે, તે દુ યવી પ્રેમ નથી, તેમા લોહીની લાલસા નથી, હૃદયના વિકાર નથી, એ પ્રેમ તો નિર્મળ, મધુર અને શાત છે શારીરિક વિરહ વેદના ઉપજાવવાને બ લે એ તો કવિના અ તરમા સૂક્ષ્મ સ્નેહની મીઠાશ જન્માવે છે —

કાછે કાછે નાઇ વા એલે—તફ્ત થેકે બાસ્વો ભાલ
દુટિ પ્રાનેર આધાર માઝે પ્રાને પ્રાને પિદ્દીય જવલે,
એ પાર થેકે ગાઇব গান উপার থেকে শুনবে বলে,
মাঝের জত গণ্ডগোল ডুবিয়ে দেব গানের রোলে

[પાસે પાસે ન આવી શકાય તો યે શી ચિન્તા છે! આઘે રહીને અમે બન્ને જણા પ્યાર કરશુ બન્ને હૃદયની વચ્ચે અ ધકા-રનો અ તરાય ભલે હો, પણ તેમા સામસામેથી બન્ને પ્રાણના દીવાઓ જલતા રહેશે આ કિનારેથી હુ ગાન ગાઇશ, ને સામે કિનારે પ્રિયતમા એ સાભળ્યા કરશે વચ્ચેનો સઘળો કોલાહલ એ ગાનના મોજામા અમે ડુબાવી દેશુ ]

બસ, આખા ગીત-સગ્રહના શરૂથી આખર સુધી આવી મનોદશા અ કાતી આવે છે પછાડા મારી મારીને શાત પડેલા સમુદ્ર જેવુ કવિ-હૃદય પોતાના સ્નેહની જુદી જુદી ભૂમિકાઓના પ્રતિબિમ્બો ઝીલે છે સ્નેહનો પ્રથમ સ ચાર એને સાભરે છે —

ભાલબાસી ભાલબાસી, મને મને કહીતામ!
કારે ભાલબાસી આમિ નિજે નાહિ જાનિતામ!
હાસિતામ, કાદિતામ, શુધુ ભાલબાસિતામ!
આપનારઇ હૃદયેર ભાલબાસારે

[ચાહુ છુ, ચાહુ છુ, એમ મનમા મનમા હુ કહેતો પણ કોને ચાહુ છુ હુ પોતે જ નહોતો જાણતો હસતો, રડતો, ને મારા પોતાના જ હૃદયની પ્રીતિ સાથે પ્યાર કર્યા કરતો ]

એમ કલ્પનામાંથી પ્રિયતમાની મૂર્તિઓ ઘડતા ઘડતા, એક દિવસ સાંજરે સાચી પ્રિયા નજરે પડી, અબોલ નિમંત્રણો દેવાયા, વિકારની ભૂમિકા વળોટી ગયા, પ્રિય-સ્વરૂપ જીવનના પરમાણુયે પરમાણુમા પેસી ગયુ, એ વગેરે એક પછી એક પલટાતી દશા કાવ્યોમા સરી પડી છે ત્યાર પછીની કવિતામા કવિએ યુગ-યુગાન્તરનુ પ્રણયચિત્ર દોર્યું છે એ સિદ્ધ કરે છે કે હે પ્રિય, આપણુ આ મિલન એ અકસ્માત્ નથી એ તો સૃષ્ટિના સર્જન કાળથી શરૂ થયેલી આપણી ઉભયની પ્રીતિનો પરિપાક છે સૃષ્ટિના એ પ્રથમ યુગમા જ્યારે બધુ જડ અવસ્થામાં હતુ, ત્યારે —

જીવન લીલાર સેઇ પ્રથમ પ્રત્યુષે
મને હુય છિનુ મોરા શિલાખંડ દુટી —

[જીવન-લીલાના એ પ્રથમ પ્રભાતે જાણે આપણે બન્ને એક શિલાના બે ટુકડા હતા અંધકારમાં આપણે સૃષ્ટિના મહાસાગરની સપાટી પર ચડી આવ્યા અબોલ મુખે આપણે સામસામી બાથ ભીડી ]

ત્યાર પછી કેટલાયે યુગ ગયા અંધકારના અંતરમાંથી ફુલેલી ફાલેલી નવી વસુંધરા હસતી હસતી જન્મ પામી આપણે બન્ને પણ જાગ્યા મધુવનની અંદર હુ હતો વૃક્ષ, ને તુ હતી મારી વનલતા મારી કઠોર છાતી સરસી મે તને-કોમલ વેલડીને ચાપી લીધી

ત્યાર પછી સૃષ્ટિના જડ કલેવરમા જીવ પ્રગટ થયો હુ ભમરો સરજાયો વનમા ગુંજારવ કરવા લાગ્યો તુ પુષ્પ-કળી જન્મી તારી પાસે આવ્યો ત્યા કોણ જાણે કેવુ વાવાઝોડુ આવ્યુ કે તારી પાંખડીઓ વેરાઇ ગઇ.

પછી સૃષ્ટિમા માનવી સરજાયા હુ શિકારી જનમ્યો, એક મૃગલીને મે વીંધી તુ સજલ નેત્રે જોઇ રહી નાસી છૂટી ક્યાં યે અલોપ થઇ ગઇ

પછી હુ કઠીઆરો ને તુ વન-કન્યા પછીને અવતાર હુ માળી ને તુ રાજકુમારી માળા બનાવીને રોજ ગુપ્તપણે હુ તારે કંઠે પહેરાવતો એક વાર હુ પકડાઇ ગયો. મને વધ-સ્થાન

પર લઇ જતા હતા, જતા જતા ને ઉંચે જોયુ ઝરૂખામા બે આંખો આસુડા પાડતી હતી,

પછી હુ યોદ્ધા સરજાયો તુ મારી પત્ની બની આપણે કિલોલ કરતા હતા અકસ્માત રણશીંગા વાગ્યા હુ યુદ્ધમા ગયો દુશ્મનનુ ખડગ જયારે મારી છાતી પર પડયુ, ત્યારે ફડકો પડયો કે અરર ! હૃદયમા બેઠેલી પ્રાણેશ્વરીની મૂર્તિ ખડાશે ! બીજી જ પળે હસવુ આવ્યુ જીવન ખટલાસ થયુ

એ પછી મારો રાજ-કવિનો અવતાર ને તારો જન્મ રાજ-કુમારીનો રાજ-દરબારમા હુ કવિના લલકારતો, અને નથી માલુમ કે એ પ્રત્યેક ગાનમા હુ કેને શોધી રહ્યા હતો અકસ્માત લતાઓની ઓથે તગતગતી તારી બે કાળી કાળી આખો મે ભાળી, અને ભાળતા જ મારૂ ગાન થભી ગયુ

ત્યાર પછીને અવતારે હુ સરજાયો ચિત્રકાર, ને તુ,

રૂપસી જનમી તુમિ ધનીર સસારે

[ તુ એ- ધનવાનની ગૃહણી જન્મી ]

મને તારી છબી આલેખવા લઇ ગયા—આખે પાટા બાધીને લઇ ગયા, અને ત્યા

સન્મુખ દર્પને

તારી માઝે ભાસિતેછે પ્રતિબિમ્બ તવ

હૃદયેર રકત દિયા આકિનુ સે છવિ

[ મારી સામે દર્પણ મડવામા આવ્યુ એ દર્પણમા તારૂ પ્રતિબિમ્બ પડતુ હતુ પ્રતિબિમ્બ જોઇ જોઇને જ મારે તારી છબી આલેખવાની હતી તને તો પડદા પાછળ રાખવામાં આવેલી મારા હૃદયના રૂધિર વડે મે એ છબી કાઢી દીધી ]

પછી હું મદીરનો પૂજારી, ને તુ સેવા-દાસી એમ અનેક જન્મોના તરફડાટ અને પ્રાપ્તિ અપ્રાપ્તિના હાસ્ય-રૂદનને અતે આજ આ સપૂર્ણ પ્રાપ્તિનો જન્મ સાપડયો હવે ખોવાનુ, જુદાઇ ભોગવવાનુ તકદીર ગયુ સ્નેહ-જીવનનો નિર્વેદ આવી ગયો.

વારવાર આ પ્રાપ્તિ અપ્રાપ્તિની અદર જેટલા સુખ દુખ ને જેટલી ભૂલચૂક થયા કરેલ, તે તમામ આ અવતારે ખરી પડેલ છે, અને જે કાઇ ખોવાયુ હતુ તે પ્રાપ્ત થઇ ગયેલ છે

એવુ એવુ મધુર ગાન કવિએ 'કિશોર-કિશોરી'મા ગાયુ છે

## અતરજામી

અતરજામી' કાવ્યસગ્રહ સાગર-સગીત' પછી ઘણે લાબે સમયે રચાયુ આ એમના વિવાહિત જીવનની કૃતિ છે 'માલચ' અને 'અતજામી'ના રચનારાની વચ્ચે દસ વર્ષની એક નિસ્તરગ નિસ્તબ્ધતા અમાસની ઘોર રાત્રિ જેવી બની ન પડી છે એ અધકારને ભેદીને કોઇ કોઇ વાર વચ્ચે વચ્ચે જે વિજળીના ચમકારા થયા હતા, તે પરથી લાગેલુ કે કવિને આત્મા મર્યો નથી—હજુ જીવે છે દીવો બુઝાયો નથી, હજુ જ્યોત બળી રહી છે કવિની પ્રતિભા આ કાવ્યની અદર તદન નવે રૂપે ને નવે સ્વરે બગાળાના કાવ્ય-ઉદ્યાનમા નવીન ફુલ શી ફુટી નીકળી આ સગ્રહની એક પછી એક કવિતામા કવિના ધર્મ-જીવનની રેખા પછી રેખા દોરાય છે ને એક આખુ મધુર ચિત્ર આલેખાય છે 'અતરજામી'ના રચનારના માનસિક વિકાસનો માર્ગ અધકારમય લાગે છે ઓગણીસ અને વીસમી શતાબ્દિના સધિકાળે જે યુગ પ્રવર્તતો હતો, તેના સાહિત્ય પરત્વેના રૂપ ને સૂર આ કાવ્યમા ઉતરેલા છે 'માલચ'-મા જે નિરીશ્વરવાદનુ બડ ઉઠેલુ, તેના પરિણામ રૂપી કવિનુ અતર્મુખીપણુ આ કૃતિમા પ્રતિબિમ્બિત થયુ વિહ્વળ બનેલો કવિ ભાવાનન્દે ભરાઇને ગાઇ ઉઠ્યો કે

બાજા રે બાજા રે તબે બાજા જય ડકા<br>
નાહિ લાજ, નાહિ ભય, નહિ કોન શકા!<br>
પરાનખાનિ કાપૂછે કત જય-માલ્ય ગલે<br>
ફુલેર મત કિ જાનિ ગો ફુટ્છે હૃદિતલે.<br>
સુખેર મત દુખ આજ, દુખેર મત સુખ!<br>
કોન આનેર અરવે ઓ બારચા છે બુક!

પ્રાનેર માઝે એ કિ શુનિ ? કિ નિરવ ભાષા !
બુકેર માઝે કોન પાખિ ગો બાંધિયા છે બાસા !
પાયેર તલે રાજે પથ ! પ્રાન આજિકે રાજા
બાજા રે બાજા રે તબે જય ડંકા બાજા.

[ બજાવો, ઓ બજાવો ત્યારે વિજયના ડંકા ! આજે મને લજ્જા નથી, ભય નથી, કશી શંકા નથી ગળામાં કેટકેટલી વિજય માળાઓ પહેરીને પ્રાણ કાંપી રહ્યો છે ! કોણ જાણે ફુલ જેવું શું યે મારા હૃદય-તલમાં ફુટી રહ્યું છે ! આજે દુઃખ સુખ સમું બની ગયું, ને સુખ બની ગયું દુઃખ સરખું છાતી કોણ જાણે કયા ગાન વડે ગર્વથી ફુલી ઉઠી છે ! પ્રાણની અંદર આ શું સંભળાય છે ! આ તે શી નિરવ વાણી ! હૈયામાં કયું પંખી માળો બાંધી બેઠું છે ! આજે જાણે મારા ચરણ નીચે રાજ-માર્ગ આવી રહ્યો છે જાણે મારો પ્રાણ આજે રાજા બની ગયો માટે હવે બજાવો ઓ ! વિજયના ડંકા બજાવો ]

'અંતરજામી'ની અંદર પ્રાચીન વૈષ્ણવ કવિઓનું અનુસરણ છે એટલે જ એની આકાંક્ષાઓની ઉજ્જવળતા, સાધનાની ઐકાન્તિકતા ને ભાષાની સરલતા એ તમામની રેખાઓ આ કાવ્યમાં સુંદર રીતે ઉઠી આવી છે વૈષ્ણવ જનના આકુલ સ્વરો એને નિર્મળ સ્વરૂપે આમાં સંભળાય છે

આવી રીતે સૌંદર્ય પૂજક ચિત્તરંજને કવિતાની બંસી બજાવી એકાએક એને આદેશ મળ્યા બંસીને નીચે મેલીને એણે અસિ ઉપાડી લીધી ગાયક ગાન થંભાવીને યોદ્ધો બન્યો બહારની દુનિયાએ તો માન્યું હશે કે ગાયક મરી ગયો, અને એને બદલે સૈનિક જનમ્યો પરંતુ એ વાત સત્ય ન હોય એની કવિતાની બંસી તો જગતને કાને ન સંભળાય તેવી રહસ્યભરી રીતે ચિત્તરંજનના આત્માની ગુહામાં ઉતરીને જરૂર એના પ્રાણાન્ત પર્યંત ગાતી જ રહી હશે કવિતાના તાલ સ્વરો પોતે જ ચિત્તરંજનના જાહેર જીવનનું ભવ્ય, મૌન સંગીત ઉપજાવી રહ્યા હતા એનો એ જ સાગર એના જીવનના ધમસાણોનું રૂપ ધરી સંન્યાસ, ગાંભીર્ય અને વિશ્વ-પ્રેમનું એ અબોલ સાગર-સંગીત એની કને ગવાડી રહ્યો હતો દેશબંધુની દેશ-સેવા જો કવિતા-વિહોણી હોત, તો તેમાં આટલી મૃદુતા ને

આટલું સૌજન્ય કયાંથી ઝળકી શકત ? વાસ્તવિક તો કાવ્યદેવીએ જ ચિત્તરંજનને તલવાર વીંઝવાની આજ્ઞા દીધી અને પરિણામે આજે એના જીવનની અકેકેક કૃતિ મેંકડો શાયરોને કાવ્ય-પ્રેરક બની રહી છે કવિતા અને વ્યવહાર-જીવનની આવી મનોરમ ગુંથણી દેશબંધુને માતૃભૂમિના આરામખુરશીઆ શાયરોનો ઉચ્ચ આદર્શ બનાવી રહી છે

અને આ કાવ્ય-પ્રવાહનું મૂળ વહન કયાંથી ચાલ્યું ? ચિત્તરંજનની કવિતાનો બંગાળી સમાલોચક કહે છે કે જે સ્વદેશ-પ્રેમે ઉત્તરાવસ્થામાં એને સર્વત્યાગી, વિરાગી કરી દીધા, તેજ સ્વદેશ-પ્રેમમાંથી આ ઝરણું નીસરેલું હતું ભલે એના કાવ્ય-સંગ્રહમાં બંગાળના સ્તુતિગાનનું સીધેસીધું એક પણ પદ ન હો, નામ પણ ન હો, પરંતુ એના પ્રતિ શબ્દમાં બંગ સંસ્કૃતિનો રસ વ્યાપી ગયો છે એના હૈયામાં કવિતાની બંસી ફુંકનાર બંગાળની કુદરત જ હતી બંગાળની માટી, બંગાળનું પાણી, બંગાળની ભાષા અને બંગાળનું સમસ્ત જીવન અણુયે અણુ એ સઘળા પ્રત્યેનો જે સ્નેહ એને મીઠી પીડા દઇ રહ્યો હતો, તેમાંથી જ સાગરના એ કવિએ પ્રેરણા લીધી

'બંગાળની ગીતિ કવિતાઓ' ઉપરના એમના નિબંધને પ્રારંભે જ તેમણે એજ લખ્યું છે બંગાળના વૈષ્ણવ-સાહિત્યની સમાલોચના કરતાં પણ ચિત્તરંજન એજ લખે છે કે -

"બંગાળનું જળ અને બંગાળની ધૂળ-એ બધાની અંદર કોઇ એક અમર સત્ય લપાયું છે એજ સત્ય યુગે યુગે નવે નવે ભાવે પ્રગટ થાય છે સાહિત્યમાં, દર્શનમાં, કાવ્યમાં, યુદ્ધમાં, વિપ્લવમાં, ધર્મમાં, કર્મમાં, અજ્ઞાનમાં, અધર્મમાં, સ્વાધીનતામાં કે પરાધીનતામાં પણ એજ સત્ય ઘોષણા કરી ગયું છે ને હજુ ય કરે છે બંગાળના હિલોળા લેતા લીલા ખેતરો, મધુર મધુર મ્હેકતા મંજરીયાળા આંબાવાડીયા, મંદીરે મંદીરે ધૂપ દીપકથી મઘમઘતી સંધ્યાની આરતિઓ, ગામડે ગામડે જાણે ચિત્રામણમાં આલેખાયલા એ મઢુલીઓના રૂપાળા આંગણા, બંગાળની સરિતાઓ, સરોવરો, તળાવડાં, પૂજાના પુષ્પો

વડે શોભતી ફૂલવાડીઓ બંગાળનું આકાશ બંગાળનો વાયુ, બંગાળનું તુલસીપત્ર બંગાળનું ગંગાજળ, અને સાગર જેના ચરણ પખાળી રહ્યો છે તે શ્રી જગન્નાથનું મંદિર બંગાળનો સાગર-સંગમ, ત્રિવેણી સંગમ કાશી, મથુરા, વૃંદાવન, અને બંગાળનો સમસ્ત ઇતિહાસ, એ સર્વની અંદર પેલું સનાતન સત્ય ઝળકે છે એ સર્વ પોતાની પ્રાણ-ધારા આ એક જ સત્યમાંથી મેળવવાને ઝુલી રહ્યા છે, પ્રકાશી રહ્યા છે.”

એ કવિ હતા તેમ ઉચ્ચ કોટિના વિવેચક પણ હતા. એમનું 'નારાયણ' માસિક એ વિવેચનશક્તિની સાક્ષી આપી ગયું છે. પ્રાચીન કવિતાનું હાર્દ ચિત્તરંજને ઊંડે ઊંડે ઉકેર્યું છે. અર્વાચીન કવિતાની આડંબર-વશતાનું અને ભાવોની સાચી છાપ ઉઠાવવાની અશક્તિનું તીવ્ર ભાન દેશબંધુએ પોતાની વિવેચનામાં સારી પેઠે કરાવ્યું છે.

આ સર્વ સાહિત્ય-સેવાની કદરમાં બંગાળની પરિષદે ૧૯૧૫ માં બાંકીપોરમાં મળેલી બેઠક વખતે તેમને સાહિત્ય વિભાગના પ્રમુખ બનાવ્યા હતા. "બંગાળના ઊર્મિગીતો' ઉપર તેમણે એક નિબંધ વાંચ્યો હતો. અને બીજે વર્ષે ઢાકામાં મળેલી પરિષદમાં તે સન્માન સમિતિના પ્રમુખ ચૂંટાયા હતા.

કલકત્તા સાહિત્ય સભાના તે છેવટ સુધી સભ્ય હતા અને હમેશાં તેના કાર્યક્રમમાં ખૂબ ઉત્સાહ દાખવતા હતા.



વિલાયતમાં અભ્યાસ કરતા દેશબંધુ

દેશબંધુ



બારીસ્ટર દેશબંધુ

# પ્રકરણ ૮

## વકીલાત—આરોહણ

સને ૧૯૦૫ એ નવબંગાળના ઇતિહાસનો ઉષ:કાળ હતો રાષ્ટ્રીય અસ્મિતાના ઉદયના ડંકા વાગી રહ્યા હતા અને ૧૯૦૭–૦૮ માં તો એ પ્રગતિએ ચોક્કસ સ્વરૂપ ધારણ કર્યું બંગાળના માનસ પર પલટાનું એક મોજું પસાર થતું જતું હતું, અને જાગતું પ્રજાજીવન તેમાં તરબોળ થતું હતું, રસમસ થઇ ડૂબતું હતું લોર્ડ કર્ઝનના આપખુદ અમલે જે તંદ્રા ભાગવા માંડી હતી તેના પરિણામ રૂપે જાણે, બંગભંગની જાહેરાત સાથે લોકોની આંખ ઉઘડી ગઇ નૂતન પ્રકાશનો એક ભભૂકો ઉઠયો પ્રજાએ તેને પીછાન્યો અને એ જ્યોતમાં હોમાવા અનેક નવ-જુવાનો પતંગની જેમ ધસ્યા

કોઇ સુખી કુટુંબ પોતાના ગૃહમાં, પોતાને બ્રીટીશ સામ્રાજ્ય નીચે સ્વસ્થ અને સુરક્ષિત માની સૂતું હોય, નિદ્રામાં જીવનકલહ વિસારતું હોય, અને બધું શાન્ત થએલું જણાતું હોય, ત્યારે રસ્તાપર નાળવાળા જોડાના અવાજ દૂર દૂરથી સંભળાવા શરૂ થાય સચિંત બની, નિદ્રાધીન થનારના કાન તે તરફ અચાનક ખેંચાય અને જોડાનો અવાજ નજીકને નજીક આવતો જાય છેક પાસે આવે ત્યારે એકાએક કોઇ હુકમને આધીન એ સહુ સાથેજ અટકી જાય અને થોડી પળ પછી બારણા પર જોરથી સાંકળ ઠોકાવાનો અવાજ આવે પ્રથમ તો એ સ્વપ્ન સમાન લાગે પછી પાડોશીને ત્યાં લાગે અને અન્તે તે ઘોર નક્કર હકીકતની ક્રૂરતાની મૂર્તિ સમા, વોરંટવાળા પોલિસ અફસરને સચિંત ભાવે જોઇ રહેલાં, ને તેને ન સમજી શકતા કુટુમ્બીજનોને તેના કામનો ઉદ્દેશ ઝાંખો સમજાવા માંડે ઘરના પ્રીતિ પ્રવાહનું કેન્દ્ર બનેલો યુવક

તો બધુ પામી જ ગયો હોય ધીમે ધીમે સહુને વસ્તુસ્થિતિનુ ભાન થાય સજળ નયનો, ડુસકાઓ, આલિંગનો, વિયોગો, પુનર્મિલનો, સ્મૃતિચિત્રો, અને પોલિસના લાગણીશૂન્ય, તેના જોડાના નાળ જેવા ખખડતા તાકીદના શબ્દો વચ્ચે—અને ક્વચિત્ આ સ્નેહભાવ અને કારુણ્યના તાપે તેનુ લોખડી હૃદય પીગળે અને તે પૂઠ ફેરવી રાહ જોયા કરે તેવા પ્રસગોની વચ્ચે—કુટુબનુ ભવિષ્ય એ આશાભર્યા જુવાન સાથે અધકારની કોટડીમા ચાલી નીકળે, કોણ જાણે કેટલોય સમય ત્યા જ ગોધાઇ રહેવા

આ કહાણી એકવાર બગાળના ઘરેઘરની હતી અને ત્યારે, સ્વરાજ, રાષ્ટ્રીય શિક્ષણ અને બહિષ્કારના પ્રથમ ઘોષ સભળાયા ખરા પ્રજાજીવનની આવશ્યક પ્રવૃત્તિ પાછળ નોકરશાહીની દમન-નીતિ પણ તેવીજ ખરી હતી સને ૧૯૦૮ના માર્ચની ૩ જી તારીખે શ્રી અરવિન્દ ઘોષ—તે કાળના બગાળની રાષ્ટ્રીય ચળવળના નેતા—અને બીજા ઉજ્જ્વલ પ્રતિભાવાળા અનેક તરુણો સરકાર સામે કાવત્રામા શામિલ હોવાના—રાજદ્રોહના ગુન્હા નીચે પકડાયા તેમની વિરુદ્ધ પુષ્કળ જુબાની એકઠી કરવામા આવી હતી દાસની વિખ્યાતિના મૂળ એ અલીપૂર બોમ કેસમા હતા

એ કાળના વકીલમડળમા અરવિન્દને સર્વથા સમજનાર ચિત્તરજન સિવાય બીજુ ભાગ્યે જ કોઇ હશે 'કાવત્રા બાજો'ના બચાવપક્ષના વકીલોના નામો પત્રોમા આવ્યા કરતા પણ ચિત્તરજનનુ નામ ન આવતુ જોઇ ઘણાને આશ્ચર્ય થતુ પરતુ હકીકત એ હતી કે તે વખતે રોકાએલા બચાવપક્ષના વકીલો, સલાહ માટે કોઇ ચિત્તરજનનુ નામ સૂચવતુ તો તાતા થઇ જતા તેની શી જરૂર છે કહી વાત ઉડાવતા પણ એક કાળ એવો આવ્યો જ્યારે બચાવ માટે ઉભો કરેલો ફાળો ખલાસ થઇ ગયો, દ્રવ્યનો ટેકો જતા બચાવ માટે આગળ આવેલા વકીલો ધીમે ધીમે સરી ગયા, અને આખરે અરવિન્દના બધુઓ ચિત્તરજન પાસે ગયા દાસને તો પોતાની અનિવાર્ય સ્થિતિનુ ભાન હતુ જ તે તૈયાર જ હતા તેમણે કહ્યુ "મારે શુ અરવિદ સાથે લેવા દેવા નથી? તે મારો પણ ભાઇ નથી?" એ રીતે અણીને વખતે

બચાવ માટે તે પહોંચી ગયા મુકદ્દમો એક વર્ષ કરતા યે વધારે સમય ચાલ્યો હતો કોઇ પણ વકીલ અસીલ માટે ન કરે તેટલી તનતોડ મહેનત કરી, પુષ્કળ આત્મભોગ આપી, તેમણે બચાવની લડત લડયા કીધી રાતના બબ્બે વાગી જાય છતા તે કામ પાછળ મ ડયા જ રહે કોઇવાર પ્રભાત પણ થતુ ઘરના સામાન્ય ખર્ચ માટે સુદ્ધા કરજ કરવુ પડે ઘરના ગાડી ઘોડા સુદ્ધા વેચી નાખ્યા આમ છતા તે ટકી રહ્યા હતા એ તપશ્ચર્યાના બલે, આ વિખ્યાત મુકદ્દમાથી તે ઘણા આગળ વધ્યા, અને અરવિન્દની મુકિતની સાથે જ, લોકોની માનભરી નઝરમા તે મોખરે મૂકાયા

વિજયદેવીએ અને શ્રીદેવીએ તે પળથી તેમને વરમાળ આરોપી તેમની બીજી મહાન્ ફત્તેહ દુમરાવ ગાદી કેસમા થઇ ત્યાર પછી તે લગભગ સિહાસનારૂઢ થયા કહેવાયા ઢાકાના કાવત્રાના કેસમા તેમણે વગર ફીએ બચાવ કરેલો અને તેવા જ બહિષ્કાર અ ગેના કેસો લડી સારા બ ગાળાને આભારી બનાવ્યુ હતુ

આમ ધ ધામા તે સ્વસ્થ અને સ્થિર થયા કે તરત જ પ્રથમ ખયાલ જૂના દેવાઓ પતાવી દઇ પોતાના અને પિતાના નામ પરનો ડાઘ દૂર કરવાનો તેમને આવ્યો હતો અને તે અ ગેની પાઇએ પાઇ તેમણે ચૂકવી દીધી જસ્ટીસ ફ્લેચરે તે વખતે કહેલુ, કે “ પોતાના જૂના દેવાનો જાહેર રીતે સ્વીકાર કરી, મુકત થએલા નાદરે તે ચૂકવી આપ્યા, તેનુ આ પ્રથમ જ દૃષ્ટાન્ત છે ’

અસાધારણ પ્રમાણિકતાના આ કીસ્સાએ ચત્તર જનને નીતિમાન વીરની પદવીએ પહોચાડયા

વકીલાતની આખી કારકીર્દી દરમિયાન સુવિખ્યાત ઘણા કેટલાયે કેસો તે લડયા કલકત્તા હાઇકોર્ટમા કે કલકત્તા બહારના ગામોમા તેમની રોજની ફી એક હઝાર રૂપીઆ કરતા યે વધારે ગણાતી અને છતા વકીલ તરીકેના અપૂર્વ ધનસ ચય કરતા મહત્તર કીર્તિ સ ચય તેમણે કરેલો

મધ્યપ્રાન્તની “હોમ રૂલ લીગ”ના મ ત્રી મિ વૈદ્યનો સમર્થ અને સફળ બચાવ નાગપુર જઇ તેમણે કર્યો હતો. આથી મધ્ય

પ્રાન્તમાં તેમની લોકપ્રિયતા ખૂબ વધી ગઇ "સ્વરાજ" ઉપર પણ તેમણે તે વખતે ભાષણો આપ્યાં હતા, અને એ કેસમાથી પાઇ યે પેદા કરી ન્હોતી, છતા ત્યાના હોમ રૂલ લીગને મ્હોટી સખાવત આપી હતી આ બધાની કદરમા નગપુરના નાગરિકોએ તેમને માનપત્ર આપ્યુ હતું પછી રંગુનમા રાષ્ટ્રીય હિત માટે કામ કરી રહેલા ડો મ્હેતા અને તેની સાથે કામ કરનારાઓનો બચાવ કરવા તે ગએલા ચિત્તાગાગમા નઝરકેદ થએલાઓનો બચાવ પણ તેમણે કર્યો હતો ખુરપુરીઆ ઝમીનદારી કેસમા તેમણે વકતૃત્વની એવી અદ્દભુત શકિત બતાવી હતી કે તેમના સમર્થ અને ઉદારચરિત હરીફ સર વિનોદ મિત્રે તેમના ઉપર મુબારકબાદીના વરસાદ વરસાવ્યા હતા બ્રહ્મબાંધવ ઉપાધ્યાયના અને બિપિનચન્દ્ર પાલના રાજકીય મુકદ્દમાઓ પણ સ્મરણીય હતા બિપિનચન્દ્ર પાલના કેસમા, કાયદે સ્પષ્ટ હોઇ, બચાવ અશકય હતો છતા પાલ સામે લાગુ પડતા કાયદાને જ, હિન્દી સમાજના અન્ત કરણથી તે વિમુખ છે એવી આવેશમય દલીલથી, વખોડી કાઢયો ને આખરે મેજિસ્ટ્રેટ અને પબ્લિક પ્રોઝીક્યુટર સુદ્ધાંની આખો ભીંજાઇ અને દાસના અસીલને માત્ર છ માસની સાદી કેદની જ સજા થઈ

ઘણાખરા રાજકીય કેસો તે વગર ફીએ જ લઢતા જો ધન સચયના જ ખ્યાલથી તેમણે વકીલાત કરી હોત, અને પોતાનો તમામ સમય તે એક ઉદ્દેશ પાછળ ગાળ્યો હોત તો આ અદ્વિતીય લાગતી આવક કેટલા ગણી વધી હોત ! વકીલાતના છેલ્લા ત્રણ વર્ષ સુધી દરમાસે તે અધલાખ રૂપીઆ ઉપરની બાદશાહી રકમ કમાઇ આપતા

અને છતા એ દુરારાધ્ય વૈભવને છોડી દેતા એ વીરને કેટલી વાર લાગી હતી ?

એનુ કારણ એજ કે દ્રવ્યના કરતા વધારે કીંમતી વસ્તુની—સત્યનિષ્ઠા, પ્રમાણિકતા, સ્વાર્થ ત્યાગ—ની તેમને કદર હતી જે કેસની તે ફી ન લે તેને માટે પણ તેમનો ઉત્સાહ અગાધ અને મહેનત અવિશ્રાંત રહેતી હાથમા લીધેલા કામને પાર પાડયેજ છુટકો એવો તેમનો સ્વભાવ હતો એટલે દરેક કેસમા તે પોતાનુ સઘળુ

સામર્થ્ય કેન્દ્રીભૂત કરતા ઘણીવાર નિર્ણય માટેના મન્થનમા કલાકોના કલાકો વ્યતીત થઇ જતા. પણ મુસ્કેલીમા, ખરાબમા ખરાબ કે તદ્દન નિરાશાભર્યા કેસમા તેમની પ્રતિભા ખૂબજ ખીલતી.

તેમની અડગતામા વજ્રબલ હતુ. ન્યાયાધીશ કે પ્રતિસ્પર્ધીને એક તસુ પણ નમતુ ન આપે એવો પ્રબલ આત્મવિશ્વાસ તેમણે કેળવ્યો હતો ખુશામત કે પ્રશસાનો લાભ લઇને નહિ, પરતુ નિર્લેપ બુદ્ધિયુક્ત દલીલોની પરપરાના બલથીજ તે વિરોધીઓને વશ કરતા ઉલટ તપાસની તેમની રીતિ, ઝીણી નઝર અને સૂક્ષ્મ પૃથક્કરણની શક્તિનો ખ્યાલ આપતી સમસ્ત વકીલમડળમા લોર્ડ સિંહાજ કેસ મૂકવાની સ્પષ્ટતામા તેમનાથી ચઢી જાય, અને ટક્કર ઝીલી કેસ ટકાવી રાખવાની શક્તિમા તો તે પણ દાસથી ઉતરે જ

તેમની હીમત અને નિશ્ચલતા પણ અપ્રતિમ હતી નવખલીના એક કેસમા ત્યાના સ્થાનિક મેજીસ્ટ્રેટ મિ કાર્ગીલને સરકાર તરફથી જુબાની આપવાની હતી તેને માટે ખાસ બેસવાની સગવડ કરવામા આવી હતી પણ દાસની ઉલટ તપાસના સવાલોથી તેને એટલી અકળામણ થઇ, કે અપમાનભર્યા શબ્દોમા તેમને "બાબુ" કહી સબોધ્યા ચિત્તરજન આ સહે જ શાના ? તેમણે તરત કહ્યુ, " મિ કાર્ગીલ, તમે જાણો છો કે વિવેક ખાતરજ તમને સાક્ષીના પીંજરામા ઉભા રાખવાને બદલે, મેં તમારે માટે ખાસ બેઠકની પરવાનગી આપી છે એવોજ વિનય તમે બીજા પ્રત્યે જાળવશો એવી મને આશા છે " અપમાન સહી લેવુ એ ચિત્તરજનની માટીમા જ ન્હોતુ જ્યારે જ્યારે અન્યાય થાય ત્યારે ત્યારે તે તેનો નીડરપણે વિરોધ કરતા અને ઘટતો ફેરફાર ન દેખાય તો અચકાયા વિના અદાલત પણ છોડી જતા

સ્વમાનની અતિ આળી લાગણી દર્શાવતો એક કીસ્સો અલીપુર બોમ્બ કેસ વખતે બન્યો હતો એકવાર ન્યાયાધીશ સાહેબના મ્હોમાથી દાસ દલીલ કરતા હતા ત્યારે 'નૉન્સેન્સ' શબ્દ નીકળી પડ્યો એ શબ્દ સભળાયો કે ચિત્તરજન લાલચોળ થઇ ગયા

ઘડી ભર મૌન ધરી તેમણે શાંતિથી કહ્યુ, "આપ અત્યારે ન્યાયા-
સન પર છો એ દિલગીરીની વાત છે જો કોઇ બીજી સ્થિતિમા
આપ હોત, તો આપને યોગ્ય જ ઉત્તર મે વાળ્યો હોત" સ્પષ્ટ
વાક્યો કહી દેવામા જ તે સમઝતા મનના ભાવો છુપાવી રાખ-
વાનુ તે જાણતા ન હતા

તેમનુ ખરુ આકર્ષણ તેમના નૈતિક બલમા હતુ તેમણે
ન ચલાવેલા કેસની ફી પાછી આપવા તે કાયદા પ્રમાણે બધાએલા
ન્હોતા છતા તેવામા પોતે ધ્યાન નહિ આપી શકે એમ કહી તે
"ફી" પાછી વાળતા એટલુ સખ્ત નીતિનુ બન્ધન તેમણે
સ્વીકાર્યુ હતુ

પ્રમાણિકતાના અનેક દાખલાઓના જ્ઞાનથી સરકારે તેમને,
બગાળના ઉદ્દામ પક્ષના નેતા તે છે એમ જાણવા છતા, 'મ્યુની
શન બોર્ડ કેસ' લડવા રોકયા પ્રથમ તો તેમણે સરકાર તરફથી
કેસ ચલાવવા આનાકાની કીધી અને પોતાના જ અન્તઃકરણ
પ્રમાણે દેશહિતને લક્ષમા રાખી વર્તવાની છૂટ મળે તો જ એ
હાથ ધરવાની સરત મૂકી સરકારે એ કબુલ રાખી આ વાતથી
બીનમાહીતગાર આરોપીઓ, પોતાનો બચાવ દાસ ઉપાડી લે
એ આશાથી, લાખો રૂપીઆ લઇ તેમને ત્યા આવ્યા અને તેમ
કરવા વીનવ્યા પરતુ, એકવચની ચિત્તરજને સ્હેજ હસી કહ્યુ
"ગૃહસ્થો, તમારી વિનતિ સ્વીકારી ન શકવા માટે હુ દિલગીર
છુ પણ મે સરકારને બોલ આપી દીધો છે અને નીતિ પ્રમાણે
હુ તે પક્ષે રહેવા બધાઇ ચૂકયો છુ" ધનની લાલચ પ્રત્યેની
આવી ઉદાસીન વૃત્તિથી એ લોભી વ્યાપારીઓને ખુબ આશ્ચર્ય
લાગ્યુ અને નાણા જેવી નક્કર, હસ્તગમ્ય વસ્તુને, વચન જેવી
હવાઇ ચીઝને સારૂ, દાસ છોડી દે છે એ જોઇ થએલી અજાયબી
સાથે પોતાનુ કામ પાર ન પડવાથી ઉપજતી નિરાશા છતા, એ
નીતિભર્યા વીર માટે તેમને પણ માન થયા વિના રહ્યુ નહીં

# પ્રકરણ ૯

## કુટુંબ પરિવાર

મનુષ્યના મનનું સૌન્દર્ય સર્વ પ્રથમ તેના કૌટુંબિક જીવનમાંથી વિકાસ પામે છે એ સૌન્દર્યના સ્પર્શે તેના હૃદયકમલના શતદલમાં જે નવાં નવાં રૂપ ખીલી નીકળે તે સર્વ તેના જીવનમાં વિશિષ્ટતા આણે છે બાનક ચિત્તરંજન પર તેમના પિતામહના આતિથ્ય, કાવ્યરસિકતા અને ઉદારતા, પિતાના નીડરતા અને ધર્મજિજ્ઞાસા તથા માતાના કોમળ હૃદય અને દયાભાવ અસર કરે જ એમ કહી, ગુણોમાં પણ કારણ શોધવા જનાર દાસના વ્યક્તિત્વને પૂરો ન્યાય કરતો નથી ગુણો મીલકતની જેમ વારસામાં ઉતરે જ એમ માની લેનાર, જુદા જુદા ગુણોનો સમન્વય કરી તેને એક વિશાલ ચારિત્ર્યમાં ગુંથી લેનાર વ્યક્તિને પીછાનતો નથી અને છતાં જે મનુષ્ય એક વાર સ્વપ્ન સૃષ્ટિમાં ઊંચે ને ઊંચે ઉડયા કરતો તેને, કુટુંબભોગ આપનાર તરીકે નહિ, પણ ખરા કૌટુંબિક જીવનને આ પૃથ્વી પર સરજનાર તરીકે જોતાં તેના સદ્‌ગુણોનું સુંદર સ્વરૂપ પણ સમજાય છે જે ગુણો માણસના જીવનમાં એટલા ઓતપ્રોત થઇ જાય કે તેના દરેક કાર્યમાં તે અનાયાસેજ ઝળકી ઉઠે તેજ ખરા ગુણો કહેવાય કુટુંબ પરિવારમાં જે આવા ગુણો કેળવી રહ્યા હોય તેના જ જીવનમાં સુસંગત સુન્દરતાના દર્શન કરી શકાય દેશબંધુનું દેશબાંધવત્વ તેમના સ્વજનવાત્સલ્યનું જ વિકસેલું સ્વરૂપ હતું એમ ત્યાં જ જોઇ શકાય

કૌટુંબિક જીવનમાં ચિત્તરંજનને પુષ્કળ કસોટીના પ્રસંગોમાંથી પસાર થવું પડયું હતું પિતાના સૌથી મોટા પુત્ર તે હતા, તેથી પિતાની માંદગી પછી ભાઇ બ્હેનોના ભરણપોષણનો

અને તેમને ભણાવવાનો બોજો દાસને શિર આવી પડયો પણ આ બધુ હસતે વદને તેમણે વધાવી લીધુ

તેમના સૌથી નાનાભાઇ વસન્તરજનની ઉજ્જવલ કારકીર્દિનો કલકત્તા 'બાર'મા શરૂ થતા પહેલા જ ક્રૂર કાળબળે ઓચિંતો અન્ત આવ્યો તેમના બીજા ભાઇ પ્રફુલ્લરંજન પટણા હાઇ-કોર્ટના જજ છે અગ્રેજી પદ્યલખાણમા પ્રફુલ્લરજને સારી નામના મેળવી છે ચિત્તરજન જેમ પોતાના આખર દિનો દાર્જીલિંગમા પોતાના ત્યા જ ગત થએલા બધુ વસન્તરજનના સ્મરણમા ગાળતા, 'ભોળો' બોલાવે છે એમ પણ છેલ્લા દિનોમા કહ્યા કરતા, તેમ આ પ્રફુલ્લરજન પોતાના બધુના અનેકાનેક સ્મરણોની વાતો કરતા થાકતા ન્હોતા અને ચિત્તરજનના મૃત્યુ પછી તેમને અતિ પ્રિય એવી કીર્તનમડળીની મસ્તીભરી ધૂનો તેમણે જગાવી હતી

ચિત્તરજનના બ્હેન અમલાદેવીના કંઠને તો એક વાર સાભળનાર વિસરી જ કેમ શકે ? એક અત્યન્ત મધુર ગીતોના ગાનાર તરીકે તે સુવિખ્યાત હતા કલકત્તામા બેમટ કોગ્રેસ વખતે 'વન્દે માતરમ્'નુ પ્રસિદ્ધ ગીત જ્યારે તેમણે અતિ મધુર હલકે ગાયુ, ત્યારે સાભળનારા મંત્રમુગ્ધ બની રહ્યા હતા થોડા વર્ષો પહેલા પુરૂલીઆમા અમલાદેવીએ એક અનાથાશ્રમની સ્થાપના કરી હતી આંધળા, લૂલા અને પીડિતોને તેમા આશરો મળતો હતો આ કામમા તેમણે ખૂબ ઉત્સાહ બતાવ્યો અને પુષ્કળ સેવા કરી, પરન્તુ ટુંક મુદ્દતમા તેમની યે જિંદગીનો અન્ત આવ્યો દાસના બીજા એક ન્હાના બ્હેન બાળવયમા જ મરણ પામ્યા હતા

ઉર્મિલાદેવી , તેમના બીજા બ્હેન, જેમને થોડા વર્ષો પરજ વૈધવ્ય પ્રાપ્ત થયુ હતુ, તેમણે પોતાની આખી જિન્દગી અને શક્તિ દેશની સેવામા સમર્પી દીધી છે રાષ્ટ્રીય પદ્ધતિ ઉપર બગાળી કન્યાઓને કેળવણી આપવાની આદર્શ સસ્થા તેમણે શરૂ કરી છે

ચિત્તરજનના સૌથી મ્હોટા વિધવા બ્હેન અને તેમના બાલ-કોની સભાળ તેમને શરૂઆતથી જ લેવી પડી હતી.

સને ૧૮૯૭મા, બીજની જાગીરના દિવાન બાબુ બરદ પ્રસાદરના પુત્રી શ્રી વાસન્તીદેવી સાથે ચિત્તરજનના લગ્ન થયા જેવુ સુન્દર મહાગનુ રૂપ વાસન્તીદેવીનુ હતુ તેવુજ તેમના અન્તરનુ સૌન્દર્ય હતુ. એક આદર્શ ગૃહિણી અને સહચરી હોઇ ચિત્તરજનને બધી રીતે યોગ્ય હોવાની પોતાના જીવનથી તેમણે ખાત્રી આપી છે ચિત્તરજનને આફત વખતે દિલાસો આપનાર વાસન્તીદેવી તેના કાવ્યોનુ નિષ્પક્ષપાત વિવેચન કરનાર વાસન્તીદેવી તેમની દેશસેવા દરમિયાન તેમની સાથે જ ઘૂમનાર વાસન્તી દેવી ચિત્ત રજનનુ જીવન અને માનસ સૌથી વધારે સમજનાર, વાસન્તી-દેવી ચિતરજનની મહત્તા પાછળનુ બળ વાસન્તીદેવી

વાસન્તીદેવી હોય તો જ દાસના જીવનના સગીતમા સવાદીત્વ અને સુમધુરતા જામી જાય તેમના વદનમા સદ્‌ગુણનો પુણ્ય પ્રકાશ ઝલકી રહેતો તેમના નયનમાં નિર્મલ હાસ્ય લસ્યા કરતુ તે સાદાઇની મૂર્તિ હતા વસ્ત્રાભૂષણ કે અલકારોનીજ શોભાને શોભા ગણતા તે શીખ્યા ન્હોતા યુનીવર્સીટીની ડીગ્રી ન મેળવ્યા છતા તે ઘણાજ સુશિક્ષિત હતા તેમનો અભ્યાસ ઊંડો હતો

૧૯૧૯મા અમૃતસરની સ્ત્રીઓએ, અખિલ હિન્દ મહિલા પરિષદની વાર્ષિક સભામા, વાસન્તીદેવીને પ્રમુખ બનાવ્યા હતા જાહેરમા જવાનો પણ એ નમ્ર દેવીને ક્ષોભ થતો હતો પરતુ પજાબની સ્ત્રીઓના સકટ અને કસોટીને પ્રસગે તેમની બાજુએ ઉભા રહેવાની તેમની વિનતિની અવગણના તેમણે કરી નહિ પૂર્વની પદ્ધતિ પરજ હિન્દની સ્ત્રીઓનો ઉત્કર્ષ સાધવાની ભાવના તેમણે પરિષ- સમક્ષ મૂકી હતી સાવિત્રી અને સીતા સતીનો આદર્શ અખડ રાખી, ભારતના ગૃહને શોભે તેવા વર્તનનો પાઠ તેમણે શીખવ્યો હતો

અસહકારના યુધ્ધે સ્ત્રીઓને પણ સીપાઇઓ બનાવ્યા—શાન્તિના સીપાઇ' બનાવ્યા એવા સ્ત્રીદલને મોખરે વાસન્તીદેવી હતાં. [illegible] એકના એક પુત્રને જેમ મોકલતા એ વીર માતાને [illegible] લાગ્યો એટલુજ નહી પણ પોતાની સૌ સુકુમારતાને [illegible] દારૂગોળાની દવાલોમા ઓંપવા તે તત્પર થઇ ગયા. ચિત્તરજનના

જીવનની દરેકે દરેક બદલાતી પરિસ્થિતિમા વાસન્તીદેવી ખૂબ દૃઢતાથી, ઉલ્લાસથી અને હીમ્મતથી ઉભા રહ્યા તેમની સહન શકિત કોઇ સ્પાર્ટન માતને છાજે તેવી હતી

એ યુગલને એક પુત્ર અને બે પુત્રીઓ એટલા સન્તાન સાપડયા પુત્ર ચિરરજને અસહકારના આદોલન વખતે સ્વયસેવકમા નામ નોધાવી જેલ લીધી હતી તેમનો વિવાહ અન્ય જ્ઞાતિમા કરવામા આવ્યો હતો બન્ને પુત્રીઓનો વિવાહ પણ જ્ઞાતિ બહાર કરવામા આવ્યો છે મ્હોટી પુત્રી અપર્ણાદેવીના સુધીરચન્દ્ર રાય સાથે લગ્ન થયા હતા ન્હાની કન્યા કલ્યાણીદેવીના લગ્ન ભારતગનદ મુખોપાધ્યાય સાથે કરવામા આવ્યા હતા

માતા માટે ચિત્તરજનને જેવો પૂજ્યભાવ હતો તેવીજ વત્સલતા પોતાના બાલક પ્રત્યે તે દાખવતા તેમની મોટી પુત્રીએ કાયસ્થ જ્ઞાતિના (પોતાનાથી ઉચી જ્ઞાતિના) એક બેરીસ્ટર સાથે સ્નેહસબધ બાધ્યો હતો દાસે તેમના લગ્નની તરત સમતિ આપી, પરતુ સુધીરચદ્રના માબાપ લગ્ન વિરુદ્ધ હતા તેથી તેમની સમતિ ન મળે ત્યા સુધી દાસે તેમના લગ્ન કરવાની ના કહી આખરે ત્રણ ત્રણ વર્ષની સમજુતી પછી એ સમતિ મળી અને દાસે તત્કાળ લગન કરી આપ્યા

બાલકોના હિત સામુ જોઇનેજ તે દરેક પગલુ લેતા તેનુ આ આબાદ દૃષ્ટાત છે કુટુબ પ્રત્યેની આટલી મમતા જોતા અને બીજી બાજુ વિશ્વપ્રેમમા મસ્ત ઉન્નત સ્વપ્નોની ધૂમકેતુ શી એકાકીતામા એટલા ઉચે ઉડનારને જોતા, પૃથ્વી પરના ગૃહને અને ઉંચા આકાશના સ્થાનને એક તાતણે બાધનારને જોતા, પોતાના માળા પર નજર રાખી નભોમડળમા ઉચે ને ઉચે ઉડનાર ચકુલ પક્ષિની યાદ આવ્યા વિના રહેતી નથી

'Proud privilege' the privacy of glorious light is thine!'

* * *

'True to the kindred points of heaven and home,
'Type of the wise who soar but never room'

વર્ડઝવર્થની એ ઉક્તિ ચિત્તરજનને બરાબર લાગુ પડે છે.

## પ્રકરણ ૧૦

### ઘડાતા નેતા દેશબન્ધુ

દેશબન્ધુના જીવન પર તેમના માતુશ્રીની ઊંડી છાપ હતી તે તેમના વહાલા પુત્ર હતા પોતાના અનેક ઉમદા ગુણો પુત્રમા ઉતરેલા જોઈ તે વત્સલ માતાને ખગ આનદ થતો પણ કમનસીબે તેમના મૃત્યુ વખતે દાસ હાજર ન હતા પોતાના સૌથી વ્હાલા બાળનુ મુખ તે જોઈ ન શક્યા, પણ ચિત્તરજનના પ્રાણ જેવુ જ તેનુ પ્રસિદ્ધ પુસ્તક 'સાગર—સગીત' તેમણે પોતાના હૈયા ઉપર રાખ્યુ અને ધીમેથી તેમણે કહ્યુ કે જન્મે જન્મે આજ સ્વામી મળજો અને આજ ચિત્ત પુત્ર રૂપે મને સાપડજો દાસ મુબઈ હતા, અને ત્યાથી ઉપડી પણ ચૂક્યા હતા રસ્તામા જ તે ઊડી જતા આત્માએ તેમને સ્વપ્નામા દર્શન દીધા આગાહી હશે?

એ વત્સલ માતા માટેનો દાસનો પ્રેમભાવ અને ભક્તિ પણ તેવા જ હતા તેમના સ્મરણ માત્રથી તેમના નયન સજલ થતા.

એજ માતાના પ્રભાવથી દાસ સ્વદેશને માતા ગણતા શીખ્યા હતા, પોતાની જ જનનીની પ્રતિકૃતિ ભુમિમાતા એમ દૃઢ માનતા થયા હતા પ્રમાણિકતા, દયા, ઉદારતા અને સહનશીલતાની મૂર્તિસમી એ માતાના શિક્ષણ ઉપરાન્ત વૈષ્ણવ માન્યતાઓએ તેમના સ્નેહાળ હૃદયને સર્વમાન્ય સ્વરૂપ આપ્યુ કુટુમ્બપ્રેમ, સ્વજન પ્રેમ, દેશપ્રેમ અને વિશ્વપ્રેમ, એમ ઉત્તરોત્તર એ પ્રેમનો વિકાસ થતો ગયો અને એ પ્રેમે સૌથી પ્રકટ સ્વરૂપ તો સ્વદેશપ્રેમમા જ ધર્યું સ્વદેશ અને સ્વદેશીના રગમા તે આખા તરબોળ રગાએલા હતા

નેપોલિયનના પેલા સૈનિકની વાતની ખબર છે? તે સૈનિકની છાતીમા ગોળી સોસરી પેસી ગઈ હતી, અને જખ્મ સખ્ત થયો હતો.

પણ તેણે કહ્યુ કે "ગોળીને બહુ ઊંડાણમા ના ખોળશો" ત્યા તો નેપોલિયનનુ નામ લખાએલુ જડે ને !

અને પેલા ભક્ત હનુમાને પોતાનુ વક્ષસ્થળ ચીરી 'રામ' બતાવ્યા ન્હોતા ?

દેશબન્ધુનુ દિલ એટલુ જ ખુલ્લુ હતુ તેમા 'ભારત' અને 'બંગ' સદાના કોરાઇ, જડાઇ ગયા હતા એનીજ પ્રતિમા હૃદય મન્દિરે ઘડાઇ, સ્થપાઇ ગઇ હતી.

દેશ પ્રત્યે એવી પ્રબલ જેની મમતા હોય, ખરેખર ભક્તિજ હોય, તે દેશ ખાતર શુ શુ ન કરે ? દાસ વિલાયતમા હતા ત્યારે કોઇને ન્હોતુ સુઝયુ તે તેણે કર્યું "સ્વદેશી"નુ વાતાવરણ જાગ્યુ દરેક બંગાળીને પ્રમત્ત બનાવી દેનાર "સ્વદેશી"ની ચિર-સ્મરણીય હાક વાગી, ત્યારે ચિત્તરંજનનો પડઘો પણ હતો જ તે વખતે પણ દેશસેવા ખાતર પોતાનો ધંધો છોડી દેવાનો તેમણે ગંભીરતાપૂર્વક વિચાર કર્યો હતો પણ તે કાળે અપૂર્વ કામ કરી રહેલા અરવિન્દ ઘોષ અને બિપિનચન્દ્ર પાલ એ સમય માટે બસ છે, અને માતૃભૂમિની વાણી તે દ્વારાજ પ્રકટે છે એ ભાનથી તે અટકી ગયા અને ધંધો તો ચાલુ રાખ્યો, પણ તેમનુ દિલ એ દેશદાઝમા જ રહી ગયુ

'સ્વદેશ' તેમના જીવનરક્ત સાથે વહ્યા કરતો તેને ખાતર તેમની થેલી ખુલ્લી જ રહેતી અને તે માતાની છેલ્લી હાકે તેણે પોતાના ધન મીલકત અને ધંધો—સર્વસ્વનો ત્યાગ કર્યો તેમના પ્રાણનો ત્યાગ પણ તેની જ જહેમતો ઉઠાવતા નથી થયો ? અને છતા તેમની દેશભક્તિ તે શબ્દના સંકુચિત અર્થને વટે તેવી નહિ પણ દેશસેવામાયે ઇશ્વરસેવા જોનારની હતી "દેશ એ દૈવત્વનો અંશ છે" એમ તેમણે કહ્યુ હતુ કલકત્તાના એક વિદ્યાર્થીમંડળને ઉદ્દેશી તે બોલ્યા હતા કે, "હુ કહેવાતી દેશભક્તિને માનતો નથી હુ પોતે દેશભક્ત નથી હુ તો ઇશ્વરને માનુ છુ અને મારે મન તો એ વિભુતાની આવિર્ભૂત દીપ્તિ એજ દેશ" સાચી દેશભક્તિના પયગંબર દાસ હતા

દેશદાઝ તેમનામા એટલી વ્યાપી ગઇ હતી કે તેમના જીવનને —અને ખાસ કરીને ઝિંદગીના પાછલા વર્ષોને—એકજ શબ્દમા સમાવી સમજાવી દેવુ હોય તો એ ચાર અક્ષરોજ બસ થાય જનની જન્મભૂમિને સ્વર્ગથી પણ અધિક ગણનારનુ કાર્યક્ષેત્ર એ ભૂમિજ હોય આ લોકની ભાવના પરલોકમા સિદ્ધ થાય એવી માન્યતાવાળાને કેમ ખ્યાલ આવે કે આ લોકનીજ ભાવના આ લોકમા જ સિદ્ધ થાય છે આ લોકનેજ કર્તવ્યભૂમિ ગણનાર વર્ગને તો ભૂ–માતાજ મહાન્ સત્ય છે, પરલોક નહિ એ માતાને રાધાના કૃષ્ણ પ્રત્યેના, સીતાના રામ પ્રત્યેના પ્રેમથી તે ચાહતા, અને તેમના વૈષ્ણવ ધર્મની નાયકા રાધિકા માફક તેમણે ગાયુ હોત કે-

જનમે જનમે, જીવને–મરણે,
તમેજ હો પ્રાણનાથ.

વૈષ્ણવ ધર્મે પોષેલા પ્રેમ, ત્યાગ, ભક્તિ અને આરાધના સર્વ તેમણે સ્વદેશને સમર્પ્યા તેમના પ્રેમના પાટે અપ્રતિમ ત્યાગનો પાઠ પણ શીખવ્યો, સહન કરવાનો અને ઉન્નત થવાનો માર્ગ બતાવ્યો

જહાગીરીમાંથી એકાએક અચકાયા વિના ફકીરી લઇ લેનાર, સ્વેચ્છાથીજ અકાળે દારિદ્રય વહોરનારના પ્રેમ અને ત્યાગ પાછળ કેવા પ્રકારનુ વજ્રબલ હશે તેનુ માપ શબ્દોથી નીકળે નહિ

" આ મારી જન્મભૂમિ જેને મે બાલપણથી ખરા હૃદયથી ચાહી છે, યુવાવસ્થામા ચાહી છે, અનેક ત્રૂટીઓ, નાલાયકીઓ અને આત્માની પામરતા છતા ચાહી છે, તેની મૂર્તિ મારા દિલમા સજીવ રાખ્યા કરવા હુ મથ્યો છુ અત્યારે વૃદ્ધાવસ્થાને ઉંબરે ઉભો છુ ત્યારે તે મૂર્તિ વધારે સ્પષ્ટ અને વધારે સત્ય થતી જાય છે હુ જોકે હક્ક પ્રમાણે નેતૃત્વનો દાવો કરતો નથી, છતા ઊંડા અને આવેશમય પ્રેમભાવથી જે પદ મળે તેતો મારૂ છેજ ઝગમગતા દીપક જેમ, એ પ્રેમ મને દોરશે અને તમારા સહુનુ સામટુ સામર્થ્ય મારી ત્રૂટિઓ પૂરશે "

આ શબ્દોમા ઉતરેલા અખૂટ ભાવ, કરૂણતા અને સહૃદયતા તેમનુ આખુ જીવન બોલી દે છે હિન્દનો ઇતિહાસ, તેની સસ્કૃતિ

અને તેની આધ્યાત્મિકતા માટેનો તેમનો ભાવ પણ તેવો જ અગાધ હતો હિન્દ એ ભાવના અને સંસ્કૃતિ સારા જગતને અર્પવામા સફળ થશે જ એમ તેમને આશા હતી ભારતવર્ષનો, આર્યાવર્તનો સન્દેશ આખુ જગત સુણે ત્યા સુધી તેણે કામ કર્યા જ કરવાનુ એમ તે કહેતા

એ અગાધ દેશ પ્રેમની સરતા કોઇ એકજ વિશાલ પટના પ્રવાહમા વહી રહી ન્હોતી તે અનેક સ્રોતોમા સરી હતી દેશબન્ધુ તો તે કયારના યે થઇ ચૂકયા હતા પોતાની જાતના સુખને ભૂલવા સદા તત્પર, તે બીજાઓને કદીયે વિસરતા નહિ દેશબાન્ધવોને મદદ કરવા, તેમના કષ્ટ હરવા, તેમને ઉન્નત બનાવવા, તરફ તે સ્રોત વહ્યો તેમની અનન્ય-સાધારણ દાનવીરતા તેમની પ્રેમલતાના વિશાલ વૃક્ષનો પ્રથમ અંકુર હતો ગામડાના દુ ખ મીટાવવા, અજ્ઞાન દૂર કરવુ, ખેતીની સ્થિતિ સુધારવી, ગ્રામ્ય ઉદ્યોગની વ્યવસ્થા કરવી, સ્ત્રી સમાજનો ઉદ્ધાર સાધવો, વગેરે અનેક શાખામા એ વૃત્તિની વૃદ્ધિ થઇ

પરંતુ એ બધી યે પ્રવૃત્તિમાલાનુ કેન્દ્ર રાષ્ટ્રની સ્વતંત્રતા સાધવી એજ હતુ 'સ્વરાજ' એ એક અર્થસિદ્ધિની આસપાસ તેના આશ્રિત અર્થો ગોઠવાતા 'સ્વરાજ'ની તેમની વ્યાખ્યા અતિ પરિશ્રમ પછી તેમને પ્રાપ્ત થઇ હશે તેમની રાજનીતિમા નઝર કરવાથી જ તેનો પૂરો ખ્યાલ આવી શકે

સને ૧૯૧૭ મા દાસ કોંગ્રેસમા શક્તિશાળી નેતારૂપે દેખાયા તે પહેલા તે રાજદ્વારી ક્ષેત્રમા પડયા ન્હોતા એમ નહી માત્ર ત્યા સુધી તેમા ચિત્તરંજન નિયમિત રૂપે હાજરી ન્હોતા આપતા ૧૯૦૬મા જ્યારે લોકમાન્ય ટિળક, બિપિનચન્દ્ર પાલ વગેરે કલકત્તાની નનરોજી કોંગ્રેસમાથી બહાર ચાલી નીકળ્યા ત્યારે તેમા બેરીસ્ટર મી આર દાસ પણ હતા કોંગ્રેસના મોડરેટ પક્ષમા તેમનુ સ્થાન હતુજ નહિ, અને રાષ્ટ્રીય દળ જે કારણે બહિષ્કૃત રહ્યુ તેજ કારણે દાસ કોંગ્રેસમાથી બહિષ્કૃત રહ્યા

પરન્તુ કોંગ્રેસમા ન જવા છતાં તે વખતે તેમણે ખૂબ વધારે મહત્ત્વનુ કામ કીધુ બંગાળમા સ્વદેશી આન્દોલન વખતે જે જે

લોકો નેતાનુ આસન લઇ બેઠા હતા તે, તેની પાછળથી રક્ષા કરી શક્યા નહિ બ્રહ્મબાન્ધવ ઉપાધ્યાયને છોડી અનેક નેતા, પોતાના પ્રાણ રક્ષવા આધ્યાત્મિક કારણો આપી, પલાયન કરી ગયા સરકારી રાજ્યશકિતએ, પણ પોતાને સુયોગ પ્રાપ્ત થયો સમજી રકત નેત્ર ખોલ્યુ અને દમનનીતિનો દોર સફલતાથી જમાવ્યો. એ દુર્યોગે, એ દુર્દિને, રાજદ્રોહીતા અને તે અંગેની દમનનીતિ એ બન્ને વિપરીત સંયોગે વચ્ચે, દેશના પ્રાણ અને માનની રક્ષા માટે, અર્જુનની માફક જે શકિતશાળી મહાપુરૂષ એકલો ખડો રહ્યો તેનુ સ્વદેશી આન્દોલનના ઇતિહાસમા સ્થાન નિર્દિષ્ટ કરવાની જરૂર છે સ્વદેશીના મન્થન કાળે જે વિષ નીકળ્યુ તેનુ પાન કરવા એ એક નીલકંઠજ માત્ર રહ્યા બાકી ઇન્દ્ર, ચન્દ્ર, વાયુ, વરૂણ એકે એકે પોતાની ભૂમિનો પરિત્યાગ કરી ગયા, અને એ નીલકંઠ તે દિને એકલા, સમસ્ત વિષની અંજલિ કરી તેનુ આકંઠ પાન કરી ગયા તે ન હોત તો કેટલાય નિર્દોષ આજ ક્યા હોત? સેકડો લોકો આશ્રયહીન થઇ ગયા હોત અને માથે છાપરૂ સુદ્ધા ન રહેત

એ ૧૯૦૬ થી ૧૯૧૭ સુધીમા રાજનીતિક્ષેત્રમા પુન પ્રવેશ વચ્ચે, એક અવિચ્છિન્ન સાધનાના અતિ સ્પષ્ટ રૂપે દેખાય છે

સને ૧૯૧૭મા તેમનુ ક્ષેત્ર જે માત્ર બંગાળજ હતુ તે વધી સમસ્ત હિન્દ થયુ. મીસીસ (હવે ડોકટર) એની બેસન્ટના નઝરકેદ થવાના કાળથી તે ઉજ્જ્વળ કારકીર્દીની શરૂઆત થઇ. તે બનાવ સામે વિરોધ ઉઠાવવા જુલાઇની ૧૭મીએ મળેલી સભામા સરકારની એ પદ્ધતિને દામે સખ્ત શબ્દોથી વખોડી કાઢી 'એવા હુકમો કેટલા અઘટિત, અન્યાય્ય છે અને લોકોને અપાએલા વચન અને આશાને કેવી જૂઠી પાડે છે, હરપળે સ્વાતંત્ર્યના દિનને કેટલો દૂર લઇ જાય છે એ બતાવ્યુ ઓકટોબરની ૨૭ તારીખે એવાજ હુકમની સરકારની પદ્ધતિને તેમણે ખુલ્લી પાડી હતી અને તેને નિંદ્ય ઠરાવી હતી "પૂર્વ બંગાળમા ભાગ્યેજ એવુ ઘર હશે જેમાથી એકાદ માણસને પુરાવા કે સુનાવણી વિના કેદ કરવામા આવ્યુ ન હોય આ પદ્ધતિ બ્રીટીશોને લાયક નથી, તેમની પરાપૂર્વથી ચાલતી આવેલી પ્રથાને છાજતી નથી, સમજણ, ડહાપણ અને

પ્રમાણિકતાથી તે સર્વથા વિમુખ છે અને સામ્રાજ્યમા શાન્ત અને આબાદી રહે એ ખાતર તેનો ત્યાગ થવો જ જોઇએ કોઇક રૂપે 'હોમ રૂલ' મળશે એવુ જ્યારે સરકાર તરફથી કહેવાયુ છે ત્યારે સમસ્ત હિન્દની પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ લોકોને જેર કરી રાખવામાં ડહાપણ છે ?' એમ તે વખતે દેશબંધુએ ગર્જના કરેલી

૧૯૧૭ના ઓગસ્ટની ૨૦મી તારીખે આમની સભામા હિન્દી વઝીરે પેલા ખૂબ જાણીતા ઉદ્ગારો કાઢ્યા, જેમા હકુમતની હરેક શાખામા તેમજ આત્મશાસક સસ્થાઓના વિકાસમા વધારે હિન્દીઓને દાખલ કરવા કે જેથી બ્રીટીશ હીન્દ સામ્રાજ્યના એક આવશ્યક અગ તરીકે જવાબદાર રાજ્યતત્રને ક્રમે ક્રમે પહોચી શકાય, એમ કહેવામા આવ્યુ હતુ

આ જાહેરાતથી સરકારી સસ્થાથી જેઓ અસતુષ્ટ હતા, અને સુધારાની સતત માગણી કરતા હતા, તેમને આશાનુ નવુ કિરણ દેખાયુ પણ હિન્દને આત્મ–શાસન મળે એ કોઇ ઍંગ્લો–ઇંડીઅનોને રુચે નહિ એકાદ ગૃહસ્થે તો કહી નાખ્યુ કે જો લોકોનુ જ અને લોક માટે જ શાસન હશે તો ઝિંદગી કે મીલકત સુરક્ષિત રહેવાના જ નથી અને ચિત્તરજને પ્રત્યુત્તર વાળેલો કે 'જો ઍંગ્લો ઇંડીઅનો હિન્દને પોતાનુ ઘર ગણુવા માગતા હોય તો ભલે, સહુ સાથે હિન્દ માટે કામ કરીશુ પણ માત્ર પૈસા પેદા કરવા જ તેઓ અહીં આવે, પોતાનો જ સ્વાર્થ સમજે અને હિન્દના મિત્ર થઇ ન રહે તો, હિન્દના લોકોને આત્મશાસન મળે તે વિરૂદ્ધ થવાનો પણ તેમને હક્ક નથી'

કોઇ મિ આર્ડન વુડે એક સભામા કહ્યુ હશે, કે હિન્દી રાજનીતિમા જો જાતિભેદ જ પ્રધાન થશે તો એવો કાળ આવશેજ, જ્યારે અમારે બ્રીટીશોએ કાતો હિન્દ છોડવુ પડશે અથવા તેને ફરી જીતવુ પડશે ચિત્તરજને આનો સુન્દર જવાબ આપ્યો હતો કે 'હિન્દમા રહેવુ તેમને ગેરલાભકારક લાગતુ હોય તો બેશક તેમણે ખુશીથી હિન્દ છોડી જવુ અને લાભકારક લાગે તો રહેવુયે ખરૂ પરન્તુ હિન્દને ફરી જીતવાની લાબી લાબી વાતો તો બહુ રમુજ ઉત્પન્ન કરે છે એ ગૃહસ્થને માહેતી ન

હોય તો માહેતી આપુ છુ કે હિન્દ કદી જીતાયુ હતુ જ નહિ સારા શાસનના વચનથી જ તે હાથ આવ્યુ હતુ હિન્દ જીતાયુ તો ન્હોતુ જ, અને ઇશ્વરેચ્છા હશે તો, જીતાશે પણ નહિ અને પોતાની સસ્કૃતિ, અને ભાવનાની છાપ સારી દુનીઆ પર પાડશે'

હિન્દના વઝીરનુ તે નિવેદન, હિન્દના રાજકીય ધ્યેય તરીકે સ્વરાજ્યની વ્યાખ્યા કરતુ બ્રીટીશ સરકારનું પ્રથમ જ પગલુ હતુ તેથી તેની ખૂબ અસર થઇ ચિત્તરજનની કલ્પના પ્રદીપ્ત થઇ, ઉત્તેજિત થઇ એ નિવેદનના માહાત્મ્યથી દેશમા નવુ જ જીવન પ્રસરતુ તેમને લાગ્યુ લોકલાગણી સમઝી, તેનો અર્થ કરી, દિશા સૂચવવાની ખરી પળ તેમણે ઓળખી એ પળને તેમણે પલકમા ઝડપી અને તત્કાળ લોકહૃદયમા પ્રવેશ કર્યો

આગામી કૉંગ્રેસના પ્રમુખપદ માટે ડૉ બેસંટને ચૂટવા, બગાળમા ઉદાર અને ઉદ્દામ પક્ષ વચ્ચે યુદ્ધ જામ્યુ હતુ અને સન્માનસમિતિની ઝઝાવાત સમી સભાઓમા દાસ બાબુ સિહ નાદે ગર્જના કરતા આખરે કલકત્તા કોંગ્રેસે ઉદ્દામ પક્ષનો વિજય સિદ્ધ કરી બતાવ્યો

એ પક્ષના નેતા ચિત્તરજદાસ હતા એ પક્ષનો વિજય તે દાસનો વિજય હતો તેની સત્તા તે દાસની સત્તા હતી તેનુ બલ તે દાસનુ બલ હતુ

૧૯૧૭ ના નિવેદન પ્રમાણે મિ મોટેગ્યુ હિન્દના લોકોને કયા સુધારા જોઇએ છે તેનુ પોતે જ જ્ઞાન લેવા આવ્યા ત્યારે હિન્દના રાષ્ટ્રીય પક્ષને, જૂદા જૂદા પ્રાન્તોના રાજકીય મડળોને જવાબદાર રાજતત્રની માગણી કરવા સમઝાવવા, સભાઓ ભરવી પડી બધારણમા થનારા સુધારા વિષે લોકોમા રસ ઉત્પન્ન કરવા, તેમને માર્ગદર્શક થવા, જ્યારે કલકત્તાના આગેવાન વકીલ બેરીસ્ટરો આવ્યા નહિ ત્યારે દાસ એક વંટોળની જેમ ઠેર ઠેર ઘુમ્યા, સ્વરાજની માગણીનો અર્થ લોકોને સમઝાવ્યો, હિન્દને પોતાનુ બધારણ જાતેજ ઘડવાનો હક્ક જોઇએ તે તેમના દિલમા ઠસાવ્યુ

સ્થળેસ્થળની આ સફરો દરમિયાન તેમનો આત્મપરિત્યાગ નિસીમ હતો. પણ પોતાની જાતને થતી હાનિ તેમણે કદી ગણીજ

ન્હોતી તેમ તે કાળે પણ ગણી નહિ અને પ્રાણથીયે અધિકતર એવી જન્મભૂમિને ચરણે એ સેવા ધરી

"યુરોપીય સંસ્કૃતિને હું વખાણું છું ખરો, યુરોપીય શિક્ષણને હું આભારી છું ખરો, પરન્તુ એ તો નથી જ વિસરતો કે આપણી પ્રજાએ યુરોપ પાસેથી ઉછીના લીધેલા સિદ્ધાન્તોથી આપણે સંતુષ્ટ થઇ રહેવાનું નથી "

"સરકાર આ કે તે કબુલ રાખશે કે નહિ એવી લાગણીથી યોજના ઘડવાની જ નથી સરકારે શું કરવું તે તે જાણે આપણે તો આપણા રાષ્ટ્રીય હિત માટે શું આવશ્યક છે તેનોજ વિચાર કરવાનો છે પ્રજાના વિકાસ માટે અમુક પગલા બહુજ જરૂરના છે એમ તમને માલુમ પડે તો દહેશતથી તેને છોડી ન દેશો "

"આપણું આત્મશાસન હિન્દુઓનું કે ફક્ત જમીનદારોનું આત્મશાસન નહિ, પણ હિન્દના તમામ લોકોનું જોઇએ તેમા દરેકના પ્રતિનિધિ હોય અને કોઇ દબાએલો વર્ગ હોય, તો જવાબદાર રાજતંત્રના આગમન સાથે જ તેમના અન્યાય અને ફરિયાદ દૂર કરાવવાનો દરેકને સરખો હક્ક રહેગે "

આવા તેમના ભાષણોના વિષયો હતા

કલકત્તા કોંગ્રેસ વખતે તેમણે કહ્યું હતું કે, આપણું પોતાનું બંધારણ આપણી પ્રજાને અનુકૂલ હોય તેવું જ ઘડવાની સત્તા મારે જોઇએ આપણો મહાન્ આદર્શ કયો છે તે સહુ જાણીએ છીએ, તેમા સહુ સંમત છીએ તેને માટે લડવાનું સામર્થ્ય ચાલો એકઠું કરીએ એ લડાઇમા બધી શક્તિનો ઉપયોગ કરીએ, અને પૂરેપૂરી ધ્યેયસિદ્ધિ ન થાય ત્યાં સુધી સંતોષ ન જ પામીએ '

૧૯૧૮મા કોગ્રેસ અને મુસ્લીમ લીગની સંયુકત સભા મળી હતી હિન્દને આત્મશાસન મળવામા વિલંબ થવો ન જ જોઇએ, એ નહિ મળે તો હિન્દી રાષ્ટ્રીયતા અણુવિકસી રહેશે અને પુરુષાતન અશકય બનશે, અહીંની નોકરશાહી તે આપી શકે નહિ માટે બ્રીટીશ પ્રજા પાસે જ હિન્દની માગણી રજુ કરવી

જોઇએ અને એ માટે એક ડેપ્યુટેશને ઇંગ્લાંડ જવુ જોઇએ વગેરે વાતોની ચર્ચા થઇ બાબુ મોતીલાલ ઘોષના પ્રમુખપદ નીચે મળેલી કલકત્તાના શહેરીઓની સભામા ચિત્તરજને કહ્યુ કે 'ગમે તેટલો ઉહાપોહ કરી માગણી કરો. માગણીના હક્ક પ્રમાણે હક્કની માગણી કરો, છતા અહીંની નોકરશાહી તેનો સ્વીકાર નહીંજ કરે અને આપણે તેમના ઉપરીઓ પાસેજ જવુ રહ્યુ આપણે આત્મશાસનને લાયક ન હોઇએ તો પણ એવો સીધો જવાબ તો મળવો જ જોઇએ આ મહાન્ યુદ્ધ માનવનાના ઉદ્ધાર માટે છે પરતુ તેમા હિન્દની મુક્તિ આવતી નથી એમ અગ્રેજ પ્રજાએ સ્પષ્ટ જાહેર કરવુ જોઇએ એઓ કહે છે કે આપણે કેળવાએલા નથી હુ પુછુ છુ કે દોષ કોનો છે ? જેટલા દોઢસો વર્ષથી તમે આ દેશ પર શાસન ચલાવી રહ્યા છો અને છતા લોકો પોતાનુ શાસન સભાળી લે તેવા બને એવી રીતે તમે કેળવી શકયા નથી ? જાપાને માત્ર પચાસ વર્ષમા શુ કર્યું તે આપણે કયા નથી જાણતા ? તમને તો એક સૈકો વધુ મળ્યો છે અને છતા એ લાબી મુદ્દત પછી અમે લોકશાસનને લાયક નથી એમ કહોછો ?

. તમારે ઘણા વર્ણો, ઘણા પથો, ઘણા ધર્મો, અને જુદા જુદા હિતો છે એમ કહીને પણ અમને નાલાયક ઠરાવો છો, પણ જો એમજ હોય તો સ્વરાજ એજ માત્ર તેનો એક પૂરો ઉપાય છે.'

હિન્દ પરાજીત પ્રજા છે તેને રાજનીતિ કેવી ? વગેરે માન્યતાને લીધે સરકારની ઉઘાડી ત્રૂટિઓ છતા સરકારના ગુણગાન ગાવાની બધી રાજદ્વારી ચર્ચાઓ થતી ત્યારે એ ભિક્ષુક વૃત્તિનો ધ્વસ કરવામા, રાષ્ટ્રીય ક્ષેત્રમા ચિત્તરજન અને અન્ય દેશસેવકોનો જબરો હિસ્સો હતો જે નવા વર્ગે સરકાર પાસે લબાવેલા હાથે નહિ પણ સ્વમાનમા ઉચા કરેલા મસ્તકે જવાની હીમત કીધી તેના આગેવાનોમા ચિત્તરજન પ્રથમ પક્તિમા મૂકાય

એ કાળ એ હતો જ્યારે હિન્દ પોતાની લાચારીથી નહિ પણ પોતાના સામર્થ્યથી, અવનત મુખે નહિ પણ ઉન્નત શિરે, ભિક્ષાવૃત્તિથી નહિ પણ હક્કના સ્વીકાર માટે, સ્વાતત્ર્યના સૂર્યોદયની આશામા મથી રહ્યુ હતું. યુરોપના મહાભારત યુદ્ધનો અન્ત

આવ્યો હતો રાષ્ટ્રના નવજીવનની વાચ્છના કરતો વર્ગ કઇ' સુભગ, ધન્ય પળે હિન્દ પોતાનુ ખરૂ જીવન જીવે તેના ગુલાબી સ્વપ્ના ઘડતો હતો ત્યારે એ આશાઓનો કેવા આઘાત સાથે ચૂરો થયો, અને તે કેવી ભૂત સમી ભયાવહ બની રહી ?

અતુલ નિરાશા, હતાશાની એ પળે હિન્દની સ્વાત ત્ર્યની લડાઇમા, બલ્કે આખા જગતની લડાઇમા, કૈક નવી જ એવી ચિરસ્મરણીય પદ્ધતિ દાખલ થઇ

સુધરેલી કહેવાતી દુનીઆ, પોતાના પ્રાણહારક શસ્ત્રબળ પર મુસ્તાક દુનીઆ, છેલ્લા વિગ્રહના સપ્ત શિક્ષણ છતા હિ સામા માનનાર દુનીઆ, યુદ્ધના એ નવીન શસ્ત્ર—પ્રાણહારક, વિઘ્નકારી નહિ પણ સત્ય, પ્રેમ અને અહિ સાના શસ્ત્ર—સામે ખુલ્લી આખે જોઇજ રહી

કયુ એ યુદ્ધ ? એના મ ડાણ કેમ થયા ? એણે કયા ને કેટલા ભોગ લીધા ? એ યુદ્ધ તો આત્મભોગની ઉજાણી સમુ હતુ

હિન્દની પ્રજાના અ તરમા જ્યારે સુદિનના ઉદયની ખૂબ આશા હતી, ઉત્ક ઠિત મને તેની રાહ જોવાતી હતી આતુરતાથી, એનુ આગમન પ્રેખાતુ હતુ, ત્યારે લોર્ડ ચેમ્સફર્ડ સાહેબને લોકોનો સ્વાત ત્ર્યનો હક્ક, વાણીસ્વાત ત્ર્યનો હક્ક સુદ્ધા, જેનુ સુધરેલા લોકત ત્રોમા ખૂબ મહત્વ ગવાય છે તે હક્ક, છીનવી લેવાની રીતિ અખત્યાર કરવાનુ સૂઝયુ ૧૯૧૭ના ડીસેબરની આખરમા લોર્ડ ચેમ્સફર્ડે મિ જસ્ટીસ રોલેટના પ્રમુખપદ નીચે એક કમીશન નીમવાનુ દુરસ્ત ધાર્યુ તે કમીશનનુ કામ, હિન્દમાના રાજદ્રોહી કાવત્રાઓની તપાસ ચલાવી તેનો અહેવાલ તૈયાર કર વાનુ તથા આવી પ્રવૃત્તિની સામે સફળ રીતે કામ લઇ શકાય તેવા ધારા ઘડવામા સરકારને સલાહ આપવાનુ હતુ જ્યારે લેશ માત્ર પણ જરૂર ન્હોતી તેવે તદ્દન પ્રતિકૂલ સમયે એ કમીશન નીમાયુ હતુ હિન્દમા જૂદેજૂદે સ્થળે કમીશને બેઠકો કીધી અને એકપક્ષી, ન્યાયવિમુખ તપાસ ચલાવ્યા પછી, ૧૯૧૮ ના એપ્રીલમા એક લાબોચોડો અહેવાલ બહાર પાડયો તે વખતમા જ યુરોપીય વિગ્ર હનો અન્ત આવ્યો હતો મિત્ર રાજ્યોના પક્ષમા એ વિગ્રહનુ પરિ-

ણામ આવ્યુ હતું તેથી વિગ્રહના વખતમા લેવાએલા પગલા રૂપ હિન્દના રક્ષણનો કાયદો વગેરે વધારે વાર અમલમાં મૂકી શકાય નહિ, આથી કમીશને સૂચવ્યુ કે, હિન્દના કહેવાતા સખ્ત અને હિંસાવાદી વિપ્લવવાદી સામે રક્ષણ તરીકે કેટલાક ગુન્હાના કાયદાઓ ઘડવા

આ અહેવાલનો સખ્ત વિરોધ સ્થળે સ્થળેથી હિન્દી છાપા દ્વારા થયો છતા પણ લોકહૃદયના એ વિરોધને નહિ ગણકારતા, રોલેટ કમીટીએ કરેલી સૂચના મુજબ સરકારે એક ખરડો તૈયાર કર્યો અને તેને તરત જ છ માસની અન્દરજ વડી ધારાસભામા પસાર કરાવ્યો એ કાયદો રોલેટ કાયદા તરીકે જાણીતો થયો આ કાયદાનો ઉદ્દેશ એવડો હતો હિન્દના રક્ષણના કાયદાથી જે જાતની સત્તા પ્રાપ્ત થઇ હતી તે જાતની સત્તા પ્રાન્તિક સરકારને મળે અને જે શખ્સને ક્રાન્તિકારક ગુન્હેગાર ગણવામા આવ્યો હોય તેના પર કામ ચલાવવાના જ હેતુથી નીમાએલી ન્યાયમડળી તેના પર તરતજ કેસ ચલાવી શકે

આ ક્રૂર અને જુલ્મગાર પગલા સામે આખુ હિન્દ એકી અવાજે પુકારી ઉઠયુ. લોક લાગણી હચમચી ઉઠી હિન્દીઓના અન્તર કમકમી ઉઠયા અને વિરોધનુ એક જગી આન્દોલન ઉછળ્યુ પરન્તુ લોકહૃદયના આ સયુક્ત અવાજ સામે તેમજ વડી ધારાસભાના બીન-અમલદારી વર્ગે એ કાયદા વિરુદ્ધ મત આપ્યા છતા, રોલેટ બીલ ૧૯૧૯ના માર્ચમાં કાયદા તરીકે પસાર થયુ અને જાહેર પ્રજાની લાગણી ખૂબ ઉશ્કેરાઇ આ ફરિયાદોના મૂળના નિવારણ માટે મહાત્મા ગાધીએ સત્યાગ્રહના વ્રત લેવાની દેશબાધવોને સલાહ આપી સમાજ જે હક્કો પર ટકી રહી છે તેવા વ્યક્તિના મૂળ હક્કોનો ધ્વસ કરનારા કાયદા પાછા ખેચાય નહિ ત્યાસુધી તેવા કાયદાનો સવિનય ભગ કરવાના, સત્ય અને અહિંસાના પાલન સાથે, વ્રતો લેવાયા ઉપરાત, એમ પણ ઠર્યું કે, રોલેટકાયદાને વાઇસરૉય મજૂર કરે તેની જાણ થવા પછીના રવિવારને માનભગનો અને પ્રાર્થનાનો દિવસ ગણી બધા પુખ્ત ઉમ્મરના સ્રીપુરૂષોએ ચોવીશ કલાકનો ઉપવાસ કરવો, હડતાલ પાડવી અને હિન્દના સ્થળે સ્થળે સભાઓ ભરી કાયદો પાછો ખેંચી લેવાય તેવી પ્રાર્થના કરવી

હિન્દીઓએ છૂટથી અને આનદથી આ વ્રત લીધા સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેવાનો ઉપદેશ કરતા મહાત્મા ગાધીના પક્ષે દોડી જઇ ભળનારમા બગાળના નેતાઓમા ચિત્તરજન પ્રથમ હતા કલકત્તાના શહેરીઓની એક ગજાવર સભામા સત્યાગ્રહ વિષે ૧૯૧૯ના માર્ચમા તેમણે બગાળીમા એક ભાષણ કર્યું હતુ તે તેમના મનની તે કાળની પરિસ્થિતિનો આબાદ ચિતાર આપે છે "આજે મહાત્મા ગાધીનો દિન છે. આજે આપણા અતરની વેદનાઓ વ્યક્ત કરવાનો દિન છે આબાદીના દિવસોમા આપણે આત્મભાન ભૂલીએ છીએ, પરતુ સકટ સમયે આપણને ભાન આવે છે અને ઇશ્વરનો સદેશ સભળાય છે આજે, રાષ્ટ્રના ઇતિહાસના કટોકટીને સમયે પ્રજાનો આત્મા પારખવાની જરૂર છે એ આત્મા શક્તિથી સિદ્ધ થાય પણ એ શક્તિ કઇ? એ બળ કયુ? નથી એ પશુબળ, કે નથી એ શસ્ત્રબળ એ તો પ્રેમનુ બળ છે મહાત્માજી આપણને આ શીખવે છે, અને આખા ભારતને એ સદેશ છે એ સદેશની ભાવના સિદ્ધ કરવા સ્વાર્થ, ઇર્ષ્યા, દ્વેષ અને તિરસ્કારનો ત્યાગ કરવો ઘટે આપણે રૌલેટ કાયદાની સામે શા માટે થઇએ છીએ? કારણકે આપણે નિશ્ચય જાણીએ છીએ કે એનો અમલ થાય તો આપણુ રાષ્ટ્રીય જીવન અણવિકસ્યુ જ રહી જાય, એની વૃદ્ધિ અટકી જાય, એ સકુચિતજ રહે એ આફતનુ નિવારણ કરવા, દ્વેષ ને વેરના ભાવો છોડી, માતૃભૂમિ માટે પ્રેમના ભાવો દેશબાન્ધવોમા રેડવા જોઇએ 'પ્રેમનો વિજય સિદ્ધજ છે, શત્રુને પણ તિરસ્કારશો મા' એમ મહાત્માજી કહે છે અને એટલેજ આ ઉહાપોહના મૂળ પ્રેમમા, પ્રમાણિકતામા છે, પ્રજાનુ એ હાર્દસ્પન્દન છે આપણો ઉદ્દેશ પાર પાડવાનુ એકજ સાધન આત્મપરિત્યાગ–પ્રેમે પ્રેરેલો આત્મપરિત્યાગ–જ છે"

હિન્દમા સત્યાગ્રહના યુદ્ધના મડાણ થયા અને એના અનુસધાનમા જે જે ઘટના બની તે હિન્દના ઇતિહાસમા આગ અને ખૂનના અક્ષરે આલેખાએલી છે

૧૯૧૯ના માર્ચની ત્રીસમી તારીખે સત્યાગ્રહની પ્રતિજ્ઞાના પાલન માટે દિલ્હીમા નગરવાસીઓ પ્રવૃત્ત થઇ રહ્યા, અને પોલીસે તેમની સામે મોરચા માડી ભીષણ જગ મચાવ્યો

પજાબના લેફ્ટેનટ ગવર્નર માઇકેલ ઓડવાયરે કે। દુર્ભાગી પળે આ પ્રવૃત્તિ સામે દમનનીતિ આરભી ડૉ કીચલુ અને સત્યપાલ, બે લોકપ્રિય નેતાઓને ગિરફ્તાર કરવામા આવ્યા અને મુબાઇથી પજાબ જઈ રહેલા મહાત્માજીને પ્રાન્તમા પેસવાની મના કરવામા આવી, તેમને પકડવામા આવ્યા અને પાછા મુબઇ મોકલી દેવામા આવ્યા

ગાધીજીને કેદ કરવામા આવ્યા છે એવી સખ્ત અફવા આખા દેશમા પ્રસરી ગઇ આખી પ્રજા ઉશ્કેરાઇ ગઇ કલકત્તામા તોફાન થયુ, અમદાવાદમા હોળી સળગી, અને બીજા અનેક સ્થળોએ કરપીણ દશ્યો જોયા પરન્તુ પજાબમા એ ચળવળે ગભીર રૂપ પકડયુ લશ્કરી કાયદો જાહેર થયો અને તેની અદાલત સમક્ષ સેકડો લોકોને અન્યાયી રીતે ઘસડવામા આવ્યા બચાવ કરવાની સુદ્ધા છૂટ ન મળી અને અનેક હતભાગી નિર્દોષોને મૃત્યુની શિક્ષા થઇ

૧૯૧૯ના અપ્રિલમા અમૃતસરની પ્રજાએ, પજાબ સરકારના જુલ્મગાર અને ખુનખાર અમલ સામે વિરોધ દર્શાવવા જલીઆવાલા બાગમા જાહેરસભા ભરી ત્યા કેવી રીતે જનરલ ડાયરે નિરપરાધી નિરાધાર ટોળા પર–પુરૂષ, સ્ત્રી કે બાલક બધા પર–નિર્દય ગોળીબાર કરવાનો હુકમ આપ્યો, જાહેર શાન્તિના રક્ષણ માટે કેવા કરપીણ પગલા લેવાયા, સુલેહને નામે જર્માન પગનો કેર બસ ન હોય તેમ આકાશમાથી એરોપ્લેન મારફત ટોળા પર બોબ કેમ ફેકવામા આવ્યા, અને છેવટે પશ્ચાત્તાપ તરીકે લોકોને કેમ પેટપર ચલાવ્યા, એ સઘળી કમકમાટ ઉપજાવે તેવી કારમી, અત્યાચારભરી હકીકતો કાળા અક્ષરે આપણા ઇતિહાસમા કોતરાએલી છે ! હિન્દના હાકેમ લોર્ડ ચેમ્સફર્ડની આ બધા કામમા મજૂરી હતી !

સ્વતત્ર પ્રજામતે તો પજાબના રમખાણેની પૂરેપૂરી તપાસની માગણી કીધી એ માગણી મુજબ, હિન્દી વજીર મિ મોટેગ્યુએ એક સમિતિ નીમી તેમા અમલદારી તેમજ બીનઅમલદારી સભ્યોને નીમવામા આવ્યા, અને લોર્ડ હટરને

પ્રમુખ બનાવવામા આવ્યા આ સમિતિને પંજાબના અત્યાચારોની તપાસ કરી અહેવાલ તૈયાર કરવાનુ સોપવામા આવ્યુ હિંદી રાષ્ટ્રીય મહાસભાએ મહાત્મા ગાધી, શ્રી ચિત્તરજનદાસ અને બીજા આગેવાન નેતાઓની સમિતિને રમખાણોની સ્વતત્ર તપાસ ચલાવવાનુ સોપ્યુ ચિત્તરજનની તબિયત નાદુરસ્ત હતી પણ માતૃભૂમિની હાકને તેમણે કદીયે ઉવેખી ન્હોતી, અને ત્યારે પણ ઉવેખી નહિ પુષ્કળ આત્મભોગ આપી તેમણે ચાર માસ સુધી સમિતિનુ કામ કર્યા કીધુ આખરે વખતસર જ પ્રકાશ પામેલા એ સમિતિના અહેવાલમા, પંજાબના અમલદાર વર્ગે કરેલા કરપીણ અત્યાચારોની સખ્ત અને સબલ ઝાટકણી હતી અમલદારી અહેવાલમા યુરોપીયન સભ્યોએ પોતાની બહુમતિના બળે હકીકતોનો ઢાકપીછોડો કરવા, વસ્તુસ્થિતિ સારી બતાવવા ખબ પ્રયત્ન કર્યો હતો છતા, લશ્કરી સત્તાનો અતિરેક થયો હતો તેમ સાબીત કરવા પણ પુષ્કળ જુબાની પડી હતી. પંજાબમા થએલા અપૂર્વ ઘાતકી કૃત્યોની જાણથી, બન્ને અહેવાલોના પ્રકાશનથી સારૂ જગત્ કમકમી ઉઠયુ પાર્લામેટમા પણ ચર્ચા ચાલી ત્યાના હિન્દના મિત્રોએ હિન્દને ન્યાય અપાવવા ખુબ યત્ન કર્યો, પરન્તુ નોકરશાહીની ગતિની ખબર તેમને કયાથી હોય ? હિંદી વઝીરે વાઇસરોયમા પોતાનો વિશ્વાસ જાહેર કર્યો, અને વાઇસરોયે સર માઇકેલ ઓડવાયરમા, સર માઇકેલે જનરલ ડાયરમા વિશ્વાસ હોવાના જાહેર નિવેદનો કર્યા જનરલ ડાયરે જલીઆવાલા બાગમા બતાવેલી શક્તિ ઉપર અંગ્રેજ પ્રજા આફરીન બની, તેની કાર્યદક્ષતા ઉપર મુસ્તાક બની, અને તે નિર્લજ્જતા ઓછી હોય તેમ તેને ઓપ ચઢાવવા ઇગ્લડમા હાઉસ ઓફ લોર્ડ્ઝ (ઉમરાવોની સભા) તરફથી 'હિન્દ-સરક્ષક'નો ઇલ્કાબ તેમને અપાયો

હિન્દની તદ્દન નિરાધાર દશાનુ તીવ્ર અને દુખદ ભાન તેના પુત્રોને થયુ પજાબ પ્રકરણ અગેની ચાર આ વાતોને લીધે લોકોની લાબા કાળની અસન્તુષ્ટ લાગણીઓ ખુબ ઉશ્કેરાઇ

(૧) હટર કમીટીના હિન્દી સભ્યોએ તૈયાર કરેલો અલ્પમતીનો અહેવાલ અને યુરોપીય સભ્યોએ તેનો ઢાકપીછોડો કરવા કરેલા નિર્લજ્જ પ્રયત્ન

(૨) જનરલ ડાયર તેમજ માઇકલ ઓડવાયર પર, તેમનાં ખુનખાર કૃત્યો છતા તેની ખબર લેવાય તેવુ કામ ન ચાલ્યુ *

(૩) હાઉસ ઓફ લોર્ડઝમા જનરલ ડાયરની નફટાઇભરી તારીફ

(૪) જનરલ ડાયરના બહાદૂર કૃત્ય (!) માટે હિન્દ તેમજ ઈગ્લાડમા થએલા ફાળામા ભરાએલી મોટી રકમોની પાછળ વ્યક્ત થતુ માનસ

હિન્દના શાસનમા ચાલતા આવા આપખુદ અને ગેરઇનસાફ-ભર્યા કૃત્યોની સાથેજ મુસ્લીમ ચકીનના અનુયાયીઓને બ્રીટીશ મુત્સદ્દી-ઓની વચનભગ કરવાની કુશલતાનો ખેદજનક અનુભવ થયો. મહાન્ વિગ્રહને અન્તે લોઇડ જ્યોર્જે ટર્કીને ન્યાય મળશે એવુ વચન આપેલુ પણ સુલેહના અમલ વખતે ટર્કીના સ્વમાન અને પ્રતિષ્ઠાને હાનિ કરે તેવુ વર્તન તેની પ્રત્યે કરવામા આવ્યું મુસ્લીમોની ઐહિક તેમજ પારલૌકિક સત્તા ધરાવનાર ખિલાફતને ઘોર અન્યાય કરવામા આવ્યો અને વચનની યાદ અપાતા વડા પ્રધાન વદ્યા કે "ટર્કીને તો ન્યાય જ મળ્યો છે—યોગ્ય હતુ તે મળ્યુ છે"

સ્વરાજ માટેની સયુકત માગણી પ્રત્યેની બેદરકારી, પજાબના રમખાણ, અને ખિલાફતના અન્યાયના ત્રિવિધ કારણોથી પ્રેરાએલ અસહકારનો મહાત્મા ગાધીના પયગબરી અંતરમા અવતાર થયો પજાબ અને ખિલાફત જેવા અન્યાયોને દૂર કરવાના એક પૂરા ઉપાય તરીકે અસહકારનો જન્મ થયો મહાત્મા ગાધી દ્વારા હિન્દે સત્ય, પ્રેમ અને અહિસામય, શુધ્ધ નીતિભર્યા યુધ્ધની રીતિ સારી આલમને બતાવી

સને ૧૯૨૦ના સપ્ટેમ્બરની ૪થી તારીખે કલકત્તામા લાલાજીના પ્રમુખપદે મળેલી મહાસભાની ખાસ બેઠકમા મહાત્મા ગાધીની અસહકારની દરખાસ્ત મ્હોટી બહુમતીથી મજુર થઇ રાષ્ટ્રીય શિક્ષણ, અદાલતનો બહિષ્કાર, વિદેશી વસ્ત્રનો બહિષ્કાર,

---

* ઉલટું ઓડવાયર—નાયર કેસમા ઇગ્લાડના ન્યાયાસનેથી તે બાબત બેશરમ, અજ્ઞાનભર્યા, નફ્ટ ઉદ્‌ગારો કાઢવામા આવ્યા હતા

આત્મભોગ માટે તૈયારી, સુવ્યવસ્થિત રાષ્ટ્ર-સેવા, સ્વદેશી વ્રત અને સ્વરાજ ફાળા વગેરે દ્વારા અહિંસાત્મક અસહકાર માટે દેશને તૈયાર કરવાનો એ દરખાસ્તનો ઉદ્દેશ હતો

કલકત્તામા મળેલી મહાસભાની એ ખાસ બેઠકમા, ચિત્તરજન શાળા-કોલેજોના તથા અદાલતના બહિષ્કારના પક્ષમા ન હતા વિદ્યાર્થીઓને અને વકીલોને એ બહિષ્કારમા શામિલ ન કરવાના મત તરફ મહાત્માજીને વાળવા તેમણે ખૂબ પ્રયત્ન કર્યો હતો નાગપુર મહાસભા વખતે પણ તેમને લાબી ચર્ચા થઇ હતી અસહકારની બધી વિગતોને અમલમા મૂકવાની વ્યાવહારિકતા વિષે મતભેદ થયેલા, પણ પોતાના નૈતિક બલથી, ભાવનાના આદેશથી, અડગ મહાત્માજીએ આખા કાર્યક્રમનો જ આગ્રહ રાખ્યો, અને નાગપુર મહાસભાની બેઠકમા ચિત્તરજનદાસે જ અસહકારનો ઠરાવ મૂકયો

આ પરિવર્તનમા કેટલાક પ્રતિનિધિઓને દાસની નિખાલસતાની, તેમના પ્રમાણિક હેતુની શકા પડી પણ તેઓ ચિત્તરજનને લેશ માત્ર જાણતા ન્હોતા એટલે દાસે પોતેજ જ્યારે સ્પષ્ટ શબ્દોમા તેમને કહ્યુ કે "મારી આખી ઝિંદગીમા મારી વાણીથી વિરૂધ્ધ કરણી હોય એવુ બન્યુ જ નથી" એટલે એ સશયાત્માઓ ચૂપ થઇ ગયા "યાદ રાખજો કે હુ જ્યારે કઇ કહુ, ત્યારે તેનો બરાબર અર્થ સમજીનેજ કહુ છુ મારા આખા જીવનમાં જાહેર પ્રશ્નો માટે મારી જે સાચી માન્યતા હોય તે હુ ન જણાવુ એવુ બન્યુ જ નથી"

આ યાદગાર ઉદ્ગારો તેમણે એ ભાષણમા કાઢયા હતા અને તેની સાબીતી થોડા વખતમા જ આપી

# પ્રકરણ ૧૧
## સમૃદ્ધિને શિખરે

ચિત્ત જનની રાજકીય પ્રવૃતિના પ્રવાહનો જોસથી ધસતો જતો વેગ જરા થભાની તેમની તે કાળની સમગ્ર સ્થિતિનો ખ્યાલ કરી લેવો એ જરૂરનુ છે વકીલાતની સફળ પ્રવૃત્તિએ તેમને નામના, કીર્તિ, ધન, વૈભવ, સઘળુ આપ્યુ હતુ દાસના નામને મહત્તા અપાવનારા આ દ્રવ્ય સિવાયના અગો પણ હતા પૂર્વજોના આતિથ્યધર્મ અને દાનધર્મનો વારસો તેમણે જાળવ્યો હતો, બલ્કે તેને ખૂબ વધાર્યો હતો સાહિત્યના રસથી તે લેખક વર્ગમા આગળ આવ્યા તેમના કાવ્યગ્રન્થોએ ઉત્તરોતર લોકપ્રિયતા મેળવ્યા કરી સાહિત્યનો ઉંડો અભ્યાસ તેમના લેખોમા, 'નારાયણ' તેમજ બીજા પત્રોમા પ્રકટ થતો હતો મન અને હૃદયની શક્તિઓમા—વકીલાત અને સાહિત્યમા—તેમને આમ સફળતા મળી, ત્યારે ધાર્મિક અને સામાજિક બાજુએ તેમને ભાગે માન અને અવમાન બને આવ્યા હતા વૈષ્ણવ ધર્મ પાછળની ધનથી તે એ વૈષ્ણવ વર્ગમા ખૂબ આગળ વધ્યા પણ જૂના બ્રાહ્મ્રા સમાજના સસ્કારો છેક ભૂસાયા ન્હોતા એ મુજબ સમાજ સુધારામા તેમણે ભરેલા નીડર પગલાને લીધે જૂના મતવાળા રૂઢિરક્ષકો જો કે છેડાયા હતા—અને તે સખ્યા પણ મોટી હતી—છતા તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારા, એ કૃત્યોને જાહેર સમતિ આપનારાના નામમા અનેક આગેવાનો ગણાતા હતા

રાજકીય ક્ષેત્રમા બગાળાનુ જ નેતૃત્વ કરવુ છોડી અખિલ હિદની રાજનીતિમા તે પડયા હતા, અને પડયા તેવાજ ઉપર આવ્યા હતા મધ્યમ સ્થિતિમા રહીજ ન શકે તેના ચિત્તરજનને પહેલી હરોળમા જ આવ્યે છુટકો એ ગગનગામીએ તરત ઊંચે ઉડી

પોતાને યોગ્ય સ્થાન લઇ લીધુ રાજકીય મુકદમાઓ વગર ફીએ લડી મેળવેલી નામના, અખિલ હિંદની રાજનીતિમા તે પડયા કે તરતજ, શિખરે પહોચી ગઇ

પરન્તુ સમૃદ્ધિનુ શિખર એક બીજીજ ખાસ રીતે તેમણે મેળવ્યુ હતુ તેમના જીવનની સૌથી અસરકારક, અગત્યની અને કોઈ પણ માણસનુ ધ્યાન તરત ખેચે તેવી બાબત તે તેમની દાનવીરતા હતી જે વીરતા યુદ્ધ ક્ષેત્રમા જ બતાવાય, શસ્ત્રાસ્ત્રબળથી દાખવાય, તે વીરતા આવી વીરતા–દાનવીરતા પાસે ઝાખી પડે પ્રાચીન કાળમા દાનેશ્વર કર્ણે જે વીરતાનો આદર્શ મૂકયો તે જાતની વીરતા ચિત્તરજનમા હતી ચિત્તરજનને વીર કહીએ એટલે તે દાનવીર, ત્યાગવીર, કર્મવીર ને જ્ઞાનવીર ઠરે છે

ચિત્તરજને આખા જીવનભરમા બન્ને હાથની મુઠ્ઠીઓ ભરી ભરી ધન વેર્યા કર્યુ હતુ તેમનુ દ્રવ્યોપાર્જન જ જાણે તેના ત્યાગ માટે જ કેમ ન હોય! ધનસચય જાણે સચયની વિરૂદ્ધ જ, ખપાવી દેવા સારૂ જ થતો દઇ દેવા જ એકઠુ કરવુ એ દાસનો જીવનમત્ર હતો. દુખીના દુખ દેખીને તેમના અન્તરમા જે કરૂણાની ગગા વહેતી તે જેના પરથી જતી તેનો ઉદ્ધારજ કરી જતી સેકડો અસહાય, સેકડો સપત્તિહીન, સેકડો ભૂખ્યા તરસ્યા તેમણે સતોષ્યા હતા કેટલા બાલકોના અન્નવસ્ત્ર, અભ્યાસના સાધન તેમણે પૂરા પાડયા હતા? સેકડો અનાથો ને અપગો ત્યા આશરો પામ્યા હતા કેટલા દેશ–સેવકો અને સાહિત્યસેવકો તેમની મદદથી જીવતા! એ હજારોને હિસાબે અપાતા દાનોનો હિસાબ કયાય નથી, કોઇએ નથી રાખ્યો દાન ગ્રહણ કરવા કરતા દાન આપવામા વધારે તૃપ્તિ છે એ ચિત્તરજનની બાબતમા યથાર્થ ગણાય કેમકે એ તૃપ્તિમા જીવનની સાર્થકતાની તૃપ્તિ અને જીવન સાર્થક થયાના જ્ઞાનની તૃપ્તિ હતી.

ચિત્તરજનની વકીલાતની આવક અઢળક હતી એ પ્રવૃત્તિના છેલ્લાં ત્રણ વર્ષ તો માસિક પચાસ હજારની બાદશાહી રકમ તેમના પગમા ધસડાઇ આવતી પરન્તુ મુકત હાથે દાન કરી દેવામા તેનો મોટો ભાગ જતો. પીડિતોના કષ્ટ કાપવા, તેમણે એક રાતી

પાઇ સુદ્ધાં પોતાની ગણી ન્હોતી એ દાનો આપવામા તેમણે ગણતરી કદી કરી ન્હોતી. આપી દેતા તેમણે પાછુ વાળીને જોયુ ન્હોતું. દઇ દેવાના ઉત્સાહમા, પાત્ર કોણ છે તે જોવા આખો ખુલ્લી રાખવાની યે તેમને દરકાર ન્હોતી વર્ષાની વાદળી જેમ વરસી જ જાણે, કયા વરસે છે તે જાણ્યા વિના માત્ર પોતે વરસી ખૂટવાના જેમ-માજ તે પોતાને કુરબાન કરી દે, તેમ ચિત્તરજન આત્મભાન ભૂલી સર્વસ્વ સમર્પી દેતા

આ દાનોમા બીજા પર ઉપકાર કરતા હોવાના ભાનની વૃત્તિ, બીજાને અનુગ્રહમા દાબી દઇ પોતે ઉંચા ગણાવાની વૃત્તિ તેમનામા કદી ન્હોતી તે દાનમા પોતે આત્મભોગ આપી રહ્યા છે એમ સુદ્ધા તે માનતા ન્હોતા આત્મભોગ એ પણ આત્મસન્તોષ, આત્મ-સિદ્ધિજ છે એ માન્યતા તેમની રગેરગમા વ્યાપી રહી હતી

જે હૃદયે દુ ખની આર્ત હાય સાભળી હોય, તે હૃદય દ્રવ્યસચયને સાખી જ કેમ શકે ? પોતાને માટે તેમણે સચય કર્યો હોત તો બગાળના સૌથી તવગર માણસ કે મહાન્ જાગીરદાર તે બની ગયા હોત પણ તેમનામા એ દૃષ્ટિ કદી આવી જ ન્હોતી અને એ દાનો કયા અપાયા હતા ? કોઇ એક પ્રવૃત્તિ પાછળ, કોઇ એક દિશાએ તે આપ્યા કરતા એમ નહિ નિર્ધન સ્વજનમા, દુ ખી દેશબાધવમા, અનાથમા, ઘરબાર વિનાનામા, દેશના સાહિત્ય ખાતર ખુવાર થતા સેવકમા, વિદ્યાર્થીમા તે વરસ્યે જ જતા અને કેવા એ દાનો ? બન્ને હાથે દેવાતા દાનો, પણ ડાબો હાથ જે આપે તે જમણો હાથ જાણે નહિ તેવા ગુપ્ત દાનો ! પોતાના ખજાનાઓ લૂટાવનારની કુરબાની એવા ગુપ્તદાનની દરેક હેરતભરી વાતમાથી ફુટી નીકળે છે દોલત લૂટાવનાર પોતાની જાહેરાત કરતો નથી માળની ટોચે ચડી પોતાની સખાવતોના નગારા તે વગડાવતો નથી, પણ દેનાર અને લેનાર એક ગુપ્ત પવિત્ર, જેને વિષે ઉચ્ચાર પણ ન થઇ શકે તેવી વિધિ કરી રહ્યા હોય તેમ દેશબધુ સમજતા દાનોનો હિસાબ તો કદી રખાયો નથી, પણ તેના વિસ્તારની નોધ કે તેનુ ભાન સુદ્ધા કોઇને રહ્યુ નથી તેની સાથેજ રહેનારાને યે પૂરતુ જ્ઞાન નહિ હોય.

દાનોની અનેક ગુપ્ત વાતો હશે તે તો કદી કોઇ જાણવાનુ નથી પણ જેટલી જણાઇ છે તે તેમની દાનશીલતા અને તેમના પરોપકારનો જે ચિતાર આપે છે ને હેરત પમાડે છે તેમના મ્હોટા દાનોની આગળ નજીવો લાગે, છતા તેમના માનસને ખ્યાલ આપે તેવો એક દાખલો જાણવા લાયક છે તેમના જેલ ગયા પ્હેલા પાચેક વર્ષે, મેટ્રીક્યુલેશનમા ભણતો એક વિદ્યાર્થી ફી ઉઘરાવવા ઘેર ઘેર ભટકતો હતો કોઇએ તેને ચિત્તરંજનનુ નામ કહી ત્યા જવા કહ્યુ તે છોકરો ત્યા ગયો ચિત્તરંજનની ટેવ બહુ મોડા ઉઠવાની હતી અને છોકરો અધીરો થઇ નોકરને પૂછવા લાગ્યો કે દાસને મળાશે કે નહિ નોકરે મીજાજમા 'મળાશે નહિ' એમ કહ્યુ છોકરો નિરાશ થઇ પાછો ફર્યો અને પેલા ગૃહસ્થને પોતાની વાત કહી પેલાએ તેને સીધા દાસને જ મળવાનુ કહ્યુ છોકરાએ માળ પરથી દાસ નીચે આવે ત્યા સુધી દાદર પર રહીને બધી વાત રૂબરૂ કરવા નક્કી કર્યુ ચિત્તરંજનના ઘરના બારણા હમેશા બધાને માટે ખુલ્લા જ હતા છોકરો સ્હેલાઇથી તેમને પોતાના વીતક કહી શકયો ચિત્તરંજને તરતજ ફીની બધી રકમ ભરી આપી અને પરીક્ષા સુધી તેનો કલકત્તામા રહેવાનો બંદોબસ્ત પણ કરી આપ્યો

ન્હાનામા ન્હાની બાબત વિષે જે આટલી કાળજી બતાવે તેની પરોપકારવૃત્તિનો ખ્યાલ આથી આવશે અને છતા આવા સેકડો કીસ્સા કોઇના પણ જાણ્યા વિના બન્યા હશે શિક્ષણના પ્રચાર માટે તેમણે પુષ્કળ ધન આપ્યુ હતુ સંખ્યાબંધ વિદ્યાર્થીઓને તે નીભાવતા, એટલુજ નહિ પણ કેટલીયે શાળાઓને પણ તે ખુબ મદદ આપતા બંગાળના રાષ્ટ્રીય વિદ્યાલયને તેમણે પુષ્કળ આપ્યુ હતુ તેમણે કલકત્તાના બ્રાહ્મ-બાલિકા ગૃહની સ્થાપના વખતે ખુબ મદદ આપેલી ગામડાંની અંગ્રેજી નિશાળો તેમની મદદ વિના ન ચાલે બંગાળી ભાષાની વૃદ્ધિ કરવામા સહાય જોઇએ તો તે દેનાર દાસ કોઇપણ ફાળો ઉઘરાવવો હોય તો પ્હોચો દાસ પાસે કોઇને સખાવત જોતી હોય તો જાઓ દાસ પાસે કોઇને ધર્માદા સંસ્થામા સહાય જોઇએ તો તે દાસ પાસેથી શિક્ષણ, સાહિત્ય, દેશસેવા,

અનાથસેવા, ગમે તેમા મદદ જોતી હોય તો દાસ પાસે જનાર નિરાશ ન થાય.

૧૯૦૧ કે ૦૨ મા મહાત્માજી દક્ષિણ આફ્રિકા સારૂ ફંડ ઉઘરાવવા બંગાળમા ગયા હતા દાસને તેની ખબર પડી. તેમણે બધી વીગત જાણી જાણીને તરત ચેકબુકમા જોયુ પોતાને ખાતે પંદરેક હઝાર રૂપીયા હતા ચેક લખાયો પંદરેય હજારની રકમ નીચે સહી કરી તે બધી રકમ આપી દીધી તે વખતે ધીમે ધીમે રસ્તો કરતા તે જુનીઅર બેરીસ્ટર માત્ર હતા.

ચિત્તરંજન કેમ આપી શકયા—બધ હતુ તે સઘળુ જ કેમ આપી શક્યા, એમ કોઇ પૂછે તો જવાબ એજ છે કે કોઇ બીજાને તે આપતા હોય તેમ સુદ્ધા તેમને લાગતુ નહિ અને લેશ માત્ર પણ વિચાર, હીસાબ કે ગણતરી વિના તે દઇ દેતા. પોતે પોતાને જ આપે છે, બલ્કે ભગવાન તેમની મારફત પોતાને જ અપાવે છે એમ તે કહેતા

ચિત્તરંજનને એકવાર ખાત્રી થાય કે પૈસા માગનાર માણસને તેની ખરેખરી જરૂર છે, તો પછી તે બીજો વિચારજ ન કરતા પાછા મળશે એ આશા સુદ્ધા ન રાખતા એને સીધી રકમ ચુકવી આપતા એકવાર એક મિત્રે (પ્રફુલ્લ ચક્રવર્તીએ) તેમની પાસે રૂા ૨૭,૨૫૦ની માગણી કરી પ્રફુલ્લને ખરી જરૂર છે એમ જાણતાજ બીજે દિવસે ચેક લઈ જવાનુ તેમણે કહ્યુ પ્રફુલ્લને ચેક મળ્યો દાસે એ ચેક આપ્યો ત્યારે બેંકમા તેમને ખાતે કશુ જમા ન્હોતુ અને મેનેજરે કેશ–ક્રેડીટ પરજ પૈસા એડવાન્સ આપ્યા હતા

આવુ વર્તન ઓળખીતા તરફ કે જેની ઉપર વિશ્વાસ બંધાયો હોય તેની તરફજ એ રાખતા તેવુ ન્હોતુ બીલકુલ ઓળખાણ વગર, વિશ્વાસ વિના તે મોટીમોટી રકમો આપી દેતા એક વાર એક માણસે થોડાએક હજાર રૂપીઆની બહુ જરૂર હોવાથી માગણી કરી અને દાસે તે ચુપચુપ આપી દીધા. વિશ્વાસ, પરિચય કે કરાર, કશાનો તેમા સવાલ ન્હોતો એકવેળા 'બસુમતી' પત્રના તંત્રીને પચાસ હજાર રૂપીઆ બહુ જલદી જોઇતા હતા તંત્રી ઉપડયા

દાસ પાસે થોડીવારમા પૈસા લઈ પાછા ફર્યા દાસના ભાઇ, જે તે વખતે હાજર હતા, તેણે દાસને એ વિષે ચ્યિત થઇ પૂછ્યુ, ત્યારે જવાબ મળ્યો કે "એ સારો માણસ છે એની જરૂર મે જોઇ અને આપ્યા પાછા મળશે એમ માનીને દાન દેવાનુ હોયજ નહિ"

પોતાનુ હોય તે બધુ આમ આપી દઇને તેને પોતાનુ કરતા તેમાયે અનાથોને મદદ કરવા તે વિશેષ લક્ષ આપતા પુરૂલીઆના મોટા અનાથાશ્રમ પાછળ તે પુષ્કળ અર્થ વ્યય કરતા એ આશ્રમ પાછળ દર માસે આશરે બે હજાર રૂપીઆ તે પોતે ખર્ચતા દાસના બ્હેન અમલા દાસ ગુપ્તા ત્યા સરસ કામ ચલાવતા અને અનાથ, અન્ધ, નિરાધાર, અપગ સહુને ત્યા ઘર મળતુ એ રોગીઓની સેવા કરતા, તેમની ગદકી ઉપાડતા સુદ્ધા એ ડર્યા ન્હોતા ભાઇનુ દ્રવ્ય અને બ્હેનની સેવાથી જ એ ગૃહનુ ભલુ હતુ પણ અમલા દેવીના સ્વર્ગવાસ પછી તે બન્ધ કરવુ પડયુ અને અનાથ વગેરેની બીજે સ્થળે વ્યવસ્થા કરવી પડી નદીયાના નિત્યાનન્દ આશ્રમમા ધીમે ધીમે તે સહુને ગોઠવી દેવામા આવ્યા અને તે ખાતર નિત્યા નન્દ આશ્રમને બે લાખ રૂપીઆનુ દાન દાસે આપ્યુ આ વાતની તેમના સ્વજનોને સુદ્ધા ખબર ન્હોતી ગુપ્ત દાનોમા તેમને જે આનન્દ આવતો એ આશ્રમના વ્યવસ્થાપકે એક વાર આ ગુપ્ત દાનની વાત જાહેર કરીને છીનવી લીધો ત્યાર પછી ભવાની પુરમા પણ એક અનાથાશ્રમ ખોલી તેમણે સમાજ અને દેશનુ હિત સાધ્યુ હતુ

ચિત્તરજન પોતે કવિ હતા, અને સાહિત્યમા સક્રિય રસ લેતા એટલે તેની સારી કદર કરી જાણતા ખરાબ સ્થિતમા હોય તેવા કેટલાએ સાહિત્ય સેવકો અને કવિઓના દાળદર તેમણે ટાળ્યા હતા, કેટલાયને આશરો દીધો, કેટલાયના કરજ ચૂકવી આપ્યા અને કેટલાયના પુસ્તકો પ્રકટ કરાવી આપ્યા હશે બગાળનુ સાહિત્ય એમ બે રીતે–તેમની પોતાની સાહિત્ય સેવાથી અને સાહિત્ય સેવકોની સેવાથી–અનુગ્રહિત ગણાય જે કવિઓના મૃત્યુ પછી તો જગત મોટા સ્મારકો ખડા કરવા દોડે છે,તેમના જીવન પર્યન્તના ભૂખ અને ઉપવાસનુ નિવારણ કરવા કોઇ તૈયાર ન હોય ત્યારે દાસ જ તેમની વ્હારે દોડતા

દેશ સેવકોના મુકદ્દમા લડી, તેમને ખાતર મોટી મોટી ખોટો સહન કરી, તેમને પોતાને જ નહિ પણ તેમના કુટુંબોને સુદ્ધા પાળે પોષે એ દાસ તદ્દન કુદરતી રીતે, જરા યે વધારે કરે છે એવા ભાન કે દેખાવ વિના કર્યે જતા

જેમ વિદ્યારસિક, સાહિત્યરસિક, દેશસેવક અને અનાથોના એ ઉદ્ધારનાર અને પાલનહાર હતા તેમ ગામડાઓનો ઉદ્ધાર કરવામા પણ તે પુષ્કળ રસ લેતા, ખુબ ઉત્સાહભેર કામ કરતા ગામડાના અજાન અને અનારોગ્ય દૂર કરવા તેમણે ઘણા પ્રયત્નો કર્યા હતા ૧૯૧૯ મા જ્યારે બગાળમા મોટો દુકાળ પડ્યો અને લોકો ભૂખમરાથી ટપોટપ મરતા જતા હતા, ત્યારે ચિત્તરજને સકટ નિવારણનુ કામ શરૂ કર્યું હતુ તેમણે ઘણુ દુ ખ ટાળ્યુ પણ થોડા જ વખત પછી એક જબરૂ વાવાઝોડુ પસાર થતા કેટલા યે ગામડા જલ-પ્રલય નીચે ડુબ્યા, ખેતરો ખેદાન મેદાન થઇ ગયા લોકો ઘરબાર વિનાના થઇ ગયા ત્યારે દાસે પુષ્કળ આત્મભોગ આપી "બગાળ સકટ નિવારણ સમિતિ" સ્થાપી પોતે તેના ખજાનચી બન્યા અને પહેલી જ રા ૧૦,૦૦૦ ની રકમ પોતે ભરી ફાળો શરૂ કરી અનેક ધનિકોને તેમા ખેચ્યા

વિક્રમપુરના ગામડાની સ્થિતિ સુધારવા, ત્યા આરોગ્ય અને કેળવણીનો પ્રચાર કરવા એક મડળ વર્ષોથી મૂગુ કામ કરી રહ્યુ હતુ તેના અગ્રણી દાસ હતા તેના ફડમા દાસે અનેક વાર મ્હોટી મ્હોટી રકમો ભરી હતી લોકોને સ્વચ્છ પાણી આપવા સારૂ એક તળાવ બધાવવાના પૈસા પણ તેમણે આપ્યા હતા

પરદુ ખભજન ચિત્તરજનના પ્રાણની સૌથી ઉંડાણની કથા તેના જ કાવ્યમા, સ્વચ્છ દર્પણમાના પ્રતિબિબ જેમ દેખાઇ આવે છે

"અપરેર દુ ખ જ્વાલા હવે મિટાઇતે,
હાસિ આવરણ ટાની દુ ખ ભૂલે જાઓ,
જીવનેર સરવસ્વ અશ્રુ મુછાઇતે,
વાસનાર સ્તર ભાગી વિશ્વે ઢેલે દાઓ

હાય હાય જનમિયા જદિ ના ફુટાલે,
એકટિ ફુસુમ કલિ નયન કિરને
એકટિ જીવનવ્યથા જદિ ના જુડાલે
બૂકભરા પ્રેમ ઢેલે વિફલ જીવને
આપના રાખિલે વ્યર્થ જીવન સાધના,
જનમ વિશ્વેર તરે પરાર્થ કામના''

[ બીજાઓની દુ ખ-જવાળા તો હે જીવ ! તારે મટાડવી પડશે માટે તારૂ પોતાનુ દુ ખ હાસ્યનો બુરખો ઢાકીને તુ ભૂલી જજે બીજાના આસુ લૂછવાને માટે, તારી પોતાની વાસનાઓને ઉચ્છેદી નાખીને તુ તારા જીવન-સર્વસ્વને વિશ્વની ઉપર ઢોળી દે હાય રે હાય ! આ જગતમા જન્મીને જો આપણા મીઠા નયન-કિરણ વડે જગતની એક પણ પુષ્પ-કળીને ન ખીલાવી શકાય, જો એકાદ માનવ-જીવનની વેદનાને પણ ન શમાવી શકાય, તો એ જીવનનુ સાર્થક શુ ? વ્યર્થ છે એ જીવન-સાધના, જે પોતાના જ સ્વાર્થ ખાતર હોય આપણો જન્મ વિશ્વને માટે છે આપણી કામનાઓ પારકાને અર્થે હજો ! ]

જે દ્રવ્યનો સચય કરી, પોતે તેનો ઉપયોગ કરતો નથી અને બીજાને કરવા દેતો નથી, તે સુવર્ણનો બોજો ઉચકનાર મજૂરથી યે વધારે કગાલ છે ખરો ધનિક તેજ છે જે ધનનો સૌથી સરસ ઉપયોગ કરે છે, કોઇ હેતુ ખાતર તેને ખર્ચી દે છે સમૃદ્ધિને શિખરે, હજારોને ભોગે એકઠુ દ્રવ્ય એકઠુ થવાથી નથી પહો-ચાતુ, પણ એકને ભોગે હજારોને જીવન આપવાથી પહોચાય છે એ ભોગ હસતે મ્હોએ આપનાર ચિતરજન દાસ હતા અને સમૃદ્ધિનુ શિખર તેને જ લાધ્યુ હતુ



અસહકારના આરભકાળમા

સવ ત્યાગી દેશબધુ ચિત્તરજનદાસ અને તેમના પત્નિ શ્રીમતી વાસતી દેવી

# પ્રકરણ ૧૨

## સર્વત્યાગ

આજથી અઢી હજાર વર્ષ પૂર્વે એક અતિ પ્રભાવશાળી યુવાન, જેના મ્હો ફરતુ પ્રકાશ અને પુણ્યનુ તેજ પ્રસરેલુ હતુ, તે ફેર ફેર ફરી પોતાનો ધર્મમત પ્રચારતો હતો હઝારોના ટોળામા યુવાનો તેમના શિષ્ય થઇ ભમવા લાગ્યા કુટુબોના રત્ન જેવા પુત્રો, આખની કીકી સમા પ્રાણનાથો, સુકુમાર બાળકોના પિતા, આધળાના આધાર રૂપ કિશોરો, સહુ સસારની ચિતા તજી ભેખ લેવા લાગ્યા બધાને એમ ગાડા કરનાર, બુદ્ધ થઇ આવેલા સિદ્ધાર્થ કુમાર હતા ગણત્રીબાજોએ, વ્યવહાર જ્ઞાનના કુશળ પુરૂષોએ ભગવાન બુદ્ધ ઉપર, કુટુબનાશ કરનાર, સધવાને વધવ્ય અપાવનાર, નિરાધાર માબાપને છોડાવી દેનાર, બાળકોને નિરાશ્રિત કરી મૂકનાર, વગેરે જાતના આક્ષેપો મૂક્યા ભગવાન બુદ્ધે શાન્ત ચિત્તે કહ્યુ, "સત્યનુ દર્શન તેમને ખેચી લાવે છે હુ તો માત્ર મને સમજાએલુ સત્ય જાહેર કરૂછુ સત્યભાનથી કોઇ આકર્ષાય તેમા હુ શુ કરૂ ?"

જ્યારે રાજાઓ લોક રક્ષણનો ધર્મ બરાબર સમજતા અને પાળતા, ત્યારે દશરથ રાજા પાસે ગુરૂ વિશ્વામિત્રે, તેમના લાડીલા પુત્ર રામને, રાક્ષસોના ત્રાસમાથી ઋષિઓને તપભગ થતા બચાવવા મોકલવા કહ્યુ રાક્ષસો સામેના યુદ્ધમા જીવન હાનિનો ભય હતો રામના વિયોગે રાજા પોતે રહી શકે તેમ ન હતુ છતા ગુરૂ-આજ્ઞા, ધર્મ, કર્તવ્ય વગેરેના ભાનથી તેમણે રામને મોકલી આપ્યા

કઇક એ જાતની ગાધીજીની હાકથી દાસે સમૃદ્ધિના શિખર પરથી ફકીરી લઇ લીધી ગાધીજીએ સત્યનો એક માત્ર માર્ગ બતાવ્યો દાસનુ કામ સર્વસ્વનો ત્યાગ કરવાનુ જન્મભૂમિના

યજ્ઞની વેદિમા હોતા થનાર ગાધીએ વિધિનુ દર્શન કરાવ્યુ અને હોમવાનો બલિ હાજરજ હતો.

ગાધીજીએ અસહકારના યુધ્ધનો પાઠ ભણાવ્યો દરેકની નૈતિક ફરજનુ ભાન કરાવ્યુ અને આખી મહાસભાએ અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ સ્વીકાર્યો ચિત્તરજન નાગપુર મહાસભામાથી કલકત્તે પાછા ગયા અને કોઇ એક વસ્ત્ર બદલે તેટલી સહેલાઇથી ને સરલતાથી, વિના સકોચે તેમણે પોતાની અમીરાઇને પોષી રહેલી વકીલાતના ત્યાગ કર્યો હાથમા પડેલા, લાખો રૂપીઆ અપાવનાર કેસો છોડી દીધા ન કર્યો તેમણે પોતાના વાર્ષિક ૭ લાખનો વિચાર ન કર્યો પોતાનાપર આવી પડનાર મુસીબતોનો વિચાર ન કર્યો કુટુબીજનોની કેવી સ્થિતિ થઈ પડશે તેનો વિચાર કે ન કર્યો પોતાના સુખ વૈભવ અને શોખનો વિચાર તે તો માત્ર માતૃભૂમિનો સાદ સાભળી રહ્યા હતા તેમનુ દિલ એ એક આજ્ઞા ઉપર ચોટયુ હતુ નીતિમય યુદ્ધ એ પરાધીન હિંદને નિર્બલતાના શસ્ત્ર વડે બચાવવાનો એકજ માર્ગ હતો તેમના ચિત્ત આગળ એકજ હિતદષ્ટિ, એકજ આજ્ઞા હતી, દેશહિતની દષ્ટિ ને દેશની આજ્ઞા બીજી સર્વ બાબતો તેની પાસે ગૌણ બની ગઇ બીજા પ્રશ્નો એ મહાપ્રશ્ન પાસેથી સરકી ગયા અને તેને અગ્રસ્થાન આપી ચુકયા

એ અમીરી છોડી ફકીરી લેતા, એ બાદશાહી આવકનો છેક ત્યાગ કરતા, તેમને જો કોઇ વિચારથી આચકો લાગ્યો હોય, કોઇ વિચારથી તે એકદમ ધસતા ઘડીભર થભ્યા હોય તો માત્ર પોતાના દેશના, પોતે આશ્રય આપેલા અનાથો, અપગો અને નિર્ધનોનુ શુ થશે, તે કયા જશે તેને કોણ સઘરશે, એવા કેવળ પારમાર્થિક ખયાલે જ અકાળે દારિદ્ર વ્હોરી લેતા એ વિરાટ આત્માને અન્યનુ દારિદ્ર પોતે ફેડી નહિ શકે એ વિચારેજ દુ ખ થયા કરતુ તેમના અઢળક દાનોનુ શુ થશે, તેમની સખાવતથી નભતી સસ્થાઓ ને વ્યકિતઓનુ શુ થશે, એમ કોઇ મિત્રે પૂછ્યુ ત્યારે પળવાર તે મૌન ધારી રહ્યા અને પછી દીર્ઘ નિશ્વાસ મુકી કહ્યુ, "હુ શુ કરૂ ? મહત્તર કર્તવ્યે મને સાદ કર્યો છે મારે પડઘો દેવો જ જોઇએ હુ જેને જેને સહાયરૂપ થઇ શકયો છુ તેને ઇશ્વર સભાળશે"

આ નિર્ણય પહેલા બેએક વર્ષ પૂર્વે તે દુમરાવરાજના કેસમા રોકાએલા હતા ત્યારે એક દિવસ કોઇ સન્યાસીએ તેમને ઉદ્દેશી કહ્યુ હતુ કે, " તમારા આ ઐશ્વર્ય, ભોગ, સુખ, સહુનો એક વર્ષમા તમે પરિત્યાગ કરશો " આ ભવિષ્યવાણીમા તે વખતે કોને શ્રદ્ધા હોય ? સહુએ એ સાભળી અવિશ્વાસથી તે વાતને હસી કાઢી પણ આટલા ટુક સમયમા એ દિન આવશે એમ કોને સ્વપ્ને પણ લાધ્યુ હશે ?

ચિત્તરજનની આખી રાજદ્વારી કારકીર્દીમા પણ એક મુત્સદ્દીની કુનેહ કરતા એક આવેશમય માતૃભક્તના લક્ષણો વધારે દેખાય છે માતૃભૂમિની મૂર્તિ તેના હૃદયમદિરે સ્થપાઇ હતી અને તેની સેવાની ભાવના દિન પ્રતિદિન સ્પષ્ટતર થતી જતી હતી લો ટિળકે એકવાર તેમને વિષે કહ્યુ હતુ કે, "ચિત્તરજન તેની સર્વ શકિત દેશસેવા પાછળ ખરચી નાખશે એવો પણ એક દિન તરત જ ઉગશે એમ હુ માનુ છુ માતૃભૂમિ માટેનો તેના પ્રેમ, દીપકની પ્રકાશમય જ્વાળાની જેમ દીપી નીકળશે અને તેના દેશબાધવોને સત્ય પથે વળવા માર્ગદર્શક થઇ રહેશે " એ વાણી કેટલી ક્રૂર રીતે સાચી પડી !

બગાળના રાજકીય વાતાવરણમાથી તે વિદ્યુદ્વેગે અખિલ-ભારતીય રાજનીતિમા એકાએક પડયા, અને શિખરે પહોચ્યા તેમની જેવી અસાધારણ શકિત, બુદ્ધિ અને ઉત્સાહ માટે મધ્ય સ્થાન હોયજ નહિ, તે આખેજ નહિ

તેમના અતુલ આત્મપરિત્યાગ, સ્વાર્થત્યાગ, અને દેશા-ભિમાન પ્રત્યે કૃતજ્ઞતાપૂર્ણ લાગણીના વ્યક્ત ચિન્હ તરીકે, તમામ ભારતવાસીઓએ સર્વાનુમતે ૧૯૨૧ ની અમદાવાદમા મળનાર રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે તેમને ચૂટી કાઢયા હતા પ્રથમ તો આ અતિ અગત્યની મહાસભાનુ અતિ માનભર્યુ પ્રમુખપદ સ્વીકા-રવા તેમણે આનાકાની કીધી, પરતુ સમસ્ત દેશના વિનન્તિ ને આગ્રહ જોઇ તેમણે આ માનનો લોકોની શક્તિમા રહેલા સર્વો-ત્કૃષ્ટ માનનો સ્વીકાર કીધો

માત્ર હિન્દે જ તેમની આ ત્યાગવૃત્તિની કદર કરી એમ નહોતુ, ઉદાર આત્મશાલી અગ્રેજો પણ એની તારીફ ખુલ્લે મ્હોએ

કર્યા વિના રહી શક્યા ન્હોતા કલકત્તા યુનીવર્સિટિ કમીશનના પ્રમુખ સર માઈકલ સેડલરે 'લંડન ટાઈમ્સ'મા લખ્યુ હતુ કે, "ચિત્તરંજનનો અદ્ભુત આત્મ-પરિત્યાગ જગતના ઈતિહાસ ભરમા અસાધારણ કહેવાય હિન્દીઓ તેનુ અનુકરણ કરવામા ઠીક જ કરશે "

ચિત્તરંજનની આવક બંધ પડી પછી પણ તેમના દાનો તો ચાલુ જ હતા ત્રણ માસ સુધી એક સરખા ચાલુ રહ્યા અને તેમને માથે બે લાખનુ કરજ સુદ્ધા થઈ ચુકયુ વકીલાત છોડતા દાનો પણ છુટી જશે એમ માનનારા જૂઠા પડયા તેમની દાન વીરતા અને ત્યાગ-વીરતાને એક તસુનુ જ અન્તર હતુ પગે હોય તે સઘળુ આપી જ દેવાની ટેવન તે પોતે પણ આખરે ભોગ થઈ પડયા આત્મભાન ભૂલવામા કુશળ એ ચિત્તરંજને છેવટ નિજદેહ સુદ્ધા સમર્પી દીધો

એના બે આશ્રિતોની વાત આ વખતે યાદ આવે છે એક ભાઈને માસક રૂપીઆ દોઢ સો અને બીજાને રૂપીઆ પચ્ચીસની જીવાઈ દેશબન્ધુએ બાંધી દીધેલી પ, દેશબન્ધુએ ફકીરી લીધા પછી કરજની પણ છેલ્લી સીમા આવી પહોચી, ત્યારે દેશબન્ધુ લાચાર થઈ પડયા પેલા બન્ને ભાઈઓની જીવાઈ બંધ પડી એટલે તે ક્ષણથી તેઓએ પોતાના આશ્રયદાતાને ગાળો દેવાનુ આદર્યુ દેશબન્ધુને ગાળો દીધા વિના પાણી પણ તેઓને ગળે નહોતુ ઉતરતુ ! આવા તે બદલા એને મળ્યા છે

અનેકવાર ઘરમા ખાવાનુ છેક ખુટી જાય, ભવિષ્યમા શુ થશે તેની ખબર ન પડે, ત્યારે પણ તે બીજાઓને સહાય કરવાનુ ચુકતા નહિ

મૃત્યુ પહેલા એક વર્ષનો એક કિસ્સો બહુ લાક્ષણિક છે બંકિમ-સ્મૃતિ સભામા તે પ્રમુખ હતા તેમનુ ભાષણ લાંબુ ન હતુ પણ એ ન્હાના ભાષણ પછી પણ તેમની આંખના ખુણામા મૂલ્યવાન હીરા જેવા જલબિંદુ ઘડીભર સ્થિર થઈ, ટપકી પડયા અને એ બોલતા હતા ત્યારે શ્રોતાઓ શ્વાસ લેતા ન્હોતા ઉંચે દમે, આગ્રહભેર, ઉત્કંઠાથી તેઓ દાસના વચનોને જાણે

પી રહ્યા હતા જ્યારે બ઼ંકિમ–સ્મૃતિના ચાદ માટે ફાળો ઉભો થયો ત્યારે દેશબંધુ ગદ્ગદ્ કંઠે બોલ્યા "હું તો હવે ભિખારી રહ્યો, હું શું આપું ?" આ શબ્દો સાભળતા જ જલધર નામના એક વૃદ્ધે બૂમ પાડી કહ્યું, "તમે ભિખારી ? એ વચન ઉચ્ચારશો જ નહિ, અમારા દિલમા તે કાંટાની જેમ ખુંચે છે તમે તો રાજ રાજેશ્વર, અમારા પ્રાણના દેવતા " તેજ ઘડીએ સ્વરાજ–પક્ષના કોઇ એક સભ્યે દાસના નામથી બે રૂપીઆ ભરી દીધા

દાસના મહાત્યાગમા તેમને દ્રવ્ય ઉપર કંટાળો ચઢી ગયો પૈસાને તે અપદેવતા કહેતા એક વાર એક સ્ટેશન પર બે આની, ચવની, અરધો, વગેરે સિક્કા જોઇ તેમણે વાસંતી દેવીને કહેલું " આજ આ સિક્કા કેવા બેડોળ દેખાય છે !"

જે દ્રવ્યથી બીજાને ઉપયોગી થઇ ન શકાય તે દ્રવ્ય શા કામનું ? તેમા શું હોય ? તેનો ઉપયોગ તેનો ભોગ આપવામાંછે, તેના ત્યાગમા છે તેના ઉપભોગમા નહિ બીજાને ભોગે પોતે ઉપભોગ કરે એમ બને જ નહિ ભોગ આપવાનો આનન્દ તે એકલાજ લેતા

ચિત્તરંજનના ત્યાગનું વિરાટ સ્વરૂપ નીચેના દષ્ટાંતમા આબાદ તરે છે

મહાસભાની ખસ બેઠક પછીથી નવો મુકદ્દમો હાથ લેવાની દેશબંધુએ પ્રતિજ્ઞા લીધી માત્ર મ્યુનીશન બોર્ડનો મુકદ્દમો અને ડુમરાવ મુકદ્દમો, એ બને સભાળવા તો તે બંધાએલા હતા છતા દેશના કાર્યમા તે અંતરાય રૂપ થશે એમ સમજી એ બન્ને મુકદ્દમાને પણ છોડવા તે ઇંતેજાર હતા પણ મ્યુનીશન બોર્ડનો મામલો તો ખુદ પોલીસ ખાતાના ઉપરી આર્મસ્ટ્રૉંગ સાહેબના આગ્રહથી જ તેમના હાથમા મૂકવામા આવેલો કારણ કે સરકારને પણ બીજા કોઇ બેરીસ્ટર ઉપર આટલો વિશ્વાસ નહોતો

મ્યુનીશન બોર્ડના મામલાના કાગળીઆ જોઇ દેવાની ફીના તેમને પચાસ હઝાર રૂપીઆ મળેલા હતા એક દિવસ વહેલા સવારે બે ધનવાન ગૃહસ્થો દેશબંધુને ઘેર આવ્યા અને વિનતિ કરી કે "અમે બન્ને જણા મ્યુનીશન બોર્ડના મામલામા આરોપી છીએ

અને આપ અમારા બચાવમા ઉભા રહો તો સ્વરાજના કામમા આપને દસ લાખ રૂપીઆ દેવા અમે તૈયાર છીએ" તેજસ્વી ચિત્તરજન તે લોકોની આ ઉદારતાનો અર્થ કળી ગયા એટલે ટિળક સ્વરાજ ફાળાને દશ લાખ રૂપીઆ વડે કલકિત કરવાની તેમને ઇચ્છા ન થઇ

ફરી મ્યુનીશન બોર્ડનો મુકદમો છોડી દેવાની વાત થઇ તે દિવસે સરકાર તરફથી હુન્નર ઉદ્યોગ ખાતાના હાકેમ મીક સાહેબ પોતે દેશબધુને ઘેર આવ્યા હતા મુકદમો ચલાવવાને માટે તેણે દેશ બધુને ખુબ આજીજી કરી ચિત્તરજન હસીને બોલ્યા, 'આઠ લાખ રૂપીઆ આપીને સરકાર મને દેશના કાર્યમાથી બાધી રાખે એમા સરકારને તો મોટો લાભજ થાય આપ બીજા કોઇ બેરીસ્ટરને માટે તજવીજ કરી જુઓ અને કોઇ ન મળે તો હુ તો વચનથી બધાયો છુજ પરતુ કૃપા કરીરે મને આ આફત માથી ઉગારવાની બનતી કોશીશ તો કરજો" દસ લાખ રૂપીઆ પણ તેને તે વખતે આફત લાગ્યા!

જે ત્યાગ વૃત્તિથી પોતાનો વિચાર છોડી, પોતાના આદર્શો છોડી, તેમણે કુટુબસેવાના વિચારે વકીલાત લીધી, એ ગુપ્ત પણ મહાન ત્યાગનુ જ સ્વરૂપ તેમના મહાત્યાગમા હતુ આટ આટલા ત્યાગ છતા તેટલાથી તેમને સન્તોષ ન હોય તેમ વધારે ને વધારે ત્યાગનાની તત્પરતા તે બતાવ્યા કરતા ૧૯૨૧મા જ્યારે અસહકારનુ આન્દોલન ખુબ જોસથી ઉછળી રહ્યુ હતુ ત્યારે તે સીલહતમા ખીલાફત કોન્ફરન્સના પ્રમુખ તરીકે ગયા હતા વાસન્તીદેવી પણ સાથે હતા ત્યા જતા રસ્તામા કામિની કુમાર તેમની જોડે થઇ ગયા તરતજ, અસહકારમા જોડાનાનો સખ્ત આગ્રહ દાસે શરૂ કર્યો સમજૂતીઓ આપવા માડી મિત્રે મુદ્દતની માગણી કરી પણ દાસનુ દબાણુ અને આગ્રહ વધતાજ ચાલ્યા તક મળે કે વારે વારે તેનુ તે કહેવા લાગ્યા આવે એક પ્રસગે દાસ સીગાર પીતા હતા અને મિત્રે તે બતાવી, હસીને પૂછ્યુ "આ શુ?" દાસે કહ્યુ, "મે બધાનો ત્યાગ કર્યો છે પણ તમાકુ છોડી શકતો નથી પણ ચાલો આપણે સોદો કરીએ તમે વકીલાત છોડી દો, છેવટ ત્રણજ માસ સુધી, અને હુ આ છોડી દઉ છે કબુલ?"

હાસ્ય ઉપજાવે તેવી આ ઘટના છે એક મહાન્ યોદ્ધો તમાકુ જેવી તુચ્છ ચીજનો કેવો લાચાર ગુલામ હતો, તેનો ખરો ખ્યાલ આવે ત્યાર આપણને એના આવા કોલ કરારનુ ગાભીર્ય સમજાય તમાકુ દાસના જીવન ઉપર કેવી સત્તા ભોગવતી હતી, તેનો યે ઇતિહાસ છે અતિ રમૂજી એ નીચે પ્રમાણે ઇતિહાસ છે

એ કષ્ટદાયી કાળે પણ તેનો વિનોદ કેવો હતો ? તેમના મહાત્યાગની શરૂઆત થઇ ત્યારે કઇ કઇ વસ્તુ વિના તો નજ ચાલે તેનુ એક પત્રક તૈયાર કરતા તમાકુનુ નામ પહેલુ હતુ ત્રીસ ત્રીસ વર્ષથી જેનુ વ્યસન થઇ પડેલુ તેવી બ્રાડી ન છોડવા, તબીયતને ખાતર ન છોડવા, ડાકટરે મત આપ્યો ત્યારે દાસે તેના પર તો પહેલો ચેકો માર્યો બ્રાડી ન જોઇએ તેનો ત્યાગ થવોજ જોઇએ પણ તમાકુ ? તે તો હમેશ સાથેજ જોઇએ તમાકુ તો સાથે જોઇએ એટલેથી તે ન્હોતા અટકયા મજફર કરીને તેમનો એક નોકર હતો સુદર તમાકુ કેળવવામા તે એક્કો હતો બધુ ન હોય તો ચાલે, પણ એક મુજફ્ફર વિના ન ચાલે જ્યા જ્યા ચિત્તરજન જાય ત્યા ત્યા તમાકુની પેટી અને મુજફ્ફર હાજર જ હોય અસહકાર પછી થોડા દિન સુધી તેમની મુસાફરીમા સુદ્ધા એ મુઝફ્ફર ને એ પેટી જરૂર સાથે હોય

દાસના મકાનમા, ૧૪૮ નબર રસા રોડમા, તે એકવાર ગાધીજી સાથે હતા તમાકુ દેવીની આરાધના કરવી તે છોડી શકતા ન્હોતા રાજપ્રકરણની રસભરી ગભીર મસ્લતો જામી હતી તે વખતે દાસ ઉભા થયા ' Madam Nicotine (મેડમ નીકોટાઇન) મને બોલાવે છે જાઉ છુ" ગાધીજીએ હસીને કહ્યુ 'અચ્છા'

ત્યાગવીરતાની અને સયમની સાક્ષાત મૂર્તિ સમા મહાત્મા ગાંધીજીની હાજરીમાથી યે ખસી તમાકુનો આસ્વાદ લઇ આવવાનુ ન ચૂકનાર દાસે એક વેળા કહ્યુ હતુ કે "લોકો મે પ્રેકટીસ છોડી તેની પ્રશસા કરે છે પરતુ પ્રેકટીસ છોડતા તો મને લેશ માત્ર કષ્ટ થયુ ન્હોતુ જ્ઞાનાભ્યાસ છોડતા યે દુખ નહોતુ થયુ એથી ઘણું વધારે કષ્ટ તો આ તમાકુ છોડતા થાય !

આવી 'અનત સહચાર' ના હક્કો ભોગવી રહેલી માનીતી તમાકુ રાણીનો ત્યાગ કરવાનો એમણે ભારી ઐતિહાસિક સમય સાધ્યો જેલમા તો જવુ જ છે, અને ત્યા તો ટાટીઆ જ વસ ડવા પડશે, એટલુ ભવિષ્ય કલ્પીને જ એમણે જેલમા જતા પહેલા આ પ્રિય સહચરીને રજા દીધી

શ્રીયુત નિશીથ નાથ સેન સદાયે દેશબન્ધુને ત્યા તમાકુની ખુબ મહેફિલ ઉડાવતા જ્યારે દાસે તેનો ત્યાગ કર્યો ત્યારે એમા અડચણનો પાર રહ્યા નહિ નિશીથ બાબુ માટે તમાકુ તૈયાર રહે પરતુ તેના ભોગ વખતે દાસ ચાલ્યા જતા તે કહેતા 'નિશીથને તમાકુ પીતો જોઇને મારા મ્હોમા પાણી છૂટે છે "

તમાકુના ત્યાગથી દાસના પેટની દુરસ્તી બગડી હતી એ નાદુરસ્તીને લીધે, તેમણે નિરામિષ ભોજન શરૂ કર્યુ પરતુ એ બધાની અસર તેમના મિજાજ પર શરૂઆતમા માઠી થઇ ઘડીએ ઘડીએ ગુસ્સે થઇ જતા અને કોઇને પણ ક્યાયે તમાકુ ખાતા જુએ તો લગ્ની નજરે તે બાજુએ પળવાર નિરખી રહેતા, પછી હતાશ બની તરત મ્હો ફેરવી નાખતા

જે તમાકુએ તેમને એટલી ગુલામી સુધી ઉતાર્યા હતા તેનો સર્વથા ત્યાગ કરી તેમણે પોતાનુ આત્મ–બળ બતાવ્યુ વ્યસનનો મનુષ્ય ગુલામ નથી પણ મનુષ્યનો ગુલામ વ્યસન છે એમ સબળ રીતે સિદ્ધ કરી બતાવ્યુ

એકવાર તે છોડી તે છોડીજ લગભગ જીવન થઇ ગએલી વસ્તુનો જે ત્યાગ કરી શકે તેને માટે શુ અશક્ય હોય? દારૂનો પણ તેમને એકવાર ભારે શોખ હતો ક્યારેક તો તેનુ પ્રમાણ સુદ્ધા ન રહેતુ પણ તેને યે તે તત્કાળ છોડી દઇ શક્યા હતા

એક પછી એક વસ્તુનો તે ત્યાગ કરતાજ ગયા તેમનુ છેલ્લુ દાન તેમના વશપરપરાના બગલાનુ હતુ લોકકલ્યાણને ખાતર પોતાની એ છેલ્લી મીલ્કત દઇ દેતા યે તે અચકાયા નહિ પોતાના સર્વસ્વને લુટાવી દેનારે આખરે છેલ્લી કુરબાની કરી દીધી ત્યારેજ તેમને સતોષ થયો અને સારૂ જગત એ મહાત્યાગ સામે વિસ્મિત નયનોથી જોઇ રહ્યુ

# પ્રકરણ ૧૩

## યુદ્ધને મોખરે

ચિત્તરંજનના પ્રબળ શક્તિથી કરેલા ત્યાગના ભાનથી જ, તેમની સ્વાર્થત્યાગી ભાવનાની મહત્તાના ભાનથી જ બગાળનો તરુણ વર્ગ તેમનો બોલ ઝીલવા ને પાળવા કટિબદ્ધ થઇ રહ્યો હતો મહાત્મા ગાધીએ જ્યારે શાળા કૉલેજોના બહિષ્કારની બૂમોથી ગળુ ખોખરૂ કર્યું અને ઓછો જ પડઘો પડયો, ત્યારે ચિત્તરંજનની હાકથી બગવાસીઓ માતૃભૂમિની મુક્તિ મેળવવાના યજ્ઞની વેદિમા હોમાયા ખડે પગે રાષ્ટ્રીય ધ્વજ તળે ધમ્યા જે ધ્યેય ખાતર યુદ્ધ ચાલતુ હતુ તેની સિદ્ધિ ખાતર લડતી સેનાના નાયક ચિત્તરંજનની સરદારી સ્વીકારવા સમગ્ર વિદ્યાર્થીદલ એકી સાથે દોડી આવ્યુ કલકત્તામા વિદ્યાર્થીઓની એક સભામા મહાત્માજીએ તેમને ઉદ્દેશી કહ્યુ કે, “ તમે ચિત્તરંજનના નેતૃત્વની જ રાહ જોઇ રહ્યા હતા તે હુ જાણતો હતો. અને એ કાળ દૂર નથી, દેશનો સાદ થશે કે સર્વસ્વ હોમી દેવાને એ ધસશે જ, એવી મને આશા હતી ” આશા, કેવી ભીષણ ! કેવી સત્ય !

વિદ્યાર્થીઓને દાસે કહ્યું, “ હુ અસહકારનુ સમર્થન કરૂ છુ કેમકે એજ આપણો એક પુરો ને અન્તિમ ઉપાય છે એ નિષ્ફળ જનાર નથી એ અસહકાર શુ છે ? સરકારી નોકરશાહી પોતાનુ જે આસુરી તત્ર વકીલો, ડાક્ટરો, કારકુનો, ન્યાયાધીશો અને પોલીસો દ્વારા ચલાવે છે તે તેના માયાવી તત્રમા મદદ કરવાનુ તમે છોડી દો કલકત્તા યુનીવરસીટી એ અન્ત સાધવા તેને મદદ કરે છે નોકરશાહીનુ બધુ સામર્થ્ય તે પુરૂ પાડે

છે અને એ માયા જાળના છેદન માટે તેને સહાય આપવી બધ કરો અસહકારની રીત આત્મભોગની છે તમારી ભવિષ્યની કહેવાતી કારકીર્દી તમે છોડતા હો તો તે નોકરશાહીને તોડવા, સ્વરાજનુ સ્થાપન કરવાને જ એમ માનજો આપણુ કર્તવ્ય આપણે જ ન સમજીએ તો એ પ્રમાણે કરવા બીજાને કયે મ્હોએ કહેવાય ? માટે જાગો, જાગો, જાગો, કર્તવ્યના–બધનનુ ભાન કરો, અને સ્વતંત્રતાને પથે સ્થિર, દૃઢ, અને હીમતભર્યે ડગે પળો ”

આ પછી તરત જ સ્વરાજનો મત્ર તેમણે સ્થળે સ્થળે ભમી ભણ્યા અને ભણાવ્યા કર્યો બગાળા તે પછી જવા તત્પર જ હતુ તે જ્યા જ્યા જાય ત્યા બગવાસીએ સુન્દર પડઘા પાડ્યા, અને રાષ્ટ્રીય સસ્થાઓ એકી સાથે ફૂટવા લાગી ઢાકામા એક રાષ્ટ્રીય મહાવિદ્યાલય શરૂ કર્યા પછી, ચિત્તરજન મયમનસિહ જવા ૧૯૨૧ના માર્ચના આરભમા ઉપડયા પણ ત્યાના જોઇન્ટ મેજીસ્ટ્રેટે શહેરમા પ્રવેશ કરવાની તેમને મના કરી મહાસભાએ સવિનય ભગની મજૂરી આપી ન્હોતી તેથી તેમણે એ હુકમનો અનાદર કર્યો નહિ, પરન્તુ તેમણે મોકલેલા સન્દેશનો ધ્વનિ હજુ ગુજી રહ્યો છે “આપણા પોતાના જ દેશમા આપણને પશુ જેવા ગણવામા આવે છે સ્વરાજ વિના જીવન અસહ્ય છે ” મયમનસિહથી તાગેલ જઇ મિ. વજીદ અલી ખાનપાણીના જગી મેદાનમા એક સભા ભરવામા આવી હતી ત્યા પહોચ્યા તેમા મજૂરો, ખેડુતો અને ગ્રામવાસીઓએ પણ સારી હાજરી આપી હતી એ ઉદારચરિત જમીનદાર ખાનપાણીએ એક રાષ્ટ્રીયશાળા શરૂ કીધી, અને ગ્રામવાસીઓના લાભ માટે એક કોઠારની સ્થાપના કીધી ત્યાથી મોલવીબઝાર, હાબીગજ થઇને તે સીલહત ગયા, અને ત્યા ખિલાફત પરિષદનુ પ્રમુખપદ લીધુ પુરજનોએ રોશની વગેરેથી બહુ સરસ સત્કાર કીધો હતો દાસે ત્યા કહ્યુ “નવા યુગનો પ્રારભ થઇ ચૂકયો છે હિન્દીઓની જૂદી જૂદી જાતિના ઐકયની ઉષા આવી લાગી છે ઐકય અખડિત જ રહેવુ જોઇએ આપણે સ્વરાજની સિદ્ધિ માટે એક થયા છીએ પણ જુઓ ! આપણે પોતાને જ

ઘેર આપણું સ્વમાન રક્ષાતુ નથી આપણને કુતરા બિલાડા જેમ હડધુત કરવામા આવે છે આપણે ન્યાય તે ક્યા શોધવો ? આપણને ખાવા અન્ન કે પહેરવા વસ્ત્ર રહ્યા નથી. આપણા સ્ત્રી બાલકોને હર પળે માનભ ગના પ્રસ ગ આવે છે, અને જીવજન્તુ માફક આપણા જીવ લેવામા આવે છે આ વિષમ દશા બદલા-વવા આપણે સ્વરાજ મેળવવુ રહ્યુ ન હિન્દુ કે ન મુસ્લીમને જ માત્ર, પણ દરેકે દરેક હિન્દીને, સત્યાચરણીને, તેની જરૂર છે"

પૂર્વ બ ગાળમા આમ ભાષણોની લાંબી પર પરા વાળી સફર પછી, બારીસાલમા પ્રાન્તિક પરિષદ ઉપર તે આવી પહોચ્યા જે પાશ્ચાત્ય સ સ્કૃતિના વિજયને લીધે હિન્દી રાષ્ટ્રીયતાનો ધ્વ સ થઇ રહ્યો છે તેના પુન સ્થાપન માટે સ્વરાજની જરૂર છે એમ તેમણે કહ્યુ હતુ "સ્વરાજ આપણો જન્મસિદ્ધ હક્ક, દૈવી બક્ષીસ છે જ્યારે તપશ્ચર્યા વડે તમે આત્મજ્ઞાન મેળવશો ત્યારે તમને આન્તરિક તેમજ બાહ્ય સ્વાતન્ત્ર્ય લાધશે આપણુ શિક્ષણ, વ્યાપાર અને શાસન માટે આપણે બીજા પર આધાર રાખીએ છીએ, એ બન્ધન રૂપ છે, અને તેનો નાશ થવો જ જોઇએ આપણે ગુલામો નહિ પણ સ્વતન્ત્ર માનવો થવુ છે સ્વરાજ પ્રાપ્તિની આ ધગશ, કોઇ માટે તિરસ્કાર કે વૈર સૂચક નથી આપણો વિગ્રહ શાન્તિમય છે"

૧૯૨૧ના એપ્રિલમા ચિત્તરજન કલકત્તા પાછા ફર્યા અને થોડાજ સમય પછી એપ્રીલના મધ્યમા મહાસભા સમિતની બેઠકમા હાજરી આપવા તે બેઝવાડા ગયા સ્વરાજપ્રાપ્તિ કાજે ત્રણ બાબતોની પ્રથમ આવશ્યકતા છે એમ તે વખતે નિર્ણય થયો (૧) ટિળક સ્વરાજ ફાળા માટે એક કરોડ રૂપીઆ, (૨) મહાસભાના એક કરોડ સભ્યોના નામ, અને (૩) હિન્દના ગામ-ડામા વીસ લાખ રેંટીઆની વહેંચણી આ ત્રણે કામની સિદ્ધિ ૩૦ મી જુનને દિવસે કે તે પહેલા થવી જોઇએ એમ ઠરાવવામા આવ્યુ હતુ આ ત્રિવિધ કાર્યક્રમ ઘડવામા ચિત્તરજનનો ઘણો હાથ હતો

ચિત્તરજન પાછા ફર્યા અને બ ગાળનો ફાળો કલકત્તા અને બીજાં ગામોમાં ભમી ભરી દેવા બ ગવાસીઓને તેમણે કથા કર્યુ.

એટલી ટુંકી મુદતમાં બેઝવાડાનો કાર્યક્રમ સફળ રીતે સિદ્ધ થાય એ અશકય છે એમ એંગ્લો-ઈંડીઅન અને મોડરેટ પક્ષના છાપાઓ કહ્યા કરતા પણ જ્યારે પ્રજામ પ્રાણ-સંચાર થાય છે ત્યારે બધુ ચમત્કારની જેમ થઇ જાય છે ૧૯૨૧ના જુલાઇની પહેલી તારીખે મહાસભા સમિતિએ જાહેર કર્યું કે સ્વરાજફાળામા એક કરોડ કરતા વધારે રૂપીઆ ભરાયા હતા, અને બીજા બન્ને કામો નિ સશય પાર પડયા છે

એવે વખતે એક બહુજ ખેદકારક કિસ્સો બગાળમા બન્યો ચાદપુરમા આસામના ચહાના બગીચાના મજૂરો, ગોરા બગીચેદારોની અમાનુષિક વર્તણુકની ફરિયાદ લાબા વખતથી કર્યા કરતા હતા તેમને પૂરતો ખોરાક મળતો ન્હોતો તેમને વારવાર ફટકાવવામા આવતા અને સ્ત્રીબાલકોના અપમાનો થતા આથી તેમની લાગણી એટલી બધી ઉશ્કેરાઇ ગઇ કે તેમણે પોતાને દેશ ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો ૧૯૨૧ના મેમા આસામના ચ્હાના બગીચાના મજૂરોએ હડતાલ પાડી, અને માલીકો તથા ડેપ્યુટી કલેકટરની સમજાવટ છતા કરીમગજ તરફ તે ઉપડી ગયા ભખ્યા, તરસ્યા, અગ ઢાકવાના પૂરા વસ્ત્ર વિનાના, થાકયા પાકયા હઝારો કુટુબો ત્યા એકઠા થવા લાગ્યા આખી પરિસ્થિતિ એટલી દયાજનક હતી કે સ્થાનિક પુરજનોએ તેમને અન્નવસ્ત્ર પૂરા પાડવાનુ માથે લીધુ અને દરમિયાન તેમને સ્વદેશ મોકલવાની તૈયારીઓ થઇ રહી હતી પરતુ રેલ્વેવાળાઓએ તેમના દેશની ટીકીટો આપવાની ના કહી આ રીતે ઘેર જઇ ન શકવાથી અને ભૂખે મરવાથી તેઓ મેળેજ બગીચાઓમા પાછા જશે એવો તેમને ખ્યાલ હશે પણ તેઓ ભૂલતા હતા બગીચાના રાક્ષસી વર્તનથી તે ખુબજ ધરાઇ ગયા હતા, સહન શકિતની સીમા ઉલ્લઘાઇ હતી, અને તેઓ તેને સર્વથા છોડીજ દેવા, જાન પર આવ્યા હતા

કરીમગજના લોકોની અરજથી મિ જે એમ સેનગુપ્તા ત્યા ગયા અને સ્ટેશન માસ્તરનો ગેરઇન્સાફભર્યો હુકમ રદ કરવા ટ્રાફીક સુપ્રીન્ટેન્ડેન્ટને તાર કીધો એ પ્રમાણે હુકમ રદ થયો

અને મજૂરો ચાદપૂર ગયા પણ સરકારે તેમને માટે કશીજ સગ
વડ કીધી નહિ અને તેઓમા ભયકર રોગચાળો ફાટી નીકળ્યો
મેની ૨૦ મીએ આખા બગાળમા સૌથી ત્રાસદાયક ગણાએલી
ઘટના ચાદપુરમા બની સ્થાનિક અમલદારોની શીખવણીથી કેટ
લાક જગલી ગુરખાઓની એક ટુકડી એ રોગથી પીડિત, ભૂખ્યા
ને લાચાર પુરૂષ, સ્ત્રી અને બાલકો પર તૂટી પડી મેજિસ્ટ્રેટ અને
કમીશ્નરની ખુશાલી વચ્ચે તેમણે એ નિર્દોષોને નિર્દયતાથી ટીપી
નાખ્યા ચાદપુરના લોકો પણ જીવ પર આવી ગયા અને નેતાઓ
વખતસર આવી પહોચ્યા ન હોત તો ખનની નદીઓ વહી હોત
ચિત્તરજનને તારથી ચાદપુર આવવાનુ કહેવરાવવામા આવ્યુ
પ્રાન્તિક સમિતિ તરફથી તેમણે તરતજ ૫૦૦૦ રૂપીઆની મજૂરી
આપી દીધી અને રેલ્વે મજૂરોએ સહાનુભૂતિ દાખલ હડતાલ
પાડેલી હોઇ તે હોડી મારફત જવા ઉપડયા પદ્મા નદીના પાણી
જોસભેર ઉછળી રહ્યા હતા પૂર કહે કે મારેજ કામ હાથી જેવા
મોજાઓ સામે હોડી લઇ જવી સલામત નહોતી મિત્રોએ આ
સાહસમાથી દાસને રોકવા ખુબ પ્રયત્ન કીધો પણ નિરાધારોની
હાય જેને હૈયે વસી હતી તે ચિત્તરજન પોતાનો જીવ બચા-
વવાની સલાહ કેમજ સાભળે ? કર્તવ્ય કરતા મોત મળે તોયે શુ ?
પણ એ મુસાફરીમા કોઇનો સાથ હતો ખરો કોઇ મર્દ મિત્રનો નહિ,
પરન્તુ તેમને સદાયે સહચાર દેનાર વીર આયા વાસન્તી દેવીનો
પવનનુ જોસ વધ્યુ, નદી વધુ વેગે ઉછળી પણ બન્નેના જોરને
હફાવે એવુ નિરાધારની વ્હારે ધાનારના ઉત્સાહનુ જોર હતુ
એક વાર તો જાન ખોવા જેવો પ્રસગ આવી લાગ્યો પણ તેમને
જીવન હાનિનો નહિ પણ પેલા મજૂરોની લાચારીનો જ ખ્યાલ
હતો પોતાની ચિન્તા નહિ પણ દુખીઓની હતી આખરે
ત્યા જઇ સ્ટીમર રસ્તે સખ્યાબધ મજૂરોને ગોવલુડો મોકલ્યા અને
બાકીનાને સ્વદેશ પહોચાડવા બદોબસ્ત કીધો ત્યારે જ તે જપ્યા

તે પત્ની સાથે કલકત્તા પાછા ફર્યા ત્યારે કોઇ અપૂર્વ
આનદની રોશની તેમના મ્હો પર ઝલકતી હતી—કર્તવ્ય પૂરૂ કર્યાથી
ઉપજતા આનન્દની, પ્રસન્નતાની એ રોશની હતી.

અસહકારનુ પહેલુ અગ જ્યારે આટલુ સફળતાથી અમલમા મૂકાયુ ત્યારે કાર્યવાહક સમિતિ ત્યાર પછીના મુદ્દાની ચર્ચા માટે કલકત્તામા સપ્ટેમ્બરની શરૂઆતમા મળી વિદેશી વસ્ત્રના બહિષ્કારનો તે વખતે નિર્ણય થયો લોકોને સ્વાશ્રયી અને પરદેશી કાપડની અધીનતાથી મુક્ત બનાવવાની જેટલી જરૂર હતી તેટલી જ તેમા મુશ્કેલી હતી દરેક ઘરમા રેટીઓ દાખલ થવો જોઇએ, હાથવણાટનુ કામ ખતથી ઉપાડવુ જોઇએ અને સ્વદેશી વ્રત લેવુ જોઇએ, એવા ઉપદેશ માટે દાસે વળી આખા બગાળાની મુસાફરી શરૂ કીધી હિન્દનો ઉદ્ધાર કાપડનો ઉદ્યોગ ઘેર કરવામા, એટલે કે હાથકતામણ અને હાથવણાટમા જ છે એ તેમણે સ્પષ્ટ કરી બતાવવા માડયુ

"હિન્દના ઇતિહાસના નવા યુગને પ્રારભકાળે તમારે સ્વદેશી વ્રત લેવુ જોઇએ હિન્દીઓ ઇચ્છે તો ધારે તે બધુ કરી શકે તેમ છે તેમની હીંમત અસાધારણ ને નિશ્ચય દૃઢ હોય છે એક વાર તો વિદેશી વસ્ત્રના બહિષ્કારનુ વ્રત લઇ લો દેશી કપડુ પુરતુ ન હોય તો ઓછુ વાપરો ટુકા કપડાની શરમ ખોટી છે ઉલટુ મેન્ચેસ્ટરના ઉમદા કપડાથી તમે શરીર ઢાકશો તો જગત્ આખુ તમને 'શરમ' પુકારશે ગમે તેવુ જાડુ, પાતળુ, સુવાળુ કે ખડબચડુ પણ દેશી વસ્ત્ર વાપરો એના તાણા વાણામા તમારા ભાઇ બ્હેનો પ્રત્યેનો તમારો ભાવ વણાઇ ગયો છે તમારૂ પુરૂષાતન તે અપાવશે

"આપણી સ્થિર થઇ ગએલી રાષ્ટ્રીય ઝિદગીને આપણે પવિત્ર કરવી જોઇએ અને એ માટે ભૂતકાળના પાપોનુ પ્રાયશ્ચિત કરવુ રહ્યુ આપણે વિલાસ, મોજશોખ છોડી રાષ્ટ્રીય પ્રાણને પ્રીછતા શીખવુ જોઇએ"

"જે લોકો સ્વરાજમા માનતા નથી તેમને થોડી મુદતમા પોતાનો મત બદલવો પડશે તેમને પણ પોતાપણાનો સાક્ષાત્કાર કરવા, સ્વરાજ મેળવવા મથવુ જ પડવાનુ દરેક પ્રજાનો એ જન્મસિદ્ધ હક્ક છે તેમા માનનારને તેમજ ન માનનારને તે ઇશ્વરી કૃપાની માફક મળે છે જ" આવા આવા ઉદ્‌ગારોમા તેમને પ્રાપ્ત થએલા જ્ઞાન માટેની લાગણી વ્યક્ત થતી હતી

આ પ્રમાણે કાર્યક્રમના એક એક અંગની તૈયારી થતી જતી, અંતિમ ધ્યેયની પ્રાપ્તિ અર્થે પ્રયત્નો થતા હતા ત્યારે, ૧૭મી નવેમ્બરે યુવરાજ—પ્રીન્સ ઑફ વેલ્સ-ના હિન્દ આવવા વખતે આખા દેશમાં હડતાળ પાડવાનું નક્કી થયું હતું એ અણનોતર્યો અતિથિ હિન્દની ફરિયાદ સાંભળવા, તેના કષ્ટ જોવા આવતો ન્હોતો. તેને તો મ્હેફીલો ને માનપત્રો જોઇએ. હિન્દ રડતું હોય, પોકાર કરતું હોય ત્યારે તેને ચમન ઉડાવવા હતા. શોકના ગૃહમાં સત્કાર કેવો હોય ? તેવો સત્કાર યુવરાજને આપવાનું ઠર્યું. યુરોપીઅનો અને ઍંગ્લો ઇંડીઅનો ઢીલા પડી ગયા. લશ્કરી બળ કે ધમકીના જોર વિના આખું હિન્દ એકી અવાજે મહાસભાનો પડયો બોલ ઝીલતું એ તાજજુબી જોઇ જ રહ્યા. ફરિયાદનો એક અવાજ નીકળ્યો નહિ, અસન્તોષનો એક ગણગણાટ સંભળાયો નહિ.

બળી જળી રહેલા ઍંગ્લો ઇંડીઅનોથી આ સહ્યું ગયું નહિ. આ બ્રિટિશ રાજ નથી પણ ગુંડા રાજ છે એમ તેના પ્રતિનિધિઓએ સરકારને સમજાવ્યું. ઍંગ્લો ઇંડીઅન છાપાઓએ ફાવે તેવી અફવાઓ ને ગેરસમજુતીઓ ફેલાવી. અને સરકારી નોકરશાહી એ જાળમાં ફસાઇ. તેણે સુઝાડેલી અવળી મતિને પરિણામે સરકારે રાષ્ટ્રીય ઉહાપોહના મૂળ છેદી નાખવાનો મનસુબો કર્યો. અને બંગાળ સરકારે આખરમાં મહાસભા અને ખીલાફતના સ્વયંસેવક મંડળને ગેરકાયદેસર મંડળી ઠરાવી. કાર્યવાહક સમિતિ મુંબઇમાં મળી અને સરકારી જાહેરાતની સામે થઇ રાષ્ટ્રીય સેવાદળનું કામ ચાલુ રાખવાનું, મહાસભાના માણસોને સ્વયંસેવક તરીકે નામ નોંધાવવા કહેવાનું ઠરાવવામાં આવ્યું.

ચિત્તરંજન મુંબઇથી કલકત્તે આવ્યા અને પ્રાન્તિક સમિતિની સભા બોલાવી. સમિતિએ બધી સત્તા દાસને સુપ્રત કરી.

એ અધિકારની રૂએ, દુકાને દુકાને ફરી સ્વદેશી કાપડનો જ વેપાર કરવા, તથા યુવરાજ જે ૨૪ મી ડીસેમ્બરે કલકત્તા આવનાર હતા તે દિવસે સંપૂર્ણ હડતાલ પાડવા વિનંતિ કરવા સ્વયંસેવકોને મોકલવાનું ઠરી ચૂક્યું. તે જાણતા હતા કે સ્વયંસેવકોને गिरफ्तार કરવામાં આવશે. અને થતાં બન્યું. તા. ૧૬ મીએ

સ્વયમેવકોના દળોના સેનાની તરીકે પોતાનાજ એકના એક પુત્ર ચિરરજનને મોકલી આપ્યા ચિત્તરજન બહુ સ્નેહાળ પિતા હતા. તેમનુ અન્તર વત્સલતાથી ઉભરાતુ, છલકાતુ હતુ, છતા ચિરરજનના પકડાવાની, છ માસની સખ્ત કેદની સજાની, કે તેના દેહપર થએલા ક્રૂર હુમલાની જાણથી તે લેશ પણ ડગ્યા નહિ તેમનો નિશ્ચય નિર્બલ થયો નહિ કેમકે તેમને પૂરૂ ભાન હતુ કે તેમનો પુત્ર ન્યાય અને પ્રમાણિકતાને ખાતર સહી રહ્યો છે, આત્મભોગ આપી રહ્યો છે જેમણે જેમણે ભોગ આપ્યો હતો તેને તેમણે નીચેનો સદેશ મોકલ્યો

"જે સહન કરી ચૂકયા છે, જે સહન કરી રહ્યા છે અને જે સહન કરવા તૈયાર છે, તેમને સ્વતત્રતા ખાતર એટલુ કરવા હુ શુ કહુ? એક ફારસી કવિએ આપેલા સન્દેશાનેજ ફક્ત હુ ઉતારૂ છુ

"શ્રદ્ધા, દઢતા, હીમત શુ નિરાશાની ઘડીએ, કસોટીને કાળે તૂટી ખુટી પડશે? કે કસોટીએ ચડીને, તવાઇને ઝિદગીના હુતાશમાથી ઉજ્જવલ, પ્રબલ, ઉન્નત અને પ્રકાશિત થઇ નીકળશે?" કવિએ પૂછ્યુ

અને યુવકે જવાબ આપ્યો "હુ કદીયે તેમને તજીશ નહિ, છો ને સાતે આકાશ તૂટી પડે"

"તારો રાહ દીપ્તિનો, દિગ્વિજયનો છે પ્રજા તારૂ અહેશાન માનશે ચિરકાલ સુધી તારે માથે વિજય ટકશે! ઓ તરૂણ! તારા જેવી નિર્ભયતા, અવિચળ નિર્ભયતા સહુનામા આવી સહુને નવાજો! કારણ કે નિર્ભયતાજ જીવનનુ યુદ્ધ જીતે છે, આત્માનુ સ્વાતત્ર્ય મેળવે છે અને એ એકજ, મનુષ્યને માટે સૌથી ઉમદા, સૌથી મહાન્ બક્ષીસ છે પ્રેમ અને પ્રકાશની ચમત્કૃતિભરી દુનિયાને એ નિર્ભયતા બક્ષવાની રહેમ કર, ઓ પ્રભુ"

ચિરરજનની ગિરફ્તારી પછીના દિવસે, ચિત્તરજનના પત્ની વાસન્તી દેવી, બ્હેન ઉર્મિલા દેવી તથા સુનીતિ દેવી સાથે સ્વયસેવક દળને મોખરે જઇ ઉભા હેરીસનરોડ અને કોલેજ

સ્ટ્રીટ મળી જ્યા ચાર રસ્તા થાય છે ત્યા સુધી તે મોટરમાં ગયા અને પછી ઉતરી પગથીપર ચાલી ચાલી દરેકને ખાદી પહેરવા, વિદેશી વસ્ત્ર ત્યાગવા, અને ૨૪ મી એ હડતાલ પાળવાની વિનતિ કરવા લાગ્યા પણ ફરી પાછા ચાર રસ્તા ઉપર આવ્યા ત્યારે તેમને પકડીને પ્રસીડેન્સી જેલમા લઇ જવામાં આવ્યા અને મધ્ય રાત્રિએ, જ્યારે તેઓ ઉંઘમા લપટાયા હતા ત્યારે બીનસરતે તેમને મુક્ત કરવામા આવ્યા

જે દિવસ વાસન્તી દેવી દેશને ખાતર, સ્વેચ્છાથી અગ્રેજ પોલીસોના હાથમા પકડાયા તે દિવસની એક કથા છે દેશબધુ પોતાના ઘરના એક ઓરડામા ખુરસી ઉપર બેઠા છે પાસે ઉભેલા બે ત્રણ જુવાનો વાસન્તી દેવી વગેરેની ધરપકડની કથા ઉશ્કેરાઇને વર્ણવી રહ્યા છે દેશબધુ શાન્તિથી સાભળ્યે જાય છે થોડી વાર પછી બેરીસ્ટર વિજયકુમાર બાબુ દાખલ થાય છે વિજય બાબુના મુખ પર ને આખોમા આગ સળગી રહી છે આવીને તે બોલી ઉઠયા, "આજ ગવર્નર સાહેબના સેક્રેટરી ગુર્લેને જ મે તો જઇને સભળાવી દીધુ સ્પષ્ટ સભળાવ્યુ કે 'જુઓ સાહેબ, અગ્રેજો આજ સુધી સ્ત્રી લોકોની મર્યાદા સાચવતા આવ્યા છે અને હવે જો એ મર્યાદા નહિ સાચવી શકો તો અગ્રેજ સામ્રાજ્યનો સત્યાનાશ ચોક્કસ સમજજો' ગુર્લે સાહેબ તો ડાહ્યા અને વિવેકી અગ્રેજ છે એટલે એણે મને પોલીસ કમીશ્નર ઉપર ચિઠ્ઠી લખી દીધી તે લઇને હુ પો ક પાસે વાસતી દેવી વગેરેના છુટકારાનો બદોબસ્ત કરાવી આવ્યો છુ. હમણા જ એ લોકો આવી પહોચશે"

ચિત્તરજન ધીરજથી સાભળ્યે ગયા એનુ પ્રફુલ્લ મુખ કમળ પળવારમા ઝાખુ પડી ગયુ કરૂણ સ્વરે એ બોલી ઉઠયા "વિજય, શા માટે એમ કર્યુ ? જે હેતુથી વાસન્તી દેવી પકડાયા તે હેતુ તો છેક નિષ્ફળ ગયો. તેઓએ જાણી બુઝીને જ આ જહેમત માથે લીધી તેમા તુ શા માટે વિક્ષેપ નાખી બેઠો ?"

વિજય બાબુ થોડીવાર ચુપ રહીને બોલ્યા! "વાસતી તો મ્હારી બ્હેન એને માથે હાથ પડે એ હુ કેમ સાખી શકુ ?"

એ વખતે ચિત્તરંજન પોતાની સ્વાભાવિક અમૃતભરી હાસ્ય-જ્યોતિ વડે આખા ઓરડાને અજવાળતા બોલી ઉઠ્યા, "વાસન્તી દેવી તારી બ્હેન એટલે તે આટલું કર્યું, પણ બીજી કોઇ સ્ત્રીને માથે હાથ પડ્યો હોત તો હું માનું છું કે તે આટલું ન કર્યું હોત ખરૂ ને ?"

વિજય બાબુએ શરમથી માથું નીચે નમાવ્યું કોઇના મ્હોંમાં જીભ ન રહી વિસ્મયભરી નજરે બધા ચિત્તરંજન સામે જોઇ રહ્યા એવા ધીર અને વીર પતિની સહચરીના નેતૃત્વ નીચેની આદર્શ આર્યાઓ કંપી ન્હોતી, પાછી પડી ન્હોતી તેમની સુકુમારતા તેમને અટકાવતી ન્હોતી એ અબળાઓ શાની ? એ સબળાઓએ પકડાતી વેળા પોતાને છાજે તેવો જ સન્દેશો આપ્યો હતો "પકડાવા માટે પૂરતી તૈયારી સાથે જ અમે આવ્યા હતા અમારા તરૂણ કુમારો જ્યારે સ્વાધીનતાને ખાતર જેલ જાય ત્યારે ઘરમાં ભરાઇ રહેવું અમારાથી સહેવાતું ન્હોતું અમને અકળામણ થતું આ અધુરૂં કામ પૂર્ણ કરવા અમે અમારી માબ્હેનોને વિનંતિ કરીએ છીએ ખ્યાલ કરો કે તમે, જેને બહારનું છુટું જીવન માનો છો તે પણ એક જેલ જ છે માત્ર વધારે મોટી જેલ છે ગુલામભૂમિની ગંદી હવા લઇ મ્હાલવા કરતાં ખરેખરા કારાવાસમાં રહેવામાં વધારે માન છે સ્વતંત્રતાનું યુદ્ધ લડવા સરકારી સંસ્થાઓના વિદ્યાર્થીઓને અમે અરજ કરીએ છીએ આયુષ્યનો અન્ત કાં મોત કાં વિજયમાં આવશે, પણ બન્નેમાં કીર્તિ છે પણ ખરૂ જીવન કે મોત એ સિવાય ત્રીજો આરો જ નથી. આ ગુલામી તો ન જ જોઇએ"

વાસન્તીદેવી બંગાળી સ્ત્રીઓનો પડદો છોડી, સ્ત્રીની સુકુમારતા ત્યાગી, શેરીએ શેરીએ ખાદી વેચવા નીકળે એમાં દાસની સંપૂર્ણ સહાનુભૂતિ હતી ચિત્તરંજનને એક વાર એક માર્ગની ખાત્રી થઇ ગઇ કે પછી તેમાંથી જરા પણ ચલિત થતા નહિ એ તોફાન અને દહેશતભર્યા દિવસો દરમિયાન લોર્ડ રોનાલ્ડશેએ સર આશુ-તોષ ચૌધરી મારફત દાસને કહેવડાવ્યું કે વાસન્તી દેવીને પોતાની સાથે એક મુલાકાત થાય ત્યાં સુધી ખાદી વેચવા જવા ન દે.

પણ નિશ્ચલ ચિત્તરંજને ટેલીફોનમાં તરતજ તે થવાની ના કહી દીધી સર આસુતોશે પોતે દાસને ઘેર જઇ વિનતિ કરી છતાં તે વજ્ર-બલ જેવો નિશ્ચય ડગ્યો નહિ પોતાનો હક્ક સાબીત કરવા ગમે તે ભોગ દેવા તે તૈયાર હતા એ હક્ક સાબીત કરતા પોતે, પોતાના પુત્ર, કે જીવન-સહચરી સુદ્ધા કેદ પકડાય તેની તેમને ફીકર ન્હોતી

આ સ્ત્રીએની ગિરફતારીની અસર આખા શહેર પર ભારે થઈ બીજાઓને પોતે પાછળ રહી ગયા તેમ લાગ્યુ સ્વયસેવકોના ટોળેટોળા ઉભરાવા લાગ્યા—વર્ષાની હેલી જેમ રેડાવા લાગ્યા મહા-સભા અને ખીલાફતનુ કામ કરતા, જવુ પડે તો ખુશીથી જેલ જવા તે ઉભરાવા લાગ્યા એક બનાવે હજારો વિદ્યાર્થીઓની બન્ધ આખો ખોલી દીધી વિદ્યુતના સ્પર્શની જેમ તે ચમકયા ધ્યેય-સિદ્ધિ તરફ ધસતા દોડયા તેમણે હડતાલો પાડી સેકડોએ સસ્થાઓ છોડી દીધી સેકડો સ્વયસેવક તરીકે નામ નોધાવવા ધસ્યા કહેવાતા નીચ વર્ણે સુદ્ધા આ આન્દોલન ઉપાડયુ રાષ્ટ્રીય સેવા દ્વિગુણિત બલથી થવા લાગી અને દાસે નીચેનુ નિવેદન બહાર પાડયુ

"જેલનો ભય, હુમલાનો ભય, અને ગોળીથી વીધાવાનો ભય, આ ત્રિવિધ ભયને દરેક કાર્યકર્તાએ સ્વરાજ્ય મેળવ્યા પહેલા જીતી લેવા જોઇએ જેલનો ભય તો આપણે દૂર કર્યો હુમલાનો ભય જવાની અણી પર છે અને ગોળીથી વીધાવાના ભયથી કયારે પર જશુ તે નોકરશાહીના ઉપર આધાર રાખે છે દરમિયાન હુ દરેકને ખાસ યાદ આપુ છુ કે આપણો વિજય માત્ર અહિસા ઉપર જ આધાર રાખે છે એ અહિસાને એટલી પૂર્ણ અને સત્ય કરી બતાવો કે દરેક ઇશ્વરના ડરવાળા માણસને આપણે પક્ષે આવ્યે જ છુટકો"

આ આન્દોલન દરમિયાન ના ગવર્નર સાહેબ લોર્ડ રોનાલ્ડશેએ ચિત્તરંજનને બગાળની ત્યારની રાજકીય પરિસ્થિતિની ચર્ચા કરવા નિમત્રણ કર્યું ચિત્તરંજનના, તેમના પક્ષના અને સરકારના દૃષ્ટિ-બિન્દુઓની ચર્ચા થઇ વિવેચન થયુ પણ પરિણામ કશુ જ આવ્યુ નહિ સરકારે ખૂબ સખ્ત પગલા લેવાનુ

નક્કી કર્યું આગેવાન નેતાઓને પકડવાનું ઠરાવ્યું બંગાળ શું પણ તે બહારના બધા નેતાઓને પણ પકડવાનો ઠરાવ થયો લાલા લજપતરાય, મોતીલાલ નેહરૂ તથા બીજાને ગિરફતાર કરવામાં આવ્યા અને તરતજ કેસ ચલાવવામાં આવ્યો

ડીસેમ્બરની ૧૦મીનો દિન ઉગ્યો યુદ્ધપ્રેમી મરણુની રાહ જુવે, અપ્સરાની વરમાળની આશા રાખે, તેમ દરેક દેશપ્રેમી જેલ જવા ઉત્સુક થઈ રહ્યો હતો. સરકારના રાવણુ રાજ્યમાં પ્રમાણિક અને સ્વાતંત્ર્યપ્રિય માણુસ માટે એજ સલામત સ્થાન હતું અને સાંઝના સાડા ચાર વાગે બે ડેપ્યુટી કમીશ્નરો ચિત્તરંજન દાસને ઘેર ગયા દાસ અને બીજા મિત્રો તથા કુટુમ્બીજનો ચહા પી રહ્યા હતા ત્યાં કમીશ્નરોએ જઈ દાસને તથા વીરેન્દ્રનાથ શાશ્મલને પકડ્યા આમ છતાં દાસના મ્હોપર પ્રસન્નતા અને પ્રભાવનું નૂર હતું કોઈ સામાન્ય વિધિ કરતા હોય તેવી સ્વાભાવિક રીતે તે વર્તી રહ્યા હતા બન્નેને મોટરમાં બાવ બઝાર લઇ જવામાં આવ્યા લલનાઓએ શંખનાદ કીધો અને તેમના “ હુલુ ” “ હુલુ”ના પોકારથી રમણીય ગુંજન થઇ રહ્યું રસ્તા પર લોકોનું ટોળું એકઠું થઇ ગયું અને “ વન્દે માતરમ્,” “ ગાંધી માહત્માકી જય, ” “ દેશબન્ધુ દાસકી જય”ના પ્રચંડ, ગગનભેદી અવાજો થઇ રહ્યા જતા જતા, લોકોની મેદની પ્રત્યે તેમનો સન્દેશ શો હતો ?

“ હિન્દના ઓ સ્રીપુરૂષો, આજનો આ મારો છેલ્લો સન્દેશ છે વિજય દેખાય છે જો તમે સહન કરીને તેને મેળવવા તૈયાર હો તો, નજીકજ છે એવી વેદના (પ્રસવવેદનાની જેમ) માથીજ રાષ્ટ્ર–જન્મ થાય છે, પ્રજાના અવતાર થાય છે એ વેદનાને નિર્ભયતા, હીમત અને પૂર્ણ શાન્તિથી સહી લેજો તમે અહિંસાત્મક, શુદ્ધ રીતે અહિંસાત્મક રહેશો, ત્યાં સુધી સરકારી નોકરશાહીનો પક્ષ ખોટોજ રહેશે મહાત્મા ગાંધીએ બતાવેલા રાહમાંથી એક તસુ પણ ખસ્યા તો વિજય નોકરશાહીનો થશે સ્વરાજ આપણું ધ્યેય છે ટુકડે, ટુકડે કે ક્રમે ક્રમે નહિ પણ સમગ્ર અને આખુયે સ્વરાજ એકી સાથે જે ધ્યેય માટે આપણે મથીએ છીએ

એ પ્રાપ્ત થશે કે નહિ તે તમેજ, ઓ ભારતના નરનારીઓ, કહી શકશો

"ઉદારમતવાદી બન્ધુઓ, સારી આલમના ઇતિહાસો ઉકેલો અને જુઓ કે તમે જે રાહે જાઓ છો એ રાહે કોઇ પ્રજા સ્વાતન્ત્ર્યને મહેલે પહોચી છે ખરી ? તમારામાથી ગમે તે આ જાણે, સાભળે, તો તે નોકરશાહીને પક્ષે કે તે સાથે યુદ્ધમા ઉતરેલા હિન્દને પક્ષે ખડો રહેશે ? ન્હાની વિગતોની બાબતમા સમાધાન થાય, પરન્તુ આપણને અને નોકરશાહીને જે અગત્યનો પ્રશ્ન અલગ રાખે છે, તેમા સમાધાન કેમ સભવે ? અને તમે હિન્દની પડખે નથી તો અવશ્ય નોકરશાહીની જ બાજુમા છો "

"વિદ્યાર્થીઓને હુ કહુ છુ, કે તમે હિન્દના ભાવિ આશા અને યશ છો અકગણિત કે અક્ષરજ્ઞાનના ભણતરમા સાચુ શિક્ષણ સમાઇ જતુ નથી આપણા સહુની એક માતા, ભારત માતા, ની જે સેવા તમે કરશો તેમા તે શિક્ષણ છે માતાનુ કાર્ય કરવાનુ છે તમારામાથી કોણ તેના સાદને જવાબ વાળશે ?"

તા ૧૧ મી ડીસેબરે, જે અમદાવાદ મહાસભાના તે પ્રમુખ ચૂટાયા હતા તે પદ શોભાવવા અગાઉ થોડે જ દિવસે ચિત્તરજન અને તેમના બીજા સાથીતોને ક્રીમીનલ લૉ એમેડમેટ એકટની ૧૭ મી કલમ પ્રમાણે પકડવામા આવ્યા હતા સુનાવણી અનેક વાર મુલતવી રહ્યા પછી, તેમના પર કેસ ચલાવવામા આવ્યો અને એક વરસની સાદી કેદની સજા તેમને ફરમાવવામા આવી

* * *

કારાવાસમાથી તે મુકત થયા ત્યારે આખા દેશમા નિષ્પ્રાણતા વ્યાપી હતી ઉત્સાહના પૂર ઉતરી ગયા હતા સર્વત્ર પ્રગતિ નહિ પણ પગલા પાછા પડેલા હતા વિદ્યુતનો સબાકો થઇ ગયા પછી, પ્રકાશનો એક આજી નાખે તેવો સપાટો પસાર થઇ ગયા પછી, આકાશ જેમ એકદમ કાળુ કાળુ બને અને અન્ધકારના શત દળોમા ઘુરકતી કાળાસના પડ પર પડ ચડયા હોય, તેવી દશા આખા દેશની થઇ ગઇ હતી અસહકા-

રના પ્રાણુ ગાંધીજી જેલમાં હતા અને તેની સાથે જ જાણે કાર્યક્રમના બલ, ઉત્સાહ અને ચેતન પણ પરવારી બેઠા હતા એ મંદતા દૂર કરવા ઘણાએ નેતાઓ મથી રહ્યા હતા અસહકારના પૂરનુ પ્રથમ જોસ જાણે ખૂટી ગયુ હતુ અને તેની જગ્યાએ કોઇ નવીન, અસરકારક ને લોકોની કાયશક્તિનુ ગ્રહણ કરે તેવો કાર્યક્રમ પ્રજા પાસે હતો નહિ એક વર્ષમા સ્વરાજ લેવાની આશાએ ધસેના ઘણા નિરાશ થઇ નિશ્ચેષ્ટ બની ગયા હતા રાજકીય વાતાવરણમા કંઇ નવીન દિશા સૂઝે તોજ ફરીને ઉત્સાહ પૂર્વક કામ થઇ શકે તેમ હતુ લોકો માત્ર શ્રદ્ધા કે સિદ્ધાન્તોના જોર પરજ લડી શકે એવુ તેમનામા આન્તર સત્વ હતુ નહિ શસ્ત્ર-યુદ્ધની માફક તરત હાર જીત નક્કી થઇ શકે, અને નિશ્ચિત વૃત્તિ થઇ શકે તેવુ ન હોવાથી, અસહકારથી યુદ્ધ કરવાના કરતા નોકરશાહી સામે સીધુ યુદ્ધ કરવાની ખરેખર કોઇ ચોક્કસ પદ્ધતિ પ્રજાના હાથમા આવે તોજ રાજકીય જડતાને બદલે કંઇ જણાઇ શકે તેવુ કામ કરવાનુ ચેતન આવે અને એ લડત ધારાસભામા જઇને જ થઇ શકે

કંઇક આવા વિચારને લીધે દાસે ગયાની મહાસભાના પ્રમુખ પદેથી ધારાસભાની અંદર જઇ ત્યા યુદ્ધ કરવાનો, મળ અસહકાર કરતા બદલાએલો કાર્યક્રમ પ્રજા સમક્ષ મૂકયો પરંતુ અસહકારના જૂના કાર્યક્રમને જ વળગી રહેનારા વર્ગની અસાધારણ બહુમતિથી આખી મહાસભામા એ દરખાસ્ત પસાર થઇ શકી નહિ પરન્તુ એ વિચાર તો નષ્ટ થયો જ નહિ કાર્યક્રમમા ફેર કરવો કે નહિ એ પ્રશ્ને ચોખ્ખા બે પક્ષો ઉભા કર્યા અને બન્ને પક્ષે આગેવાન નેતાઓના નામો નોંધાયા ફેરવાદી અને નાફેરવાદી પક્ષોએ પોતપોતાના પક્ષમાં પુષ્કળ દલીલો રજુ કરી, અને ચર્ચા જોસભર ચાલી સમાધાનનો માર્ગ હતોજ નહિ એકપક્ષ સિદ્ધાતની ચર્ચાજ ચલાવતો હતો અને સંયોગો પ્રમાણે વર્તનારાના જેવા નિર્બલ સિદ્ધાન્તો એ ન્હોતા એ સિદ્ધાન્તો તો અપૂર્વ આત્મભોગ માગે અને તેમા માનનારે હસ્તે મ્હોએ માથુ આપવુજ પડે, એવા હતા આ એક

પક્ષની મનોદશા બીજો પક્ષ બદલાતી પરિસ્થિતિ અને લડતના બદલેલા સાધનોમા માનનારો હતો અસહકારનુ યુદ્ધ નોકરશાહીના તત્રમા પેસીનેજ કરવામા અસહકારનુ ખડન થાય તેમ તે પક્ષ માનતો ન્હોતો શુદ્ધ નીતપૂર્વક સાફ દિલે લડનારને તેમા પાશ્ચાત્ય યુદ્ધરીતિની ગધ આવી એથી એજ પદ્ધતિથી લડનારને કઈક સમજી શકાય તેવી જીત મળશે એમ બીજો વર્ગ માનતો હતો

આ બન્ને પક્ષોએ દલીલોના ક્ષેત્રોને ખુબ ખુદ્યા મહાસભા ડગમગતી લાગી પક્ષોના વિરોધો તો સખ્ત હતાજ "શુદ્ધ અસહકાર એજ મહાસભા" એ સ્થિતિ બદલાનવાની હતી અને ફેરવાદી તથા નાફેરવાદીઓની ખેચતાણમાથી એક નવોજ, ભવિષ્યમા અતિ પ્રબલ થનાર પક્ષ ઉભો થયો

## પ્રકરણ ૧૪

### સ્વરાજ પક્ષનો ઉદય.

અને ૧૯૨૨ ની ગયાની મહાસભામા પડેલા મતભેદને પરિણામે જે પક્ષનો જન્મ થયો, તે સ્વરાજ પક્ષે પોતાના જન્મ સાથેજ દેશપર બલપૂર્વક અસર કીધી એ પક્ષના નેતા ચિત્તરજન દાસ હતા. એ પક્ષની પાછળ રહેલા વિચાર અને નીતિ રીતિના પ્રેરક દાસ હતા મહાસભાના પ્રમુખપદેથી તેમણે કાર્યક્રમની દિશા બદલાવવાના અતિ વ્યાવહારિક પગલાનો ઉલ્લેખ કર્યો ત્યા થી સ્વરાજ માટેની તેમની ઉત્કટ ઝખના સ્વરાજપક્ષમા મૂર્ત થઇ એ પળથી સ્વરાજપક્ષના વિજય માટે તે તસુ તસુ ભૂમિ મેળવવા લડયા કર્યા રાજનીતિની નૌકા તોફાનમા ડોલવા લાગી હતી સફળ રીતે તે પાર ઉતરશે કે સત્યાનાશને કોઇ ખરાબે ચડી જશે તે નક્કી કરી શકાતુ ન્હોતુ ત્યારે નવીજ દિશામા સ્થિર હાથે અને એકાગ્ર મને સુકાન પકડનાર તે ચિત્તરજન દાસ હતા

કોકનાડાની ખાસ મહાસભામા અને અમદાવાદની પરિષદમા તેમણે પોતાના વિચારો બને તેટલા સ્પષ્ટપણે ને સબળ રીતે મૂકવાનો પ્રયત્ન કર્યો, અને આખરે ગાધી–દાસ નિવેદનમા જાહેર થયુ કે ધારાસભામા સ્વરાજપક્ષને મહાસભાના એક અગ તરીકે કામ કરવાની સત્તા આપવામાં આવે છે

ચિત્તરજન સ્વરાજ પક્ષના નેતા હતા માત્ર નેતા જ ન્હોતા. તેના સર્જનહાર, તેના પિતા હતા સ્વરાજ પક્ષનો ઉદય મુશ્કેલી વિના, સરળતાથી સયોગ બળે થયો એમ માનનારને ચિત્તરજનની પ્રતિભાનો ખ્યાલ થોડો જ આવશે જે પક્ષે પ્રાન્તિક ધારાસભાઓ ધ્રુજાવી, વડીધારાસભામા જીવ આણ્યો, અને દરીઆ

પારના હિન્દ પર શાસન કરનારની આંખો ઉઘાડી પોતાના અસ્તિત્વનું તીવ્ર ભાન કરાવ્યું, તે સ્વરાજ પક્ષના જન્મકાળે પુષ્કળ મહેનત, સામાપુરોના ઘસારા સામે ટકવાની અતુલ શક્તિ, અને પોતાની હયાતીનો પળેપળ પરચો બતાવવાની સાવધતા, એ સહુ તેનામા અવશ્ય હતા જૂના નેતાઓના વિરોધો સામે, ઉદારમતવાદી, પ્રતિષ્ઠાવાન અગ્રપુરુષો સામે, મહાત્માજીના કાર્ય-ક્રમમા ફેર ન જ થવો જોઇએ એમ માનતા પક્ષ સામે, બગાળાના ક્રાન્તિકારક દલ સામે અને એવા બીજા અનેક નાના મોટા બલોના વેગમય પ્રવાહની સામે સ્વરાજ પક્ષને પોતાનો રસ્તો કરવાનો હતો એ કામ માત્ર નેતાનુ નહિ પણ સર્જકનુ હતુ તેને અનેક વાવા-ઝોડાઓ સામે ઝુઝવાનુ બળ આપી, હિન્દના સૌથી વ્યવસ્થિત પક્ષનુ નામ કમાવી આપી, દાસે એનો જન્મ અને પોતાનુ સર્જન સાર્થ કરી બતાવ્યુ હતુ આજ એ પક્ષનો મધ્યાન્હજ નિહાળનારાઓને તે બાલ રવિને ઉદય પહેલાની સ્થિતિમા કેટકેટલી મુસીબતોમાથી નીકળવુ પડ્યુ હશે તેનો ખ્યાલ આવે નહિ લોકોએ એ પક્ષને ઉત્સાહથી ઉભો કર્યો ન્હોતો ઉલટુ, તેના સર્જકને એક એક પગથીઉં ક્રમે ક્રમે વિરોધના બલ સામે ચઢવાનું હતુ. રાજકીય કુનેહનો સૌથી ઉત્કૃષ્ટ નમુનો કયાયે પણ જોવો હોય તો સ્વરાજ પક્ષનો ઇતિહાસ જોવો તેમા એક આદર્શભર્યા યુવાનના તરંગો નથી પણ એક અનુભવી મુત્સદ્દીની વ્યવહાર-કુશલતા છે

લોકપ્રિયતાના આન્દોલન પર તરતો આવેલો પક્ષ ન હોવા છતા સ્વરાજ પક્ષે પોતાના કામથી થોડાજ વખતમા પોતાની પદ્ધતિનું સાફલ્ય સિદ્ધ કરી બતાવ્યુ એ પક્ષ જો લોકપ્રિયતાનુ પરિણામ હોત તો તેનુ કાર્ય સર્વદેશીય થયુ હોત, અને ફતેહનો ડંકો આખી આલમમા વાગ્યો હોત પણ હિન્દના કમનસીબે, ચૂટણી વખતે માત્ર મધ્ય પ્રાતમા અને બગાળમા જ સ્વરાજવાદીઓની મોટી સખ્યા ધારાસભામા જઇ શકી હતી અને માત્ર મધ્ય પ્રાતમા જ એ પક્ષના સભ્યોની સ્પષ્ટ બહુમતિ હતી.

સ્વરાજ પક્ષનો નિર્ણય ધારાસભામા જઇ સહકાર કરવાનો તો હતો જ નહિ એ પક્ષે ઠરાવ્યું હતુ કે સરકારી ઓદ્દા પણ

કોઇએ સ્વીકારવા નહિ કોઇ કમીટી પર કામ કરવુ નહિ ધારાસભામા જવુ. છતા આ કંઇ ન કરવા નીચે એક જ મુદ્દો હતો સુધારાનુ પોકળ ખુલ્લુ પાડવુ ૧૯૧૯ ના સુધારાથી સરકારે લોકોને બહુ આપી દીધુ નથી, વસ્તુત રાજકીય પ્રગતિ થોડી જ થઇ છે, તે લોકોની વધારે જવાબદારી તળે આવ્યુ નથી અને નોકરશાહીની આપખુદ સત્તા કમી થઇ નથી, તે ધારાસભામા જઇને જ સિદ્ધ કરી આપવુ સરકાર કોઇ પણ અન્યાયભર્યો કે જુલ્મી કાયદો પસાર કરે, પ્રજાને હેરાન કરે અને ચૂસી લે તેવુ પગલુ ભરે કે આખા પક્ષે એકી અવાજે તેનો વિરોધ કરવો સરકારને ડગલે ડગલે અવરોધો નાખી તેના અયોગ્ય તત્રને હફાવવુ પ્રજાની માગણીથી સરકાર સારા કામો કરી દેતી નથી કે પ્રજાના વિરોધથી કરતા અટકતી નથી, એ સ્થિતિ સુધારાની હસ્તી છતા ચાનુ જ છે એમ ધારાસભામાં જઇ, સરકારના જ શસ્ત્રોથી લડી સિદ્ધ કરી બતાવવાની અને એ રીતે સુધારાના એ પોકળ દભને ખુલ્લા પાડવાની નેક નેમ સ્વરાજ પક્ષની હતી

વડી ધારાસભામા સ્વરાજ પક્ષે ચચળતા આણી પણ બહુમતિને અભાવે ખડનનુ કે મડનનુ કામ સફળ રીતે થઇ શક્યુ નહિ આખો રાષ્ટ્રીય પક્ષ સ્વરાજ પક્ષ સાથે મત આપે, તેની સાથે જ ઉભો રહે, તોજ સરકારને હફાવી શકાય તેવુ હતુ પડિત મોતીલાલ નેહરૂ, વિઠ્ઠલભાઇ પટેલ, રગાસ્વામી આયર, વગેરે સમર્થ માણસો છતા સરકારનો દોર એવો ને એવો જ રહ્યો સુધારા નીચે રહેલા દભનો આ આડકતરો પુરાવો હતો

હિન્દ અને જગત જાણી શકે તેવુ કામ તો મધ્ય પ્રાત અને બગાળમા જ થયુ તેથી જ સ્વરાજ પક્ષના સામર્થ્યનો ખ્યાલ દેશ તેમજ પરદેશના લોકોને આવ્યો એ સ્વરાજ પક્ષની વ્યવસ્થા કેટલી સપૂર્ણ હતી તેની કદર હિન્દી વજીરને પણ કરવી પડી હિન્દમા બધારણપૂર્વક સતત લડનારો, સરકારને હફાવનારો અને સરકારના દોર પર અસર કરનારો સમર્થ, વ્યવસ્થિત અને વિશાળ એ પહેલો જ પક્ષ થઇ પડ્યો એ પક્ષના પ્રાબલ્યનો ઉકેલ ચિત્તરજન નામના વ્યક્તિત્વમાથીજ જડે છે ચિત્તરજનનુ અતિ

આકર્ષક, મનોહર, મુગ્ધ કરનાર વ્યક્તિત્વ તેના સ્વાર્થત્યાગ, પરોપકાર અને દેશપ્રેમથી ઔર દીપી રહ્યુ હતુ એજ યક્તિત્વના પ્રતાપે સેકડો લોકો તે પક્ષમા ભળવા ખેચાઇ આવ્યા હતા ચિત્તરંજનના સ્વભાવમા એટલુ માધુર્ય હતુ કે તેમના ટુક પરિચયમા આવનારને પણ એમ લાગતુ કે દાસની મધુર મૈત્રીનો સ્વાદ તે લઇ રહ્યો છે, તેના સહચારના પ્રભાવથી ન્હાઇ રહ્યો છે દેશબધુનુ એ વશીકરણ, એના એ પ્રેમ અને લાગણી, એ નિખાલસતા, દાસના જીવનને, તેમજ સમસ્ત સ્વરાજ પક્ષની ઘટનાને સ્પષ્ટ અને સુરેખ રૂપે નજર સામે ખડી કરે છે દાસને મળેલુ સહાયક દળ, તેમના ખુદ બાહુ જેવા બની રહેલા મદદનીશો, તેમના નેતૃત્વ નીચે સમાન અને સમભાવી બની રહેતા નાના મોટા મહારથીઓ, એ સહુ એકજ પ્રબળ આકર્ષક શક્તિને વશ વર્તતા હતા એ શક્તિ તે ચિત્તરંજન દાસની આન્તરિક શક્તિ હતી

દાસના જીવનના અસ્ત સાથે જાણે આખા સ્વરાજ પક્ષના વ્યોમ પરથી સૂર્યનો અસ્ત થઇ, અંધકાર વ્યાપી રહ્યો હોય તેવુજ લાગ્યા વિના કેમ રહે?

# પ્રકરણ ૧૫

## બંગાળાની ધારાસભામાં

ચિત્તરંજન દાસે બંગાળામા જ રહી ત્યાની પ્રાન્તિક ધારાસભામા લડત ચલાવવાનુ ઠરાવ્યુ હતુ ધારાસભાની છેલ્લી ચૂટણીમા માત્ર બંગાળ અને મધ્ય પ્રાન્તમા જ સ્વરાજ પક્ષના પુષ્કળ માણસો ગયા હતા મધ્ય પ્રાતમા તો એ પક્ષની એવડી બહુમતિ હતી કે અવરોધ નીતિ બહુ જોસમા ચાલી પ્રધાનોના પગારના પ્રશ્ન વખતે ધારાસભાએ એટલી નજીવી રકમની મંજૂરી આપી કે સ્વમાન વાળા પ્રધાનને રાજીનામુ આપવુ જ પડે અને સ્થિતિ એવી આવી પડે કે ગવર્નરે સુધારાનો અમલ છોડી દઇ પોતાનો જ અમલ ચલાવવો પડે, સુપ્રત ખાતાઓને પાછા સ્વાધીન કરવા પડે, મધ્ય પ્રાતમા જે સહેલાઇથી થઇ શકયુ તેને માટે બંગાળમા ખુબ મહેનત લેવી પડી

બંગાળ ધારાસભામા અપ્રતિમ કૌશલ્યથી તેમણે પોતાનો પક્ષ સબળ કર્યે રાખ્યો પ્રધાનોના પગાર નામંજુર થયા તે ગયા અને તે ફરી આવ્યા સુધારાની દ્વિમુખી શાસનપદ્ધતિ ડોલવા લાગી ફરી સ્થિર થઇ પણ આખરે એક સુવર્ણ દિન ઉગ્યે ચિત્તરંજન અને તેના સાથીઓ આશાભેર મહાસભામાં ગયા અને જ્યારે વાયસરોયની ઘોષણા પછી ગવર્નરે ધારાસભાને મુલતવી રખાએલી જાહેર કરી ત્યારે સ્વરાજ પક્ષના સભ્યોએ એક મહાન પોકાર કર્યો એમા વિજયનો આનન્દ હતો તેમનુ ધ્યેય સિદ્ધ થઇ ચૂકયુ હતું સુધારા અને દ્વિમુખી શાસનપદ્ધતિનો નાશ થયો તેનો દંભ જાહેર થયો

સરકારને આ પરાજયનો દુઃખ રહી ગયો હતો અને તે વખતમાં રાજક્રાન્તિના કેટલાયે કિસ્સા પ્રકાશમાં આવ્યે જતા હતા સરકારી અમલદારના ખુન માટે છુપા કાવત્રા ચાલી રહ્યા હતા 'રેડ બંગાળ લીફ્લેટ''ની–ખુનીઓની જાસા ચિઠ્ઠીઓની ધમકીઓ ભય પમાડતી હતી, સંજોગે આ તકનો લાભ લઇ સ્વરાજ પક્ષના મૂળમાં ફટકો લગાવવાના ઇરાદાથી, ક્રાન્તિકારક ગુન્હાને દાબી દેવાના નામ નીચે, "ઓર્ડીનન્સ"ની પ્રસિદ્ધિ કરી, અને ૧૮૧૮ના રેગ્યુલેશન નં. ૩ નો અમલ ફરી શરૂ કર્યો. માત્ર શક પર ગમે તેને પકડી, જાહેર રીતે કેસ પણ ચલાવ્યા સિવાય, જેલમાં બેસાડી દેવાનું એ શસ્ત્ર હતું તેનો ઉપયોગ સ્વરાજ પક્ષના આગેવાન માણસો પર કરી, પક્ષને અપંગ કરી દઇ તેની સત્તા અટકાવવાનો સરકારનો હેતુ હતો

સરકારના એ સખ્ત અને અન્યાયી પગલા સામે બંગાળાની આખી ધારાસભાએ વિરોધ ઉઠાવ્યો આખા હિન્દે એ સખ્તીના ક્રૂર અમલ સામે પોકાર કર્યો જો કે બંગાળી ધારાસભાએ બીલને મોટી બહુમતિથી ઉડાડી મુકયું છતાં ગવર્નરે તેને 'સર્ટીફાઇ' કર્યું અને જોસભેર પકડા પકડી શરૂ થઇ. દાસના જમણા હાથ જેવા, કલકત્તા મ્યુનીસીપાલીટીના એકઝીક્યુટીવ ઓફિસર સુભાશ ચન્દ્ર બોઝ જેવા પ્રવીણ, અને પ્રતિભાશાળી તરૂણને રાજક્રાન્તિના ગુન્હાની શંકા નીચે ગિરફતાર કર્યા એવા બીજા અનેક લોકોને તદન બીનપાયાદાર આરોપસર પકડવામાં આવ્યા, અને ચિત્તરંજન ગરજી ઉઠયા એ "ગેરકાયદેસર કાયદા" સામે તેમણે કોર્પોરેશનમાંથી સિંહનાદ કર્યો મનુષ્યના મૂળ હક્કો પર, તેના સામાન્ય સ્વાતંત્ર્યપર તે સખ્તીના કાયદાએ તરાપ મારી હતી દેશપ્રેમના ગુન્હા માટે પકડાએલા સુભાશ ચન્દ્ર બોઝની ગિરફતારીના પગલાને કલકત્તા કોર્પોરેશને છેક જ નિંદી નાખ્યું.

પશુબળથી પશુબળની ઉત્પત્તિ થાય છે, માટે સરકારની દમનનીતિથી ગુન્હા ઓછા ન થતાં વધશે એમ દાસે કહ્યું ક્રાન્તિકારકોના દેશપ્રેમ અને ઉત્સાહ વખાણવા જેવા છતાં તેમની રીત ખોટી છે, અને સફળ નહિ થાય, પણ સરકારની

રીત પણ એટલી જ ખોટી છે એમ તેમનો મત હતો આવા ઉદ્ગારોથી, તથા ગોપીનાથ સહાએ કરેલા ખુનના કૃત્યને નિદ્ય ગણવા છતા તેના હેતુ અને ઉત્સાહની પ્રશસા કરવાથી, કેટલાકને દાસ અહિસામા નહિ માનતા હોય, અથવા રાજક્રાન્તિના મડળોને તે ઉત્તેજન અને સહાય આપતા હશે એમ લાગ્યુ, પરન્તુ ચિત્તરજન છેવટ સુધી અહિસામા માનતા એ નિર્વિવાદ છે હિસાથી હિદને મુક્તિ મળવાની જ નથી, અને અહિસાજ મોક્ષ દેનાર છે એવી તેમની માન્યતા હતી "ગાધીજીને દુશ્મનો નથી અને મારે દુશ્મનો છે એથી લાગે છે કે હજુ મારામા હિસા રહી ગઇ છે"—આ શબ્દોમા તેમની અહિસા માટેની ધગશ દેખાઇ આવે છે

ચિત્તરજનના ટીકાકારો તેમની રાજનીતિની પદ્ધતિને માત્ર ખડનાત્મક કહી નિદે છે એમની મહાન્ શક્તિઓનો બીજી મડનાત્મક પ્રવૃત્તિમા ઉપયોગ થયો હોત, તો અજબ કામ થાત એમ માને છે પરતુ તે ટીકાકારો દાસનુ મડનકાર્ય જોઇ શકયા જ નથી તેમના મડનનો મહેલ કાચા પાયા પર ઉભો થઇ જ ન શકે માટે એ કાચા પાયારૂપ સુધારા-જે માત્ર પોકળ જ હતા—નો અમલ થવો જ ન જોઇએ એટલે સુધારાના ખડનથી જ શરૂ કરી તેમનો મડનાત્મક કાર્યક્રમ રચાયો હતો

ધારા સભાની છેલ્લી બેઠકમા તેમણે પોતાની ખડન મડનની ફીલસુફી સ્પષ્ટ રીતે સમજાવી હતી જે લોકો માત્ર ખડનનેજ સ્વરાજ પક્ષનો મુદ્રાલેખ માને છે એ તેના હેતુને જાણતા નથી એ ખડન સાફસૂફના કામ જેવુ છે જે કઇ સારૂ ફળ લાવી ન શકે તેનુ ખડન ઇષ્ટ છે. જે પદ્ધતિ નકામી, દભી અને પોકળ છે, તેનો નાશ પ્રથમ આવશ્યક છે ત્રણ ત્રણ વર્ષના અનુભવે બતાવ્યુ છે કે આ પદ્ધતિથી પ્રજાની સ્થિતિ જરા પણ સુધરવાની નથી લોકોને લાલચ બતાવી સન્તોષ આપવા પ્રધાનોના પૂતળાં ઉભાં કરવામાં આવ્યા છે પણ એ હોદ્દા ઉપરાંત તેમને સત્તા—નાણાંના ઉપયોગની કે બીજી કાંઇ—આપવામાં આવી નથી. આવી પદ્ધતિથી શુ સારૂ થઇ શકે!



કલકત્તા કોરપોરેશનના પ્રજાનિયુક્ત પ્રમુખ દેશબંધુ

જેનાથી સારૂં સંભવી જ ન શકે તેનો નાશ થવો ઘટે અને એ નાશ થયા પછી જ ભવિષ્યની કોઇ સારી પદ્ધતિ આવી શકે

"અમે સહકાર વિરૂદ્ધ નથી પણ એ સહકાર, આ શાસનપદ્ધતિ હોય ત્યાં સુધી થઇ જ કેમ શકે ? જ્યાં બન્ને પક્ષની સમાનતા હોય ત્યાં સહકાર હોય અથવા સમાધાન માટે કંઇક જતું કરવા બન્ને તત્પર હોવા જોઇએ સરકાર નું જતું કરવા તૈયાર છે ? અમારો માર્ગ તો સીધો છે સુધારાની નાંફળતા સાબીત કરવાનો ને તેના દંભ ઉઘાડો પાડવાનો એ થશે એટલે અમારૂં કાર્ય પણ પૂરૂં થશે ત્યાર પછી જ લોકોની ઇચ્છ મુજબનું તંત્ર આવી શકશે" આવા શબ્દોમાં તેમનું આખું વલણ સ્પષ્ટ થઇ જાય છે કલકત્તા યુનિવર્સિટી સંબંધે લોર્ડ લિટનને સર આસુતોષ મુકરજી સાથે ચકમક ઝર્યા પછી જેમ તેમની મહાશક્તિનો અનુભવ થયો અને મૈત્રી સાધવી પડી, તેમ ચિત્તરંજનની બાબતમાં પણ બન્યું તેને દાસનું સામર્થ્ય સમજાયું હતું અનેક મુલાકાતો પછી તેમણે દાસ સાથે મૈત્રી બાંધવા પ્રયત્ન કર્યો હતો પણ ચિત્તરંજને પોતાની માગણીઓ નરમ કરી હોય એવું કયારેય બન્યું ન્હોતું દાસ પોતાની સરતોમાં છેવટ સુધી મક્કમ જ રહ્યા હતા ખાસ કરીને રાજદ્વારી કેદીઓની મુક્તિ માટેનો આગ્રહ તેમણે મુકયો જ નહિ દાસની અને લોર્ડ લીટનની મંત્રણા માટે કેટલાક ખોટા તર્કો થયા હતા તે તેમના પુત્રો પ્રસિદ્ધ થતા દૂર થયા

ચિત્તરંજને ધારાસભામાં તેમજ બીજે, પોતાના પક્ષના બળે, આટ આટલું કામ કર્યું તે બધો વખત તેમની તબિયત બીલકુલ સારી રહેતી ન્હોતી તે તન્દુરસ્ત રહ્યા હોત તો ઘણો વધારે શ્રમ લઇ વધારે કામ સાધી શકયા હોત છતાં માંદગીમાં યે શરીરની દરકાર ન કરતાં પોતાના ધ્યેયને ખાતર કાર્યમાં તે ગુંથાઇ જ રહેતા એ ઉત્સાહમાં તેમને સદાયે પ્રેરકબલ આપનાર તેમના સહચરી વાસન્તી દેવી હતાં જીવનભર તેમણે અબોલ કામ કર્યાં કર્યું હતું સ્વરાજ પક્ષના યુદ્ધના એક કટાકટીના દિવસે બિમારીમાં બિછાનેવશ પડેલા દાસને ધારાસભામાં હાજર થવું જ જોઇયે, અને દેવી પોતે જ તેમને મોકલવા તત્પર થયા ડાકટરને

બોલાવી તેમણે કહ્યુ, કે "ગાડી કરો, ઝોળી કરો, ગમે તે બન્દોબસ્ત કરો, પણ એમને ધારાસભામા તો મોકલો જ એમણે એકવાર નિશ્ચય કર્યો એટલે પૃથ્વીપર એવી એકે શક્તિ નથી, જે એમને અટકાવે બીજો માર્ગ નહિ હોય તો એ ચાલીને જશે અને પછી એનુ ખરાબ પરિણામ તમારે જોવુ પડશે" આવુ નિરાડમ્બરી, શાન્ત, દૃઢ, પ્રસન્ન ધૈર્યવાન યુગલ જગતમા બીજે કયા જડે ?

ચિત્તરજનના ટીકાકારોએ તેમના ધ્યેય અને પદ્ધતિને જ નિંદ્યા છે એમ નથી એ ધ્યેય અને પદ્ધતિમા દભ, લાચ, રૂશ્વત, પક્ષાપક્ષી એ બધુ આરોપવા તેમણે વ્યર્થ પ્રયત્નો કર્યા છે અને એ લોકો ગમે ત્યાથી એવા આક્ષેપો ઉભા કરી તેને પ્રસિદ્ધિ આપતા પણ અચકાયા નથી ખાસ કરીને બગાળી ધારાસભામા સ્વરાજ પક્ષની બહુમતિ ન હતી ત્યારે પણ પ્રધાનોના પગાર નામજૂર કરાવવામા તેમને જે ફત્તેહ મળી તેથી ઘણા દુશ્મનો ફાવે તેવા તર્કો દોડાવવા લાગ્યા લાચથી સભ્યોને ફોડી પોતાના પક્ષમા આણવાના આવા અનેક આક્ષેપો સામે દાસે ટકાવ કર્યે રાખ્યો દરેક તક મળ્યે તે સ્પષ્ટીકરણ કરવા ચુકતા નહિ જાહેર રીતે તેમણે ખુબ ખુલાસા સુદ્ધા બહાર પાડયા હતા મહાત્માજીએ એ બાબતમા પૂછેલા પ્રશ્નોના પણ તેમણે સંતોષકારક જવાબો આપ્યા હતા આ બધી લડતમા, ધારાસભામા જવામા, લેશમાત્ર સ્વાર્થવૃત્તિ તેમણે સેવી ન્હોતી, એ તેમણે સ્વેચ્છાથી ભોગવેલા કષ્ટોથી અને સ્વેચ્છાએ છોડી દીધેલી પદવીથી સિદ્ધ થાય છે બગાળના ગવર્નરે, તેમની કેટલીક સરતો માન્ય રાખી પ્રધાન થવાનુ તેમને કહ્યુ હતુ, છતા સરકારની શાસનપદ્ધતિનો સડો જેને હૈયે સાલી રહ્યા હતો અને તેના સપૂર્ણ ખડન પછીજ નવુ મડનકાર્ય શરૂ કરવાના જેને કોડ હતા, એવા આગ્રહી દાસે પોતાની સર્વ સરતો કબુલ ન થાય તો તે મોટી પદવી લેવાની ચોખ્ખી ના કહી દીધી. તેમની અસાધારણ ફત્તેહથી જ ઇર્ષ્યાખોર લોકો કઇ કઇ દોષો શોધવા પ્રેરાયા હશે, અને ખરેખર એ તુમુલ યુદ્ધમા વિજય મેળવનારની શક્તિ બહુજ અસાધારણ હોવી જોઇએ

બગાળમા હિન્દુ મુસ્લીમ જાતિના સબધમા પણ ઘણા કિસ્સા બન્યે જાય છે તે સબધને સરળ અને નિર્મળ બનાવવાના ઘણા લોકોએ ઘણા પ્રયત્નો કર્યા છે પણ તેમાયે વિજયની વરમાળ તો ચિત્તરજનને જ આરોપાય મુસ્લીમો સાથે પ્રેમ-સબધ બધાય એ ખાતર તેમણે કેટલાય, ન્યાયની રીતે મળતા હક્ક જતા કરવા તત્પરતા બતાવી પ્રેમની રીતે અપાયલા ભોગોનો તો હિસાબ જ ન્હોતો ગાધીજીએ તેમને એ માટે ખુબ મુબારકબાદી આપી, જો કે ઘણે સ્થળેથી વિરોધી આક્ષેપો પણ મૂકાયા હતા ગાધીજીએ તો ત્યાગના શાસ્ત્રની ફીલસુફી બતાવી, પરતુ દાસે તો તેને સુન્દર રીતે મૂર્ત કરી સપૂર્ણતાએ પહોચાડી બતાવી મુસ્લીમોને પોતાને પક્ષે રાખવા તેમણે કેટલુ કુશળ પગલુ ભર્યુ હતુ, તેમનુ વર્તન કેવુ સમયોચિત હતુ, અને તેમની હાજરી કેટલી આવશ્યક હતી, તે ત્યાર પછીના મામલાએ સિદ્ધ કરી બતાવ્યુ છે

બગાળ ધારાસભાના નવા પ્રમુખ તરીકે પણ મુસ્લીમ સભ્યની ચુટણી થવી જોઇએ એમ તે માનતા હતા મુસ્લીમો સાથે આ રીતે સબધ બાધવામા, અગ્રેજોમા વિશ્વાસ રાખી વર્તવામાં અને છેવટે એ માર્ગે જ પોતાનુ મડનકાર્ય શરૂ કરવામા તેમની એક રાજદ્વારી પુરૂષ તરીકેની અપૂર્વ શક્તિની ઝાખી થાય છે "The one man in Bengal who combined vision with tact of the hour" (સમયોચિત કુનેહ સાથે આર્ષદૃષ્ટિ ધરાવનાર, સારા બગાળમા, એ એકજ પુરૂષ] એ અરવિદ ઘોષની ઉક્તિમા દાસના જીવન, લડત અને ફતેહનો કેવો આબાદ ઉકેલ છે !

## પ્રકરણ ૧૬

### કલકત્તા કોર્પોરેશનમાં

સાહિત્ય અને ધર્મના ક્ષેત્રોનો સુદ્ધાં ત્યાગ કરી એ રાજદ્વારી બાબતોમાં જ અકાગ્ર થયા ત્યારે પણ તેમની શક્તિ અને સમય રોકનાર એક બીજુ ક્ષેત્ર હતુ તે કલકત્તા શહેરની સેવાનુ, દેશ સેવા ઉપરાંત નગરસેવાનુ ધારાસભાની ચુંટણી પછી કલકત્તા કોર્પોરેશનની ચુંટણીમાં સ્વરાજવાદીઓએ પુંકળ જગ્યાઓ રોકી લીધી અને સ્વરાજપક્ષના નેતા દાસને કોર્પોરેશનના મેયરની ખુરશી લેવાનુ પ્રાપ્ત થયુ

મહાસભાના સભ્યોએ એ જગ્યાઓ લઇ નાગરિક અને રાજનૈતિક પ્રશ્નોનો ગુંચવાડો ઉભો કર્યો, એકમાં બીજાની દખલગીરી દાખલ કરી, એવા આક્ષેપોને દાસે પોતાના પહેલા જ ભાષણમાં ઉડાડી મૂક્યા કોર્પોરેશન નગરજનોની સેવા માટે હતુ અને કર ભરનારાના મતને આધારે જ મહાસભાના સભ્ય હોય તેમજ ન હોય તેવા સહુ તેમાં આવ્યા હતા સ્વરાજવાદીઓની બહુમતિવાળુ કોર્પોરેશન સરકાર વિરુદ્ધ અને યુરોપવાસીઓ વિરુદ્ધ કામકાજ ચલાવશે એવા પાયા વગરના અક્ષેપોનો જવાબ આપતા તેમણે કહ્યું કે 'સરકાર સાથે જો તકરારનો પ્રસંગ પડશે તો નાગરિક હક્કોનુ સંરક્ષણ કરતા કોર્પોરેશન ડરશે નહિ એ માત્ર યુરોપીઅનોના જ લત્તાની ખાસ દેખરેખ નહિ રાખે તેના કામનો વિસ્તાર અને વિકાસ સર્વદેશીય જ રહેશે તેમાં જાતિભેદને દૂર કરી નગરજનોના હિતને જ પ્રથમ સ્થાન આપવામાં આવશે'

કોર્પોરેશને હાથ ધરવાના કામોની એક યોજના પણ તેમણે તૈયાર કરી રાખી હતી તેમાં મુખ્ય નવ મુદ્દા હતા.

(૧) મફત પ્રાથમિક કેળવણી.
(૨) ગરીબો માટે મફત દવા અને દાકતરી મદદની સગવડ
(૩) સ્વચ્છ અને સોધા ખોરાક અને દૂધની સગવડ
(૪) ગાળેલા તેમજ અણગળ પાણીની વધારે સારી સગવડ
(૫) ગીર્દીવાળા અને બહુ વસ્તીવાળા ભાગના આરોગ્ય પ્રત્યે વધારે લક્ષ
(૬) ગરીબો માટે ઘરોની યોજના
(૭) પરાઓમા જમીનની ખીલવણી
(૮) અવર જવર, અને માલ લાવવા મોકલવાની વધારે સારી સગવડ
(૯) કોર્પોરેશનના અમલની ઓછા ખરચે કુશળતા.

આ મહાન્ કાર્યક્રમ ત્રણ વર્ષ જેટલી ટુકી મુદતમા તો પૂરો થાય તેવુ જ ન્હોતુ, છતાં જેટલુ થાય તેટલુ ઘણુ માની, તે માટે પ્રયત્નો કરવાના હતા મેયર થવાનુ સ્વરાજપક્ષના નેતા તરીકે અનિવાર્ય હોવાને લીધે જ તેમણે અચકાતે મને અને શકિત હૃદયે કબુલ કર્યું હતુ છતા એકવાર કોઇ કામ હાથ પર લીધુ એટલે તેની પાછળ જ તનમન ખરચી લાગવુ એ તેમનો સ્વભાવ હતો મેયર તરીકેની ફરજો તેમણે પુષ્કળ જહેમત ઉઠાવી બજાવ્યા કરી તેમનુ લથડતુ શરીર ને બગડતી તન્દુરસ્તી સુદ્ધા તેમને અટકાવી શકયા નહિ "લાબા વખત સુધી આ નવો બોજો તે સહી શકશે નહિ એવી મને દહેશત છે," એમ એક મિત્રે તેમને વિષે કહ્યુ હતુ કેવી ક્રૂર રીતે એ આગાહી સાચી ઠરી !

# પ્રકરણ ૧૭

## ફરીદપુર અસહકાર–સહકાર વચ્ચે

કોઇ પ્રચંડ વાવાઝોડુ પોતાના સહસ્ર હાથોથી વનને વીંઝી રહ્યુ હોય, ચારે દિશાએ વિનાશ પાથરી રહ્યુ હોય, સ્પર્શે સ્પર્શે વૃક્ષોના ઝુંડ ઉડી પડતા હોય અને ભીષણ ઉત્કાપાત થતો લાગતો હોય, ત્યારે કોઇ જામેલુ વિશાળ વૃક્ષ પોતાની ફેલાએલી ડાળીઓ સહિત એ તોફાન સામે એકલુ ઝઝવા મથી રહ્યુ હોય, એકાદ ડાળી પવનના જોસથી તૂટી પડતા કે અટવાઇ જતા નિર્બળતા વધતી હોય, અને સર્વનાશ સામે જ દેખાતો હોય, છતા ઝઝવાનુ ચાલુ જ રાખે—આવુ તુમુલ યુદ્ધ ચિત્તરંજનને અનુભવવુ પડયુ હતુ

સ્વરાજ પક્ષને જન્માવવાની, સ્થિર કરવાની અને તેનો પ્રચાર કરવાની મુસીબતો, જૂના જડ ઘાલી રહેલા મતો સામેના યુદ્ધો, નવા ઉગતા રાજક્રાન્તિના પક્ષને કાબુમા રાખવાની ચિંતાઓ, અને એ બધી મુશ્કેલીઓ ઓછી હોય તેમ પોતાની તૂટતી શારીરિક શક્તિની આપદાઓ છતા, દાસે એકાકી, અચળ વૃક્ષની જેમ ઝઝૂમ્યા કર્યું

પરંતુ એ મહાયુદ્ધ દરમિયાનની નીડરતામા, સાહસ અને શૌર્યભર્યા કાળમા યે કયારેક આશાના ઉતાર આવતા હશે, નિરાશાનુ કાળુ વાદળ બધા ઉજ્જવલ વાતાવરણને અંધકારમય બનાવી દેતુ હશે, ત્યારે અંદરના જ બળ પરની શ્રદ્ધા ખસી કોઇ બહારની શક્તિ પર ખુબ વિશ્વાસ બેસે તેવી પળો આવી હશે એ જાતનો વિશ્વાસ દાસને હિંદી વઝીર લોર્ડ બર્કનહેડમા બેઠો હતો, અને મૃત્યુએજ તેમના આશા અને વિશ્વાસને ખોટા ઠરતા અટકાવ્યા

એ વિશ્વાસ અને આશાનુ વાતાવરણ તેમના ફરીદપુરના ભાષણ દરમિયાન, તે પહેલાના અને તે પછીના કાળમા વ્યાપેલુ દેખાય છે અસહકારનુ યુદ્ધ કઇ અગ્રેજો પ્રત્યેના દ્વેષપર કે બધાજ અગ્રેજો જુઠ્ઠા, વચનભગી અને સ્વાર્થસાધુ છે એવી જૂઠી માન્યતા ઉપર મડાયુ જ ન્હોતુ જે લોકો એવી માન્યતા સેવતા હોય તે ચિત્તરજનને કે અસહકારને ઓળખી જ શકયા નથી એટલે અસહકારની તુમુલ લડત પછી લોર્ડ બર્કનહેડમા આટલો વિશ્વાસ લેશ માત્ર અસગત નથી અગ્રેજો સાથેનો તેમનો સબધ જરા યે ખરાબ ન્હોતો તેના અનેક દૃષ્ટાતો છે, એમા આ એક વધારે છે, અને એ વધારે પડતા વિશ્વાસ ( પ મોતીલાલ નેહરૂ અને મહાત્માજીને પણ એમજ લાગ્યુ હતુ ) ના મૂળ તેમની ત્યારની અવસ્થામા હતા એમ જોવાઇ ગયુ છે એ કાળે તેમનુ સઘળુ સામર્થ્ય લોર્ડ બર્કનહેડમાની શ્રદ્ધામા સમાઇ જતુ હતુ એજ આશાની ભૂમિ ઉપર તેમના ભવિષ્યના કાર્યક્રમનો પાયો હતો લડતની લાબી મુદત પછી તેમને સમાધાનના સ્વપ્નો દેખાતા હતા થોડી મુદતમા તે ખરા પડશે તેમ લાગતુ હતુ

ફરીદપુરમા મળેલી બગાળ પ્રાન્તિક પરિષદમા પ્રમુખના આસનેથી તેમણે પોતાની છેલ્લી મનોદશા બતાવી જે સ્વરાજની ભાવનાને તેમણે વર્ષો સુધી પોષ્યા કરી વિકસાવી હતી, તેને જ લક્ષમા રાખવાનુ તેમણે ભાર દઇ કહ્યુ પણ હિન્દ બ્રીટીશ સામ્રાજ્યની બહાર રહે કે અદર, એ બાબતમા તેમની વિશ્વસપ અને વિશ્વસગઠનની ભાવનાને લીધે તેમણે એમ સમજાવ્યુ કે બ્રીટીશ સામ્રાજ્યના સસ્થાનનુ પદ હિન્દને મળે તો પણ ઇષ્ટ છે

સરકારની દમનનીતિની તેમણે તે વખતે પણ ઝાટકણી કાઢી હતી ૧૯૧૯ના સુધારાથી લોકતત્રના ધોરણમા એક પગલુ પણ આગળ વધાયુ નથી, પ્રધાનોને અવિશ્વાસથીજ રાખવામા આવે છે, અને વસ્તુત સુપ્રત વિષયોની વાત એક મોટુ પોકળ છે એમ પણ તેમણે કહ્યુ હતુ છતા સહકાર કોઇક હેતુ માટે છે, ધ્યેય માટે છે અને એ ધ્યેય સિદ્ધ થાય તેમ હોય તો સહકાર પણ ઇષ્ટ છે—જો બન્ને પક્ષો સમાન હોય

અને પરમ્પર માન સાચવવા તૈયાર હોય તો જો ખરેખર વૃત્તિ-પલટો થાય, પરસ્પર વિશ્વાસ બંધાય અને સલાહ સંપથી કામ કરવાની તૈયારી થાય તો સમાધાન થઇ શકે અને તે દિવસ દૂર નથી એવી તેમણે આશા પણ બતાવી એ સમાધાનની વિગતોમા નિરર્થક ન ઉતરતા, જો સમાધાન થાય જ નહી તો કાયદાનો સવિનય ભંગ એ જ એક માર્ગ રહેશે એમ પણ તેમણે સ્પષ્ટ કહ્યું હતુ

તેમના આ ભાષણમા ઘણાને દાસમા ત્યારસુધી ન દેખાએલી ને વધારે પડતી નરમાશ માલમ પડી ઘણાને તેમા ડગમગતા ઇચ્છાબળનુ ભાન થયુ ઘણાને તેમા સમાધાન માટેની અધીરાઇ દેખાઇ પરન્તુ જે લોકો ચિત્તરંજનને પીછાનતા, તેનુ અંતર સમજતા અને તેનો હેતુ જાણતા, તેઓએ ચોક્કસ માન્યુ કે આમા નબળાઇ, અઘટિત નરમાશ કે અધીરાઇ ન્હોતા તેમની આગલી લડત એક ચોક્કસ મુદ્દા માટે હતી, અને મુદ્દો હાથ લાગે પછી લડતની જરૂર ન જ હોય એટલેજ એ જૂની ખંડનનીતિ પછીની નવી મંડનનીતિ-તદ્દન સ્વાભાવિક લાગે તેમની પદ્ધતિ માત્ર ખંડનની ન્હોતી પણ એક ડગમગતી મ્હેલાતનો નાશ કર્યા પછી એની એ જ મજબૂત જમીન પર એક આલીશાન ઇમારતનુ મંડન કરવાની હતી અને તેજ ધ્વનિ આ ભાષણમા સંભળાય છે દાસના શબ્દો અને તેમના પ્રખ્યાત નિવેદનોના અર્થ જુદા જુદા મતવાળા સગવડ પ્રમાણે જુદા જુદા કરે, છતા ઉપર કહ્યા તેજ તેનો ખરો અર્થ હોવો જોઇએ એમ તેમનુ જીવન જોતા જણાય છે

એ ભાષણમા તેમણે પોતાના છેલ્લા મતો દર્શાવ્યા હતા પછીની જુમ્મેદારી સરકારને શિર છે એમ તેમણે ગણ્યુ તેમણે તો તદ્દન સ્પષ્ટ અને સીધી રીતે, જે ભાવના માટે લડત ચાલતી હતી તેનો અને તેને સિદ્ધ કરવાની શ્રેષ્ઠ પદ્ધતિનો પૂરો ખ્યાલ આપ્યો હતો પોતાની માગણી બરાબર રજુ કરી હતી પણ તે માગણી હતી જ નહિ માગણીમાં સરતો ન હોય પણ આમા તો હતી સરતો જો ન પળાય તો સવિનય ભંગનુ શસ્ત્ર તૈયાર જ હતુ સવિનય ભંગમા આટલી શ્રદ્ધા જેને હોય, નિર્બળ-સબળ

સહુનુ તે એકજ નૈતિક શસ્ત્ર છે એમ જે માને, તેને અસહકારમા ડગમગતો વિશ્વાસ હોય એ સભવે જ શી રીતે? મહાત્મા ગાધી તેમના ગુરૂ હતા. એ ગુરૂચરણે બેસી તે સત્ય, અહિસા અને અસહકારના પાઠ ન ભૂલાય તેમ ભણ્યા હતા એકવાર કોઇ નિકટના મિત્રે તેમના ગુરૂ ગાધીજીની ખોટી અને સખ્ત નિદા કરી તેથી દાસે તે મિત્ર સાથેનો જન્મભરનો સબધ તોડી નાખ્યો હતો એટલો પ્રબળ વિશ્વાસ તેમને અસહકારના પિતામા હતો માત્ર ગાધીજીમા જ નહિ પણ પોતાની જોડેના બીજા કાર્યકર્તાઓમા પણ તેમને વિશ્વાસ હતો એક વાર સર આસુતોશ ચૌધરીએ એક વાત કહી કે સરકાર એમ માને છે કે હિન્દના નેતાઓમા ભાગ્યેજ કોઇ એવો હશે જેને સરકાર પોતાને પક્ષે ખરીદી લઇ શકે નહિ દાસે આ સાભળી તરત જ પ્રત્યુત્તર આપેલો કે 'સરકારે એવા તરગ દોડાવતા પહેલા અસહકારના નેતાઓને ચકાસી જોવા જોઇએ'

મહાત્માજી, અસહકારના નેતાઓ, અહિસા, સત્ય, અસહકાર, એ બધામા આટલો વિશ્વાસ રાખનારને પોતાની નીતિમાથી ચલિત થએલ કેમ કહેવાય? પણ એટલુ સમજાવુ જોઇએ કે અસહકાર એ નિરતર ચાલ્યા કરે તેવી લડત નથી જે હેતુ ખાતર અસહકાર થાય તે હેતુ પાર પડતા અસહકાર પણ દૂરજ થાય ચિત્તરજનને હેતુ પાર પાડવાનો દિવસ બહુ નજીક લાગ્યો હતો અને તેમણે માનનીય અસહકારનુ કહેણુ મોકલ્યુ કારણ લોર્ડ બર્કનહેડમા વિશ્વાસ આવ્યો તમામ અગ્રેજોની વિરૂદ્ધજ દાસ હતા એમ માનનારા ઘણા હશે, પણ તે માન્યતા ભ્રમ ભરેલી છે તેમના અગત પરિચયમા આવનાર અગ્રેજો જ તે વાત માને નહિ તે માત્ર નોકરશાહીની પદ્ધતિને ખરાબ માનતા અને તેનો સખ્ત વિરોધ કરી તોડવા મથતા ખુદ અગ્રેજ પ્રજા સામે તેમને કઇજ ન હતુ ઉલટુ, યુરોપવાસીઓમાના ઘણાને તેમની સાથે ગાઢ મૈત્રી હતી પણ એ મૈત્રી જ્યા સમાનતા હોય ત્યાજ થતી જ્યા હિન્દુઓને હલકા ગણી, જૂદા કાઢી, અપમાન કરવામા આવતુ ત્યા તે જતા નહિ, સ્વમાનમાં તેમનુ શિર ઉન્નતજ રહેતુ

ગમે તે અંગ્રેજ અમલદાર સમક્ષ તે નિર્ભયતાથી સાચા શબ્દો સુણાવી શકતા અને ૧૯૧૦મા જ્યારે મોન્ટેગ્યુ હિંદમા આવ્યા ત્યારે તેમને રાજકીય પરિસ્થિતિ વિષે ચર્ચા કરવા બોલાવવામા આવ્યા હતા હિંદ સ્વરાજ માટે લાયક છે કે નહિ એ ચર્ચા થતા ગવર્નરે કહ્યુ કે અત્યારે હિન્દ તેને લાયક નથી ચિત્તરંજનથી આ સહ્યુ ગયુ નહિ તેમણે કહ્યુ "હિન્દને કેળવીને સુધારી દેવાની જવાબદારી સેંકડો વરસ સુધી વહોર્યા પછી પણ હિન્દ નાલાયક રહ્યુ હોય તો દોષ હિન્દનો તો નથી જ" આ સત્ય અને નિર્ભય શબ્દોથી ગવર્નરને ખુબ મજાહ પડી અને બન્નેએ કલાકો સુધી હિન્દના હિતને લગતી અને બીજી અગત્યની વાતો કર્યા કરી

એકવાર દાસ પૂજાના દિવસો દરમિયાન ઇગ્લાડમા હતા ત્યારે કેટલાક બંગાળી મિત્રોએ લોર્ડ મોર્લી સાથે તેમની પીછાન કરાવી લોર્ડ મોર્લીએ પૂછ્યુ "તમે દેશી છો એમ ?" "બેશક, દેશી જ છુ" એવા નિખાલસ જવાબના લોર્ડ મોર્લી પર ખુબ સુન્દર અસર થઇ હતી, અને સર લોરેન્સ જેનકીન્સ, જે દાસના સારા પરિચયમા આવ્યા હતા, તેની પાસે એમણે ખુબ પ્રશંસા કરી સર લોરેન્સથી કહ્યા વિના રહેવાયુ નહિ કે "આ માણસને તમારી સરકાર દેશનિકાલ કરવા માગતી હતી !"

ખરેખરા સત્ય અને સ્વાતંત્ર્યપ્રિય અંગ્રેજોને દાસની નીડરતા અને નીખાલસતા પ્રત્યે ખુબ માન થતુ છતા તેલ પાણી ન મળે તેવુ પણ વણીનાર બનતુ જે અંગ્રેજો હિંદ આવ્યા પછી સત્તાના મદમા દેશીઓનો અનાદર કરતા તે સાથે જ દાસ ભળતા નહિ તેમનુ સ્વમાનનુ ભાન પણ તેટલુ જ તીવ્ર હતુ પણ જ્યા સામે પક્ષેથી સરખો જ ભાવ બતાવાય, પરસ્પર માન જળવાય, ત્યા તે બહુ જ ભળી જતા એ જાતના માણસ તે લોર્ડ બર્કનહેડને ધારતા બર્કનહેડ જરૂર કઇક સારૂ કરશે જ એવો તેમને પ્રબળ વિશ્વાસ હતો બન્નેએ એક બીજા ઉપર ખુબ અસર કરી હતી એજ અસરના પ્રભાવે નજીકમા જ સમાધાનનો દિવસ આવે છે એવી આશાનુ કિરણ દાસને મળતુ એ આશામા જ તેમને

સ્વરાજ, એશીઆનુ સગઠન, વિશ્વ સગઠન, વગેરે સહુ સ્વપ્ના ખરા પડવાની વેળા આવતી દેખાઇ એ આશામા તેમની રાજકીય ફીલસુફીની મડનાત્મક બાજુ દેખાવાની હતી એ આશાથી જ સહકાર સાથે હિન્દના હિત માટે સતત કામ થનાર હતુ

જડ હકીકતોની આ ક્રૂર દુનિયાની જેમ આશાઓની પણ કોઇ દુનિયા હોય તો ત્યા એ સ્વપ્નો જીવતા હશે પરન્તુ મનુષ્યોના વ્યવહારની દુનિયામા લોર્ડ બર્કનહેડ ચિત્તરજનને નિરાશ કરે, દાસના આશા–સ્વપ્નો તૂટી પડે, અને તે ફરી જગે ચડે, તે દિન એક વિપરીત કારણથી ન જ આવ્યો ક્રૂર મૃત્યુદેવ, જે અનેક માનવોને હણે છે તેણે દાસની આશાઓને હણી નહિ તેણે તો દાસના પ્રાણ જ લીધા

# પ્રકરણ ૧૮

## શેષ દિનો

વધતી જતી ઉમ્મર, વધતી જતી ફરજો અને વધતી જતી ચિન્તાઓના ભારે ચિત્તરજનની બગડતી તબિયત વધારે બગડતી ચાલી કુટુબની સેવાથી, કલકત્તા શહેરની સેવાથી, બગાળ દેશની સેવાથી, અને સમસ્ત હિન્દની સેવાથી તેમને ઘસારો લાગતો જ ગયો અને છતા દાસે શરીરનો થોડો જ વિચાર કર્યો તેમણે કામ પૂરેપૂરૂ કરી બતાવવાનુ જ નજર સમક્ષ રાખ્યુ હતુ કોઇ બધન કે અવરોધ સહેવાય જ નહિ એવા સ્વભાવને લીધે, પદ્ધતિઓના દોષો જોઇ, સમાજ કે રાજનીતિમા જે ઉત્સાહ, ખત અને નીડરતાથી તે આવરણો સામે દાસ ઝઝૂમ્યા, એવાજ ઉત્સાહથી તેમણે પેલી પ્રાણહારક માદગી સામે પણ સતત લડત શરૂ કરી કયારેક પોતાના કામમા જ ધ્યાન રાખી નાદુરસ્તીને ગણકારતા જ નહિ તો કયારેક તેના હુકમને આધીન થઇ હવાફેર માટે કયાક જઇ રહેતા પણ ત્યાયે તે આરામ લઇ શકતા જ નહિ તે આરામ લેજ નહિ એમ લોકો પણ માની બેઠા હતા દાસ હવાફેર માટે યુરોપ જનાર છે એમ જ્યારે અફવા ફેલાઇ હતી ત્યારે દાસનુ પ્રવૃત્ત જ રહેનારૂ મન જાણનાર લોકોએ કઇ કઇ કુતર્કો કર્યા અને આખરે ડાકટરો-એ નિવેદન બહાર પાડયુ કે અફવા તદ્દન જૂઠી, બીનપાયાદાર છે દાસ સીમલાના કોઇ બગલામા હોય, પટનામા રહેતા હોય, કે દાર્જીલિગની ટેકરી પરના 'સ્ટેપ એસાઇડ' બગલામા હોય, છતા તેમના સહસ્ર હાથ જેવા તરૂણ મદદનીશોની સાથે ખૂબ કામમા મચી જ રહ્યા હોય માદગીના બીછાનામા યે દાસને દેશસેવા, ગ્રામ્ય સગઠન, ન્હાના ઉદ્યોગોની વ્યવસ્થા, કે કોર્પોરેશન અગેની



દાર્જીલીંગમાં આરામ શોધતા બિમાર દેશબંધુ

કઈક યોજના ઉપર તે વિચાર કરવા કે મસલત કરવા મડ્યા જ હોય. અને દાસ પોતેજ કામ કરતા એમ નહિ તેમની સાથે સદાય ખડુ રહેનાર પેલુ વફાદાર સહાયક દલ તો હોયજ એ રીતે સહસ્ર-બાહુ બની તેમણે વિજય પર વિજય મેળવ્યા હતા લોકમાન્યને કે ખુદ મહાત્માજીને જે સુભટોનુ પ્રબલ વિપુલ દળ લાધ્યુ નહિ તેવુ એક દળ દાસનો તો પડ્યો બોલ ઝીલવા ઉભે પગે રહેતુ કોઇ પણ નેતાને ભૂતકાળમા ન્હોતો તેવો કાબુ એ દળ ઉપર ચિત્તરજનનો હતો અને એ કાબુની કુચી દાસના, તેમની પ્રત્યેના વર્તનમા હતી તેમના 'વફાદાર દળ'ના કાર્યની પ્રતીક્ષા કરતા તે બેસી રહેતા તે દરમીયાન તેમને એવો પ્રબળ વિશ્વાસ હતો કે એ વીરગણનો જય નિશ્ચય છે એ વિશ્વાસ તેમના જીવનના છેલ્લા દિવસો પર્યંત અખડ રહ્યો હતો દાર્જીલિંગમા રામ તારણ બાબુને દેશબધુએ કહ્યુ હતુ કે "મારી જેટલી આશા, અને સવિનય ભગ માટેની જેટલી નિર્ભયતા છે તેનુ કારણ હુ જાણુ છુ મારી પાસે એક એવુ સયમી, સુવ્યવસ્થિત અને સ્વાર્થશૂન્ય કામ કરનાર સૈન્ય છે કે જે મારા વચન પર પોતાના પ્રાણ પણ નિસાર કરી દઇ શકે"

હકીકત એ છે કે વિજય હમેશા દેશબધુની પાછળ ફરતો તેમના પ્રેમનુ આકર્ષણ એટલુ હતુ કે એક માત્ર ઇસારાથી મહા બલશાલી જૂથ એકઠુ થઇ જતુ તેમના અલૌકિક સ્નેહનો એવો પ્રભાવ હતો કે અદર અદર વિરોધવાળા પણ તેમની પાસે સીધા થઇ રહેતા, વાઘ–બકરી એક આરે પાણી પીએ તેવુ દૃશ્ય બની જતુ

એક વેળા અનિલબાબુ, વસતબાબુ, હેમેદ્રકુમાર મુખોપાધ્યાય વગેરે 'દળ'ના બળશાળી સુભટ્ટોની હાજરીમા દેશબધુને એક અગ્રેજ બાનુએ કહ્યુ "તમે આટલા કોમળ છો છતા તમારો વિજય કેટલો પ્રબલ હોય છે !" ત્યારે દેશબધુએ પેલા યુવક ગણ તરફ હાથ બતાવી કહ્યુ "એ બધુ આ વફાદાર દલની સહાયના બળે બનેછે" દેશબધુનો આવો વિશ્વાસ ને આટલી પ્રશસા છતા તે દળ તો એમજ માનતુ કે એ આખા દળના કુશળ કારીગર તો દાસજ છે, ને કાર્ય કરનારા માત્ર તેના કૌશલ્યને પ્રભાવે તેનાથી

હાલતા ચાલતા પુતળા માત્ર જ છે આવી માન્યતાનુ કારણુ પણુ સ્પષ્ટ હતુ જ્યારે પેલી પ્રખ્યાત હડતાળ પડી હતી તે દિવસ કલકત્તા નગરીમા ઘૂમી ઘૂમીને શાતિ સાચવનારા એ ઉપ વાસી અને થાકેલા સામતોને દેશબધુએ બરાબર અધરાતે પોતે સ્વહસ્તે પીરસી પીરસીને અને માતાની માફક પાસે બેસી જમા ડ્યા હતા ! મૂર્તિમત દેશમાતા શા વાસતી દેવી પણુ સહુને પીરસતા હતા !

જ્યા આવા સ્નેહ–વાત્સલ્ય અને કોમળતા ઝરતા હોય ત્યા પોતાના પ્રાણુ પાથરવા કોણુ ન તત્પર રહે ? જેવી પ્રીતિ ચિત્ત-રજન અને વાસતી દેવીએ યુવકગણુ પર વરસાવી તેવીજ ભક્તિ પાછી વાળતા એ તરૂણુ બગાળના ઉગતા હીરા પોતાને કૃતકૃત્ય થતા માનતા

અને દેશબધુ ? અશક્તિ, ઉમ્મર અને નાદુરસ્તીના વધારા છતા તેમણે આરામને સ્થળે આરામ કર્યો ન્હોતો, પોતાના શોખ પૂર્યા ન્હોતા, કે બીજાને ખાતર ભોગ આપવાનુ ચૂક્યા ન્હોતા તેમનુ કામકાજ અનવરત ચાલુ રહેતુ તેમનુ હાસ્ય સદાય ગાજ્યા કરતુ તેમનુ હૃદય સદાય દ્રવ્યા કરતુ ન તેમનો ભક્તિભાવ ઘટ્યો હતો, કે ન તેની કવિતાના સ્રોતનુ ઝરણુ સુકાયુ હતુ બીછાનામા યે વૈષ્ણવ પથની, પોતાના ગુરૂની ને કાવ્યોની એ ઉત્સાહભેર વાતો કરતા તેમના ઓશીકા આગળ રાધાસ્વામી મતનુ એક પુસ્તક તે કાયમ રાખતા અને એકાતમા તેમાથી ભજન કરતા ગાધીજીને "ગુરૂ–ચરણે" કાવ્યનુ સમર્પણુ કરતા દાન, ધર્મ અને ત્યાગને તે ફકીર બન્યા છતા વીસર્યા ન્હોતા અને સદાયે સહુમા પોતાના વ્યક્તિત્વની ભુરકી નાખનારૂ તેજ કદાપિ ઘટ્યુ ન હતુ

તેમના છેલ્લા દિવસોમા તો વળી તેમની સ્વાભાવિક મધુરતા ઉપરાતનુ કોઇ અદ્દભુત ને ઉમદા મિષ્ટ તત્ત્વ ભળ્યુ હતુ પ્રથમ ચોધરીને તેનો અનુભવ થયો હતો મહાદેવ દેસાઇએ તે જાણ્યુ હતુ મહાત્મા ગાંધીએ તે પ્રીછ્યુ હતુ

ગાંધીજી ખાસ દાસને મળવા ખાતરજ તેમના મહેમાન થઇ દાર્જીલીંગ ગયા ત્યારના પોતાના અનુભવોની નોધ તેમણે આપી

છે લેખના વિષયનો અને લખનારનો એથી સુન્દરતર અને મહત્તર બીજો કયો સુયોગ હોય ! તા. ૨૧મી જુન ૧૯૨૫ના નવજીવનમા ગાધીજીએ લખી રાખેલો લેખ પ્રસિદ્ધ થયો, તેમા તેઓ લખે છે

"પણ મારો આનન્દ પરમાવધિએ તો શ્રીમતી વાસન્તીદેવીને કાતતા શીખતા જોઇને અને માદગી સિવાય દરરોજ ધર્મભાવના-પૂર્વક ઓછામા ઓછો અરધો કલાક કાતવાની પ્રતિજ્ઞા લેતા જોઇને પહોચ્યો. તેમના પુત્રીએ તો કાતવાનુ કયારનુ શીખી લીધુ છે પણ પોતે હજુ સુધી તે તરફ કઇક દુર્લક્ષ રાખેલુ હવે તેમણે રેટીઆને અપનાવ્યો છે અને રેટીઆ ઉપરાત તકલી ઉપર કાતવાનુ પણ માત્ર દસજ મીનીટમા શીખી લઇને તેમણે કાતવા માડ્યુ છે દેશબધુના બ્હેન શ્રીમતી ઉર્મિલા દેવી અને તેમના છોકરાઓ તો આજે કેટલાક વખતથી નિયમિતપણે કાતે છે, અને દેશબધુએ પોતે પણ, અમે દાર્જીલીંગ હતા તે દરમ્યાન તકલી ઉપર કાતવા માડ્યુ, જો કે આ કામ તેમને સરકારને હરાવવા અગર તો અસીલો માટે કેસો જીતવાના કામ કરતા વધુ મુશ્કેલ જણાયુ શ્રી વાસન્તી દેવીએ દેશબધુની વકીલાત કરતા મને કહ્યું, "એમને તો ઇસકોત્રાની કળ પણ કે દી' ઉઘાડતાં આવડી છે ? હુ જ એમને ઉઘાડી દઉ ત્યારે થાય તેથી જ તો આટલુ કાતતા એમને આટલુ ભારે થઇ પડ્યુ છે તે આપ જોઇ શકો છો પણ દેશબધુએ તો મને ખાત્રી આપી છે કે પોતે કાતવાનુ શીખી લેશે છોડવાના નથી પઢણામા હતા ત્યારે પણ તેમણે શીખવાનુ શરૂ કરેલુ પણ માદગીને લીધે તે અધવચ જ અટકી પડ્યુ તેમણે મને કહ્યુ કે "રેટીઆમા મને પૂરેપૂરી શ્રદ્ધા છે અને તેને દેશમાં જમા-વવાને હર રસ્તે તેની સહાયતા કરવા હુ માગુ છુ" કલકત્તાના આ મેયરનુ આખુ ઘર દાર્જીલિગ જેવા હવા ખાવાના સુધરેલા શહેરમા કાતતુ અને ચોમેર કાતવાનુ વાતાવરણ પેદા કરતુ જોઇ હરખના આસુ આવે એમ હતુ દેશબધુની ખાદી હવે કઇ પ્રસગ પૂરતા વાપરની વસ્તુ રહી નથી એ તો એમના જીવનનુ અગ બની ગઇ છે. તેઓ મને કહે છે કે હવે પોતે પરદેશી અગર મીલબજારના કાપડ ઉપર પાછા જવા ઇચ્છે તો પણ તેમને તેમ કરવુ મુશ્કેલ થઇ પડે"

આ પછીના અઠવાડીયાના નવજીવનમા ગાધીજીએ લખ્યુ હતુ કે

" દેશબન્ધુ ભવ્ય હતા તેવા જ ભલા હતા એનો પૂર્ણ અનુભવ મને દાર્જીલિગમા થયો તેમણે ધર્મની વાતો કરી પોતાની ઉપર જેની ઊંડી છાપ પડી હતી તેની વાતો કરી તેમને ધર્મનુ અનુભવ જ્ઞાન મેળવવાની હોશ હતી 'બીજા દેશમા ગમે તેમ હો પણ આ દેશમા તો શાતિનો જ માર્ગ તારનારો છે હુ અહીના જુવાનોને બતાવી દઈશ કે, શાતિને માર્ગે આપણે સ્વરાજ મેળવી શકીએ છીએ આપણે ભલા થઈશુ તો અગ્રેજોને ભલા કરીશુ આ અધકારમા ને દભમા સત્ય સિવાય બીજો માર્ગ હુ નથી જોતો બીજાની આપણે જરૂર પણ નથી હુ બધા પક્ષોને મેળવવા ઇચ્છુ છુ અડચણ માત્ર એ છે કે આપણા લોકો ભીરૂ છે તેઓને મેળવવા જતા આપણે પડ ભીરૂ બનવાનો ઘાટ બને છે તુ તો બધાને મેળવવાની કોશીશ કરજે—ને મળજે—છાપાના અધિપતિને સમજાવજે, કે નકામી મારી કને સ્વરાજદળની નિદા કરવાથી શો લાભ છે ? મે ભૂલ કરી હોય, મે કઈ ખોટુ કર્મ કર્યુ હોય, તો મને બતાવે હુ સતોષ ન આપુ તો પછી ભલે મને પેટ ભરીને નિદે તાર રેટીઓ હુ દહાડે દહાડે વધારે સમજુ છુ મારો ખભો દુખતો ન હોય ને હુ આમા ઢોઠ ન હોઉ તો તુરત શીખુ આવડયા પછી નિયમસર ચલાવતા મને કટાળો નહિ આવે પણ શીખતા કટાળો આવે છે જોને તાર તુટયા કરે છે' 'પણ તમે એવુ કેમ બોલી શકો ? સ્વરાજને ખાતર શુ ન કરી શકો ?' 'હા, હા, એ તો છે જ હુ શીખવાની કયા ના પાડુ છુ ? પણ મારી મુસ્કેલી બતાવુ છુ પૂછ વાસન્તી દેવીને કે આવા કામમા હું કેવો ઢોઠ છુ !' વાસતી દેવીએ ટાપશી પૂરી કે, 'એ વાત સાચી છે પોતાનો ઇસ્કોતરો ખોલવો હોય તો ચાવી લગાડવા મારે આવવુ પડે !' હુ બોલ્યો, 'એ તો તમારી લુચ્ચાઇ ! એમ કરીને જાણે તમે દેશબન્ધુને અપગ રાખ્યા, કે જેથી સદાય તમારી ખુશામત કરવી પડે ને તમારી ઉપર આધાર રાખવો પડે !' હસાહસથી ઓરડો ગાજી રહ્યો દેશબન્ધુ વચ્ચે પડયા, 'એક મહિના પછી પરીક્ષા

લેજે ત્યારે હુ દોરડા નહિ ખેચતો હોઉં ’ આવા વિનોદો બધા વર્ણવવા બેસુ તો અત આવે એમ નથી

મારા ઉપરનો તેમનો પ્રેમ હુ અનુભવી રહ્યો હતો તેનુ કઇક ચિત્ર ન આપુ તો હુ નગુણો ગણાઉં ઝીણામા ઝીણી બાબતો વિષે તેઓ સભાળ રાખતાં મેવો કલકત્તેથી જાતે મગાવે દાર્જીલિંગમા બકરીનુ દૂધ મેળવવુ મુશ્કેલ પડે તેથી છેક તળેટીએથી પાચ બકરા ભેળા કરી ઘેર બાધ્યા મારી હાજતની એક પણ વસ્તુ વિના ન જ ચલાવાય અમારી કોટડી વચ્ચે તો માત્ર દિવાલ જ હતી સવાર પડે એટલે નવરા થઇને મારી રાહ જોતા જ હોય પોતે ખાટલે હોય કેમકે ખાટલો તો તો છૂટયો જ નહોતો મારી પલાઠી વાળી બેસવાની આદત જાણે, તેથી ખુરસીએ ન બેસવા દેતા, ખાટલા ઉપર પોતાની સામે મને બેસાડે, ગાદલા ઉપર કઇક ખાસ પથરાવે ને તકીઓ પણ મૂકાવે મારાથી વિનોદ કર્યા વિના ન જ રહેવાયુ ‘ મને આ દેખાવ તો ચાળીશ વર્ષો પૂર્વેનુ સ્મરણ કરાવે છે હુ જ્યારે પરણ્યો ત્યારે અમે વરવહુ આમ એક બાક પર બેઠા હતા અહીં હવે હાથ મેળવવનુ બાકી રહ્યુ છે ’ હુ આટલુ બોલ્યોને દેશબન્ધુના ખડખડાટ હાસ્યથી આખુ ઘર ગાજી રહ્યુ દેશબધુનુ હસવુ જ્યારે થાય ત્યારે તેનો અવાજ દૂર પહોચે જ

દેશબધુનુ હૃદય દિવસે દિવસે કોમળ થતુ જતુ હતુ તેમને રૂઢિ પ્રમાણે માસમચ્છીનો આહાર કરવાનો બાધ નહોતો છતા જ્યારે અસહકાર શરૂ થયો ત્યારે માસાહાર મદ્યપાન અને તમાકુ ત્રણે વસ્તુનો તેમણે ત્યાગ કર્યો હતો પાછળથી વળી તે દાખલ થએલા પણ તેમની વૃત્તિઓ એ વસ્તુઓ છોડવા તરફ રહેતી હમણા વળી એક રાધાસ્વામી સપ્રદાયના સાધુના પ્રસગમા આવેલા ત્યારથી નિરામિષ ભોજનની તાલાવેલી વધેલી હતી તેથી મારૂ જ્યારે દાર્જીલિંગ જવાનુ થયુ ત્યારે તેમણે નિરામિષ ભોજનનો પ્રયોગ શરૂ કર્યો ને મારા રહેતા સુધી, ઘરમા માસમચ્છી આવતા બધ કર્યા મને અનેક વેળા કહ્યુ ‘ જો મારાથી બની શકશે તો તો હુ હવે પછી મુખમા માસમચ્છી નહિ ખાઉં હુ સમજુ છુ, કે

તેથી આપણી આધ્યાત્મિક ઉન્નતિમાં ખલેલ પહોંચે છે મારા મને ખાસ કહ્યું છે કે મારી સાધનાને અર્થે મારે માંસાહાર છોડવોજ જોઇએ '

આ સહુ પ્રસંગોમાં ચિત્તરંજનના વધતા જતા કોમલતા, આધ્યાત્મિકતા, મધુરતા અને વિનોદ સ્પષ્ટ અને સુરેખ તરી નીકળે છે નાદુરસ્તીએ તે સુન્દર, આકર્ષક અંશોને ચીઢીઆપણામાં ગુસ્સામાં, સ્વાર્થવૃત્તિમાં કે નાદાનીમાં ફેરવી નાખ્યા નહોતા ગામડાં, માતૃભૂમિ, અસહકાર અને ખાદી કે સ્વરાજ ગમે તે માટે ભોગ આપવાની તત્પરતા વધતીજ ચાલી હતી

નવજીવનના એ જ અંકમાંથી શ્રી મહાદેવ દેસાઇએ નોંધેલાં સ્મરણોમાંથી થોડાં ઉતારવા જેવાં છે

"અમે મંગળવારે નીકળવાના હતા સોમવારે રાત્રે નિયમ પ્રમાણે તેમને ટાઢ ચઢી અને તાવ આવ્યો તાવ આવે એટલે તેમનાં અંગ ફાટતાં હતાં ગાંધીજીએ તેમનાં અંગ દાબવા શરૂ કર્યાં થોડીવારે ગાંધીજીને મે વિનતિ કરી કે મને દાબવા દો એટલે દેશબંધુ હસતા હસતા કહે, 'હા, મારે હવે પરીક્ષા કરવી પડશે કે કોણ ચઢી જાયછે મને લાગેછે છે કે નાફેરવાદીઓમાં સૌથી સરસ પગચંપી કરનાર અને અંગ દાબનાર તો મણિલાલ કોઠારી છે મારો વાલો મને કહે 'મરો પ્રાણ લો પણ વોટ નહિ" ટાઢતો સારી પેઠે ચડતી હતી, પણ ભાઈ મણિલાલની પક્ષ નિષ્ઠાની આ વાત કરીને પોતે ખૂબ હસ્યા અને અમને સૌને ખૂબ હસાવ્યા તેમના શરીરમાં થતી અસહ્ય વેદનાને તેઓ આસપાસનાને હસીને અને હસાવીને ભૂલાવતા મંગળવારે સવારે એ ચોર તાવ પાછો અદૃશ્ય થયો હતો ગાંધીજી પથારીમાં સામેજ બેઠા હતા અનેક જણો તેમના નાનકડા ઓરડામાં ગાંધીજીને જોઇને ઘુસી જતા તેમની સામે ચીઢાયા વિના, હસતા હસતા તેમને આવવા દે, ગાંધીજીને કહે 'મારે ઘેર આવીને આટલું કમાયા મને કમીશન મળવું જોઇએ '

ગાંધીજી કહે, 'તમારૂં કમીશન આ ફુલના ઢગલા' 'આખરે

વાણિયા ખરાને !' એમ કહીને પાછુ દેશબંધુએ પોતાના હાસ્યથી ઘર ગજાવ્યુ

*

પછી બંગાળના અનેક માણસો વિષે વાતો કરી—આશ્ચર્ય કારક નિખાલસતાથી વાતો કરી ગાંધીજીને બે દિવસ રહેવુ હતુ તેમણે અને વાસંતીદેવીએ અનેક તારો કરીને તેમનો કાર્યક્રમ બદલાવ્યો, અને ત્રણ દિવસ વધારે રાખ્યા એટલે બંગાળમા ખાદીનુ કામ પાકે પાયે મૂકવાને માટે ગાંધીજીએ તેમને કહ્યુ અને તે માટે સતીશબાબુએ અને તેમણે મળી યોજના કરવી એમ ઠર્યુ સતીશબાબુને રહેવાની ગોઠવણ ક્યાં કરીએ ? એમ ગાંધીજીએ પૂછતા વેંત દાસબાબુએ કહ્યુ "આપણે ત્યા" ગાંધીજી કહે 'હવે તો ભીડ થશે, એક તસુ જગ્યા ય ખાલી રહી નથી ભીડ શેની ? હુ એક ઓરડો કહો તો ખાલી કરાવુ નહિ તો આપણી સૌની સાથે તે પણ રહેશે ' સાંજે સતીશબાબુને જરા ટાઢ ચડી હતી તેઓ નીચે બેઠેલા હતા તેમને પોતાનો ગરમ કોટ જોઇતો હતો નીચેથી માણસ મોકલવાને બદલે દેશબંધુ પોતે કોટ લેવા માળ ઉપર આવ્યા, મારી પાસે કોટ શોધાવ્યો, અને હુ લઇ જનો હતો, પણ મને અટકાવીને પોતે લઇ ગયા ગત્રે મને કહે 'આપણી પાસે વધારે પલંગ નથી આ મારો પલંગ છે તે સતીશબાબુને માટે પેલા ઓરડામા લેવડાવો હુ તો નીચે પણ સૂઇ શકુ છુ !' લગભગ આખો દિવસ પથારીવશ છતા પોતાનો પલંગ મહેમાનને માટે કાઢી આપવાની તેમની શી આતુરતા ! પણ એ વસ્તુ તો તેમના સ્વભાવમા લખેલી હતી—પ્રકૃતિસિદ્ધ હતી મહેમાનીની વાતો કરતા એક દિવસ ગાંધીજીને કહે "કોઇ પણ મહેમાન અમારે ત્યાંથી પાછો જાય એ ન બને મારા એક વડા દાદાની એક રમુજી વાત સાભળવા જેવી છે એમનો હુકમ હતો કે ચોવીશે કલાક બારણા ખુલ્લા રહે, અને ચોવીશે કલાક આવનારની આગતા-સ્વાગતા થવીજ જોઇએ મારા દાદીને ઘણીવાર સૂવાનુ ભાગ્યેજ મળતુ, એટલે કોઇ વાર ત્રાસતા એકવાર પોતાનો હુકમ બરોબર પળાય છે કે નહિ તે જોવા માટે દાદા પરગામ ગયા, અને રાત્રે કોઇક સાધુનો વેશ ધારીને ઘેર આવ્યા, અને ઉતારો માગ્યો દાદી

બિચારા સૂવાને માટે તે વેળાજ પરવાયા હતા તેમણે કહ્યુ, ' બે વાગેય મુઓ મહેમાન ! ' એ મુઓ શબ્દ સાભળીને ડોસાને ઝાઝ ચડી, અને પાચ વર્ષ સુધી ઘરનો ત્યાગ કર્યો ! એવી અમારા વડવાની મહેમાની હતી ''

બીજાને માટે પોતાને સદાયે વિસરી જનાર એ વીર દાન અને ત્યાગના તથા આતિથ્ય અને આશ્રયના વિશષ્ટ ગુણોનો એટલી હદ સુધી અમલ કરતા કે એ ગુણોને ઉન્માદ કે મસ્તી લેખવાનુ કોઈને મન થાય પાસેનુ આપી દેતા તે વિચાર કરવા રોકાતા નહિ, કે હિસાબ ગણવા બેસતા નહિ બેહિસાબીપણુ, એકદમ 'આત્મહારા' પણુ (સ્વભાન ભૂલવુ તે) એ તેમના આખા જીવનની કુચી છે એજ ધોરણ પ્રમાણે, જ્યારે તેમનુ શરીર એજ માત્ર તેમની છેલ્લી, દુન્યવી, મિલ્કત રહી, ત્યારે દાસે તે પણ દઇ દેવામા આચકો ખાધે નહિ

દાર્જીલિગમા તો દાસના મ્હો પર જરૂર લોહી પણ ભરાયુ હતુ નિયમિત થોડુ થોડુ તે ચાલતા એક [illegible] તો એક પથ્થર પરથી 'રક્ષા' ઉચકવામા સુદ્ધા તેમણે મદદ કરી હતી એટલુ બળ બતાવનાર, પોતાના અટ્ટહાસ્યથી ઘર ગજાવનાર અતિથિનો અદ્ભુત આદર કરનાર, આધ્યાત્મિકતામા [illegible] ભજનોની ભક્તિમય ધન મચાવનારનો અતકાળ [illegible], તેમનુ મહા હાસ્ય હિમાલયની શાતિમા મળી જશે એમ કોને સ્વપ્નેય ખ્યાલ હોય ? દાસના બ્હેન જે બબ્બે મહિનાથી તેમની સાથે રહેતા આવ્યા હતા તે પણ દાસની પ્રકૃતિ ઠીક જાણી નિશ્ચિન્ત થઇ કલકત્તે પાછા ગયા પણ એજ અઠવાડીઉ સૌથી દૂષી નીવડયુ તાવે એક દિવસ બ્હેલો હલ્લો કર્યો પોતાના ગુરૂનુ અને દાર્જીલિગમા જ વીસ વર્ષ પૂર્વે ગુજરી જનાર પોતાના ભાઇનુ તે સ્મરણ કર્યા કરતા " આખો દિવસ ગુરૂએ આપેલા મત્રનુ રટણ ચાલતુ હતુ એ રટણનો અર્થ તો તેમનાથી વિખૂટા પડેલા સ્વજનોને તેમના દેહાત પછી જ સમજાયો ! મગળવારે સવારે રટણ બધ પડયુ અને શરીર શીતળ થતુ ગયુ વાચા પણ બધ થઇ ત્યારે સૌ ગભરાયા અને દાકતરો માટે તારો કર્યા પાચ વાગે લીલા સમાપ્ત થઇ ''

ક્રૂર કૃતાતના એ નિષ્ઠુર અત્યાચારને દિવસે, ઇસુ ખ્રિસ્તના એક હજાર નવસો પચીસમા વર્ષની, જુન મહિનાની, ૧૬મી તારીખ હતી.



દેશબંધુનું સ્મશાન-પ્રયાણ



છેલ્લું માન  હેરીસન રોડ ઉપર

## પ્રકરણ ૧૯

### છેલ્લુ માન

બીજે દિવસ દાર્જીલિંગથી તેમની શબયાત્રા નીકળી સરકારે શબને લઇ જવાની પૂરેપૂરી વ્યવસ્થા કરવાના રેલ્વે કંપનીને હુકમ આપ્યા સેંકડો અમલદાર મિત્રો ભેગા થયા ડો જગદીશ બોઝ ઘેલાની જેમ રોયા પણ તપસ્વિની ગંગાસ્વરૂપ વાસંતીદેવીએ પોતાના દુ ખને હૃદયમાં પૂરી રાખ્યુ, હૃદય વજ્ર જેવુ કર્યુ, અને દાર્જીલિંગ છોડતા પોતાના બાળકોને ભેગા કરીને ઇશ્વરોપાસના કરી

> તુમિ બંધુ, તુમિ નાથ, નિશદિન તુમિ આમાર,
> તુમિ સુખ, તુમિ શાન્તિ, તુમિ હે અમૃત પાથાર
> તુમિ તો આનંદલોક જુડાઓ પ્રાણ, નાશે શોક,
> તાપહરણ, તોમાર ચરણ, અસીમ શરણ દીન જનાર

વર્ણા પર્વત ઉપર રાક્ષસકાય ટિટેનિક આગબોટ ડૂબી હતી, ત્યારે ઇશ્વરનુ સ્તવન કરતા ના મૃત્યુને ભેટયા હતા પહાડ જેવા વીર પતિ પડયા ત્યારે શોકસાગરમા ડુબતી વીરાંગનાએ અસહ્નસાગર, શોકનાશક, દીન જનના અસીમ શરણ એવા ભગવાનનુ સ્મરણ કર્યુ

લાખો બંગાળીઓની 'હરિ બોલો' 'હરિ બોલો'ની ધૂનમા એમની શબયાત્રા બુધવારે નીકળી આગળ જે ફૂલવાડી ચાલતી હતી તે વાડીમા રેંટિયો તો હતોજ, પણ રેંટિયાની આસપાસ ફૂલોએ જે મોટા અક્ષરે એ ધન્યજીવનનો મહામંત્ર ગુંથેલો હતો—'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी'—એજ મંત્રને જાણે તે દિવસે તેમના

ક્ષણિક દેહને પંચમહાભૂતમાં મેળવનાર અગ્નિએ સૌના હૃદયમાં ચીતરી દીધો.

શબયાત્રા કેનેડી પહોંચી તા. ૧૮ મીએ કલકત્તા આખું ટોળે મળ્યું હતું. મહાત્માજીના જ શબ્દોમાં એ દિલવિદારક છતાં ભવ્ય પ્રસંગનું ધ્યાન આપીએ. "બે લાખ માણસથી ઓછાં ભેગાં નહિ થયાં હોય એમ આંકડા શાસ્ત્રીઓની ગણત્રી છે. રસ્તે ઉભેલાં, તારના થાંભલાઓ ઉપર ચઢેલાં, ટ્રામના છાપરાં પર ઉભેલાં, ઝરૂખામાં રાહ જોઇ બેઠેલાં સ્ત્રીપુરૂષો જુદાં જ.

"સાથે ભજનકીર્તન તો ખરાં જ. ફૂલોનો તો વરસાદ જ વરસતો હતો. શબ ઢંકાયું હતું પણ તેની ઉપર ફૂલોના હારોનો પર્વત પથરાએલો હતો.

"સરઘસની આગળ ફૂલવાડી લઇ સ્વયંસેવકો ચાલતા હતા. તેમાં ફૂલથી શણગારેલો રેંટિયો હતો. આ સરઘસ સ્ટેશનથી ૭-૩૦ વાગે નીકળ્યું તે સ્મશાને ૩ વાગે પહોંચ્યું. ૩-૩૦ વાગે અગ્નિસંસ્કાર શરૂ થયો.

"સ્મશાનઘાટ ઉપર માણસો ઉભરાઇ જતાં હતાં. પાછળથી ધસારો થતો હતો. તે રોકવાનું કામ અતિ મુશ્કેલ હતું અને મને લાગે છે કે જો મને બળવાન માણસોએ પોતાના ખભા ઉપર ઉંચકી આ ધસતા ટોળાની સન્મુખ ન મૂક્યો હોત તો ભયંકર અકસ્માત થાત. બે કે ત્રણ દૃઢ અને જોરાવર માણસોએ મને વખત ફરતી પોતાની ખાંધ ઉપર બેસાડી રાખ્યો ને તે સ્થિતિમાં હું લોકોને ખાળી રહ્યો હતો ને બેસી જવા વિનવી રહ્યો હતો. જ્યાં સુધી મને જુએ ત્યાં સુધી તો લોકો માને પણ અશાંતિ થવાનો ભય હોય તે તરફ મને લઇ જાય ને જ્યાં પૂંઠ ફરે ત્યાં તરત ટોળું ઉભું થયું જ હોય. સહુ પોતાનું ભાન ભૂલ્યા હતા. સ્મરણ ખાટલી ઉપર જ હજારો આંખો તાકી તાકી રહી હતી. જ્યારે અગ્નિદાહ શરૂ થયો ત્યારે તો લોકો ધીરજ ખોઇ બેઠા. સહુ અનિચ્છાએ ઉભા થયા. ચિતા તરફ ખેંચાયા. એક ક્ષણ વાર થાય તો સહુ ચિતા ઉપર પડે એવો ભય હતો. હવે શું થાય ? મેં લોકોને કહ્યું, 'હવે કામ પુરૂં થયું.

સહુ પોતપોતાને ઘેર જાય' આમ બોલી મને ઉચકનાર ભાઇને મે કહ્યુ 'મને આ ટોળામાથી લઇ ચાલો' લોકોને સાદવતી ને ઇશારા વતી હુ મારી પાછળ આવવાનુ કહેતો ચાલ્યો અસર સરસ થઇ ને હજારોનુ ટોળુ પાછુ વળ્યુ ને અકસ્માતમાથી બચ્યુ

ચિતામા કેવળ સુખડના લાકડા વાપરવામા આવ્યા હતા

"અગ્નિસસ્કાર પછી શ્રાદ્ધની શરૂઆત થઇ પુરોહિત આવીને અમુક દિવસે વિધિ કરાવી જાય એવા એ શ્રાદ્ધ નહોતા. બગાળામા તો શ્રાદ્ધ એટલે સ્મરણકીર્તનો થાય અને ભજનો ગવાય દેશબધુને કીર્તનોનો ભારે શોખ હતો વૈષ્ણવ કીર્તનો થાય દેશબધુના રચેલા ભજનો ગવાય આવા હરિકીર્તનોની પરપરા પદરેક દિવસ સુધી ચાલી પટનાથી દેશબધુના બધુ પ્રફુલ્લરજન પોતાનુ વકીલોનુ બનેલુ કીર્તનમડળ લાવ્યા હતા દાસના કુટુબના માણસો—દીકરી, બ્હેન, ભાણેજ વગેરે—વારાફરતી શ્રાદ્ધ કરે, એટલે ખાવા પીવામા સખ્ત પ્રતિબધ પાળે, બીજી કરી વિધિ નહિ'

ચિત્તરજનના કુટુબે, દેશબધુના દેશબાધવોએ, દાસના નગરજનોએ લાખોમા મળી શ્રાદ્ધ ઉજવ્યુ જીવનમા જેની પાસે સદાયે સહુ કોઇ જઇ શકતુ તેના મૃત્યુકાળે, તેને છેલ્લુ માન દેવા હિન્દને ખુણે ખુણેથી માણસો ધસ્યા 'સ્નેહ એજ જીવન અને જીવન એજ સ્નેહ' એમ માનનારને સ્નેહવાળા સહુ છેલ્લુ માન દેવા આગળ પડયા 'નિર્ધનની સેવા તે ઇશ્વરની સેવા' એમ માનનારને છેલ્લુ માન દેવા નિર્ધનો પ્રેરાયા દેશબધુની હાકે હજારોના ટોળામા નીકળી પડી બગાળના જે નવયુવકોએ આત્મભોગ પરાકાષ્ઠાએ પ્હોચાડયો, તે યુવકોએ અશ્રુની અજલિઓ સમર્પી જે અનાથોને, પીડિતોને, સેવકોને દાસે પોષ્યા તેમણે તેમના આત્માને શાન્તના આશિર્વાદ આપ્યા

કલકત્તાના નાગરિકોએ સ્મરણચિહ્ન તરીકે એક ફાળો ઉઘરાવી દાસના મકાનમા (૧૪૮ રસ્સા રોડ,) પરિચારિકાઓને તૈયાર કરવાની એક હોસ્પીટલ ઉઘાડવાનુ ઠરાવ્યુ છે સ્ત્રીસમાજનો સુધારો, સ્ત્રીઓની ઉન્નતિ, તેમને આર્થિક સ્વાતન્ત્ર્યની

પ્રાપ્તિ, વગેરે બાબતો ઉપરના દેશબંધુના આગ્રહને લઇને એ પગલું લેવાયું હતું પોતાના બાપદાદાની મીલકતને દેવા પેટે દઇ, બાકીની રકમ લોકકલ્યાણ માટે આપી દેનારના મકાનનો કલકત્તા શહેરને માટે તો એજ વાસ્તવિક ઉપયોગ હતો

ચિત્તરંજનનું અખિલ હિન્દ સ્મારક પણ મોટા પાયા ઉપર શરૂ કરવામાં આવ્યું દશ લાખ રૂપીઆ ઉઘરાવી, ગ્રામ્ય-જીવનનો ઉત્કર્ષ સાધવા અને રેંટીઆ અને ખાદીપ્રચારના કામ પાછળ તેને વાપરવાનું ઠરાવવામાં આવ્યું છે દેશબંધુ—દેહધારી દેશબંધુ—આપણી વચ્ચેથી ગયા છતાં તેમને આપણી વચ્ચેજ અમર જોવા હોય તો તેમના જીવનના હેતુની પાછળ જ આપણાં ધન, શક્તિ અને સમય ખરચવા જોઇએ

દેશબંધુના જીવનનો એક મહાન્ ઉદ્દેશ ગામડાઓના પુનરૂદ્ધારનો હતો જ્યારે જ્યારે સમય ઉભો થતો ત્યારે સ્વાર્થને બાજુએ રાખી ગામડાના અનારોગ્ય, અજ્ઞાન અને અવદશા ટાળવા તે સમય, શક્તિ ને પૈસાનો ભોગ આપતાં ચૂકતા નહિ વિક્રમપુરના ગામડાના ઉદ્ધાર માટે ગુપ્ત કામ કરનારી એક મંડળીના તે આદ્ય પ્રેરક હતા ૧૯૧૯માં બંગાળાના ભયાનક દુકાળ પડ્યો ત્યારે સંકટનિવારણમાં તેમણે ખુબ આત્મભોગ આપ્યો હતો તેમણે પોતે રૂા ૧૦,૦૦૦ વગેરી, બીજા ધનિકો પાસે પૈસા ભરાવી એક સમિતિ સ્થાપી, ને મારફત નિર્ધનને ધન, નિરાશ્રિતને ઘરબાર અને ભૂખ્યાતરસ્યાને અન્નજળ આપવાની સુન્દર વ્યવસ્થાનો બંદોબસ્ત કરાવ્યો હતો ગ્રામ્યજીવનના પ્રાણરૂપ ગૃહઉદ્યોગોના પુનરુદ્ધાર માટે ન્હાની ન્હાની રકમો આપવાનો પણ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો આ રીતે ગ્રામ્યજનોને બાહ્ય મદદ આપી, તેમને પરાધીન રહેવા દેવા કરતાં આર્થિક મદદ કર્યા કરે તેવો ઉદ્યોગ શરૂ કરવાની તક આપી તેમને સ્વાધીન બનાવવામાં જ કલ્યાણમય ઉદારતા છે, એ નિરાધારોની જરૂરી આતોજ પૂરી પાડી અટકવા કરતાં તેમને સ્વતંત્ર કરવામાં ખરો દાનધર્મ છે, એ સત્યની દાસબાબુને અટલ પ્રતીતિ થઇ હતી

કહેવાતો શિક્ષિત વર્ગ લોકવર્ગથી દૂર ગયો છે એજ આપણી નિષ્ફળતાનુ કારણ છે અને આપણુ શિક્ષણ તે માટે જવાબદાર છે એ ખોટી પદ્ધતિ દૂર કરી, સમાજના સહુ અંગોને વિકાસનો પૂર્ણ અવકાશ મળે તેવી યોજનાની ભાવના આપણી કેળવણીએ બતાવવી જોઈએ ખોટા અભિમાન, સંકુચિતતા, બેફિકરાઈ એ બધુ તજી દઈ હિન્દના બધાજ વર્ણોએ એક થઈ કામ કરવુ જોઈએ

ચિત્તરંજને આપણને આટલુ તો ભાર દઈને શિખવ્યુ કે આપણી દુર્દશાનો વિચાર કરતા ગામડાની નિર્ધનતા, તેની વસ્તીનો ઘટાડો વગેરે પ્રશ્નોનો વિચાર પ્રથમ કરવો જોઈએ કેમકે આપણી સંસ્કૃતિનુ કેન્દ્ર જ ગામડુ છે ગ્રામ્યજીવનની અધોગતિ એજ આપણા દેશ સમસ્તના રાજકીય જીવનની અધોગતિનુ મૂળ છે ગામડાના અનારોગ્ય જીવન, રોગો વગેરે તથા શહેરના વિલાસ, સગવડ વગેરેના આકર્ષણ સામે ગામડાને ટકાવવાનુ છે એ હેતુ સાધવા ગામડામા પાણીની સગવડ, જંગલનો નાશ, આરોગ્ય વિષે શિક્ષણ ઇત્યાદિ બાબતોને પ્રથમ અમલમા મૂકવી જોઈએ વળી ખેતીવાડીના ઉદ્યોગનો પણ, ન્હાની બેંકો સ્થાપી ઉદ્ધાર કરવો જોઈએ

એ બધા કામોની સાધના માટે ગ્રામ્ય સંગઠનની એક યોજનાની જરૂર છે બધા ગામડાઓને અમુક સંઘ નીચે ગોઠવી તેની વસ્તીમાથી યોગ્ય માણસોની ચૂંટણી કરી પંચાયતો સ્થાપવી એ પંચાયતને હસ્તક એ સર્વનો અમલ, આરોગ્ય, પાણી વગેરેની સગવડ, રાત્રિશાળા, ઉદ્યોગ તથા ખેતીનુ શિક્ષણ, ઇત્યાદિ બધી બાબત રહેશે દુકાળને માટે ધાન્યનો સંઘરો પણ તેણે કરવો ન્હાના ગુન્હાઓના ન્યાય માટે પણ પંચાયત જવાબદાર ગણાય આ મૂળ સંઘમાથી વસ્તીના પ્રમાણમા પાંચથી પચીસ સભ્યોને ચૂંટીને પ્રાંતિક સભામા મોકલવાના તે ૨૦૦ થી ૫૦૦ સભ્યોની સભાને, પંચાયત પર દેખરેખ, તેના કામકાજની વ્યવસ્થાના નવા રસ્તા, ખેતી-સુધારો, ગૃહઉદ્યોગનો વિકાસ, આરોગ્યની સંભાળ, હુન્નર ઉદ્યોગની ખીલવણી, શાન્તિરક્ષણ, કરોનુ ઉઘરાણુ, અને કેન્દ્ર તથા પ્રાંતિક સંઘના સંબંધના કાયદાની રચના વગેરે કામ સુપ્રત કરવાની યોજના દાસ બાબુએ ઘડેલી

ચિત્તરંજને ખુબ જહેમનથી ઘડેલી, અનેક વાર પોતાના ભાષણોમા જાહેર કરેલી અને અન્ત સુધી જેની પાછળ તેમણે ધ્યાન આપ્યા કર્યું હતુ તેની એ યોજનાના સંબંધમાતે કહ્યુ હતુ કે સ્વરાજ કે આત્મશાસન તે આનુ જ નામ બંગાળની પ્રાન્તિક પરિષદની વાર્ષિક સભાઓમા, ગયાની મહાસભાના પ્રમુખપદેથી અને ગાંધીજી સાથેની ગોષ્ઠિઓમા તેમણે ગ્રામ્ય સંગઠ્ઠનોજ પુકાર કર્યો હતો

દેશબન્ધુ ચિત્તરંજનદાસનુ સ્મરણ, તેમના જીવનના સર્વોત્કૃષ્ટ ઉદ્દેશને આપણો ઉદ્દેશ બનાવ્યાથી બહેતર કઇ રીતે જાળવી શકાય ? મનુષ્યનુ જીવન હેતુમા છે એ હેતુ કાયમ રહે તે કહેવાતો મરનાર અમર બને છે તે પોતાના કાર્યમા જીવે જ છે લોકોના અન્તરમાં તેનુ સ્થાન સદૈવ છે

દેશબન્ધુના સ્મારકની એ મહાયોજનાને સફલતા પ્રાપ્તિ એજ ચિત્તરંજનદાસના આત્માને ચિરંતન શાન્તિ અર્પવા બરાબર છે એ યોજના પૂર્ણપણે સફળ થાઓ કે દેશબન્ધુના દેહવિહીન પ્રાણ તેમા સદાય જીવ્ય જ કરે !



કલકત્તા કોરપોરેશનના મકાન પાસે મૃત્યુ-સરઘસ



દેશબંધુનું નિવાસભુવન-જે તેમણે દેશને ચરણે ધરી દીધું.

( ૧ )

# દેશબંધુનો સ્વરાજ્યવાદ

સને ૧૯૨૨ના ડીસેમ્બરમા અમદાવાદ મહાસભાના ચૂટાએલા પ્રમુખ શ્રી ચિતરજનદાસ જેલમા ગયા પહેલા પોતાનુ ભાષણ તૂટકફૂટક લખી ગએલા તેવી જ સ્થિતિમા મહાત્માજીને તે મળેલુ તેમા સુધારા વધારા કરવાની રજા સાથે તે ભાષણ મહાત્માજીને સોપાએલ મહાત્માજીએ તેમા જાણવા યોગ્ય સુધારા વધારા નથી કર્યા એમ જણાવી તે નીચે પ્રમાણે પ્રસિદ્ધ કર્યું હતુ

**સન્માનકારિણી સભાના પ્રમુખશ્રી અને પ્રતિનિધિ બ્હેનો તથા ભાઇઓ,**

નોકરશાહી સાથેના આપણા ઝઘડાનો કટોકટીભર્યો સમય હવે આવી લાગ્યો છે આપણને સર્વને ઘટે છે કે આપણા અતરો તપાસી જોવા, અને નક્કી કરી લેવુ કે ભારતની મુક્તિના આ યુદ્ધમા આપણે તેની પડખે છીએ કે નહિં આપ સર્વના સયુક્ત અવાજના આમત્રણના આધારે હુ અહીઆ ખડો છુ, કારણકે હુ ભારતને પડખે છુ. મારા પ્રત્યેના તમારા વિશ્વાસ માટે હુ આપનો આભારી છુ પણ હું તમને ચેતવવા માગુ છુ કે દુનિયાદારીના ડહાપણભર્યા શબ્દો મારી પાસે નથી- સરકારી ગુસ્સાનો સપૂર્ણ ભોગ બનેલા શહેરમાથી હુ આવુ છુ શ્રીમાન્ યુવરાજને માન આપવાની લોકોને ફરજ પાડવા અર્થે સર્વ રાજદ્વારી જીવનને કચરી નાખવાનાં પગલા ત્યા લેવામાં આવ્યાં છે પરતુ તા. ૨૪ ડીસેમ્બરે કલકત્તાનો જજીરમા પડેલો

આત્માજ યુવરાજનો સત્કાર કરી શકશે કલકત્તામા શરૂ થએલ તે ગભીર અને પવિત્ર યુદ્ધમાથી હુ સીધો ચાલ્યો આવુ છુ અને તેથી વ્યાવહારિક બોધ હુ તમને કદાચ નહિ આપી શકુ તોપણ આ યુદ્ધમા વિજય પામવા માટેનો અઢળક ઉત્સાહ અને દૃઢ નિશ્ચય તો તમારી સન્મુખ હુ જરૂર ધરી શકીશ

આ યુદ્ધના સબધમા આપણુ શુ વલણ છે ને આપણે શરૂઆતમા જ કહી આપવુ જોઇએ એમ હુ માનુ છુ આપણો આશય શો છે ? આપણે કયા માર્ગ વળ્યા જઇએ છીએ ? પરાઇ ગુલામીમાથી–પરાઇ ડખલગીરીમાથી છૂટવા આપણે મથીએ છીએ, સ્વતત્રતા વાચ્છીએ છીએ એ તો હુ ધારૂ છુ કે આપણો મોટો ભાગ અવશ્ય સ્વીકારશે સ્વતત્રતાનો અર્થ પણ આપણે બરોબર સમજવો ઘટે છે એનો અર્થ એવો તો નથી જ થતો કે દરેક પ્રકારના સયમમાથી છુટી જવુ મારા કોઇ એક પાડોશીની વસ્તુ ઉઠાવી લેવા સામે કે તેની જમીન ઉપર પેશકદમી કરવા સામે થતો પ્રતિરોધ બાહ્ય દૃષ્ટિએ ભલે સ્વતત્ર વિહાર સામેનો પ્રતિરોધ જણાય, પણ તેથી એમ તો નથી જ સમજવાનુ કે આવા પ્રતિરોધ અને સ્વતત્રતાના ખ્યાલ વચ્ચે કઇ વિરોધ નથી પરાશ્રયની સમૂળી ગેરહાજરી હોવી જોઇએ, એવો આશય પણ સ્વતત્રતાનો નથી. સમાજમા જ્યાસુધી વસતા હોઇએ ત્યાસુધી અરસપરસનો આધાર આવશ્યક છે સમાજનુ રક્ષણ આપણને અવશ્ય જોઇએ પ્રજાએ પોતાની જાતે સ્વીકારેલા આવા પરાશ્રય અને સ્વાતત્ર્ય વચ્ચે ભેદ નથી પણ તે પ્રતિરોધ એવો હોવો જોઇએ કે જે પ્રજા સમસ્તે મજુર કર્યો હોય તે પરાશ્રય એવો હોવો જોઇએ કે જે પ્રજાએ સ્વત સ્વીકાર્યો હોય

સ્વાતત્ર્ય એટલે શુ ? તેની વ્યાખ્યા કરવી અશકય છે પણ તેનુ વર્ણન થઇ શકે તે એક એવી સ્થિતિ–એવી દશા છે કે જેમા રહીને પ્રજા પોતાનુ વ્યક્તિત્વ ખીલવી શકે, પોતાના ભાગ્યની રચના કરી શકે પોતાનુ પ્રજાકીય વ્યક્તિત્વ અખડ અને અકલક રાખવા અર્થે પ્રજાઓએ આરભેલા મહાયુદ્ધોની હૃદયદ્રાવક

કહાણીઓથી ઇતિહાસના પાના ભરપૂર છે સાંપ્રત સમયનો જ માત્ર ઇતિહાસ તપાસો ફીનલેન્ડ, પોલાડ, ઇજીપ્ત અને આયર્લેન્ડ તરફ નજર ફેરવો પરાઇ સંસ્કૃતિની ધુંસરી પોતા ઉપરથી ફેંકી દેવા તે દરેકે અડગ યુદ્ધો કર્યા છે ને કરે છે આ બધી પ્રજાના ઇતિહાસો એકજ પ્રકારના છે પરાઇ સંસ્કૃતિના વિજય સામે વિરોધ, પોતાના જ પ્રજાકીય શિક્ષણ માટે આગ્રહ, અને કોઇ પણ પરાઇ સત્તાની ડખલગીરી સિવાય પોતાનું ભાગ્ય રચવાની સ્વતંત્રતા, એ માટે સર્વ સ્થળે સંખ્યા પ્રયત્નો થયા છે અને થાય છે આપણે શિરે લાદેલી પશ્ચિમની કોઇ પણ સંસ્થાથી નિર્બાધિપણે, પશ્ચિમની સંસ્કૃતિના કોઇ પણ રંગથી અવિકૃત રહીને, આપણા પોતાના માર્ગે આપણું ભાવિ ઘડી કાઢવાનો આપણે અધિકાર માગીએ છીએ, અને એવી સ્વતંત્રતા માટે લડીએ છીએ પરંતુ અહીંઆ ભારતના કવિવર રવીન્દ્ર બાબુનો અવાજ આપણને રોકે છે તે કહે છે "પશ્ચિમની સંસ્કૃતિ આપણે દ્વારે ખડી છે શું તેને હાંકી કાઢવાનો અવિનય આપણે બતાવીશું ? પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના એકીકારણથી જ વિશ્વનો ઉદ્ધાર થવાનો છે એ સિદ્ધાંતને આપણે અમાન્ય કરવો છે ?" એટલું હું કબૂલ કરૂં છું કે આર્ય પ્રજાના પોતાના જીવન અર્થે એટલું આવશ્યક છે કે તેણે બીજી પ્રજાઓથી અલગ ન પડી જવું પરંતુ રવીંદ્ર બાબુ સામે મારે બે વાતો કહેવાની છે પ્રથમ તો અતિથિનો સત્કાર કરવા અર્થે આપણને આપણું પોતાનું ગૃહ જોઇએ અને બીજું, કોઇ બીજી સંસ્કૃતિને અહીં સ્થાન આપવા પહેલા આપણી પોતાની સંસ્કૃતિનો સંપૂર્ણ વિકાસ થવો જોઇએ આપણે સ્વાતંત્ર્યપ્રાપ્ત કરી શકીએ, સ્વેચ્છાએ જ અન્ય સંસ્કૃતિનો સ્વીકાર કરી શકીએ તેવી સ્થિતિમા આવ્યા પહેલા આપણાથી અંધ અનુકરણ જ થશે એ સ્થિતિમા સહૃદય સ્વીકાર તો અશક્ય જ છે એમ હું માનું છું હિંદુસ્થાન ઉપર પરાઇ સંસ્કૃતિનો વિજય તો લગભગ સંપૂર્ણ છે રાજદ્વારી વિજયનું એ તો અનિવાર્ય પરિણામ જ હતું પ્રજાકીય જીવનના વિચારો આપણી નસેનસમા દોડે, ત્યારે જ બન્ને સંસ્કૃતિના એકીકરણની વાતો આપણાથી થઇ શકે

## વિનીત ભાઇઓને ઉત્તર

વિનીત ભાઇઓ કહે છે કે સ્વાતંત્ર્ય એ પણ સાધ્ય તો નથી જ, માત્ર સાધન છે. સાધ્ય તો આત્મજાગૃતિ, આત્મવિશ્વાસ, આત્મસંયમ છે. તો બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને જ આ સાધ્ય કાં નથી સાધતા? મારો એ ઉત્તર છે કે જ્યાંસુધી બ્રિટિશોને આધારે આપણે પડયા છીએ ત્યાંસુધી આ કાર્ય અશક્ય છે. ભારતના હૃદયરૂપ ગામડામાં પ્રવેશો અને એક સામાન્ય ભારતવાસી કેવું જીવન વીતાવે છે તે નિહાળો. અલબત્ત બહાદુર માણસો છે, મજબુત માણસો છે, કોઇ પણ મુલ્ક અભિમાન ધરી શકે તેવા માણસો છે, પરંતુ ગુલામીના અનિવાર્ય પરિણામરૂપ પતિત દશા તેમના ભાલપ્રદેશે સ્પષ્ટ લખાએલી દિસે છે. જ્ઞાતિકલહો, અથવા નગરના અન્યોઅન્ય ઝગડાઓ, લડવાની ખાતર જ લડાતા કોર્ટોના કજીઆઓ એ આજે તેમનું જીવન થઇ પડયું છે. તેમને આત્મનિર્ભર અને આત્મવિશ્વાસુ બનાવનારી સંસ્થાઓ આજે કયાં છે? પોતાની આજીવિકા અર્થે આવશ્યક વસ્તુ મેળવી પ્રભુના ભજન કર્યા કરે તેવું આદર્શ જીવન કયાં છે? હું એમ કહું છું કે એક પ્રજા ગુલામીમાં સપડાઇ, એટલે તેની અધોગતિ થવી જ જોઇએ. તેનું પ્રજાકીય જીવન લૂંટાવું જ જોઇએ? કોઇ એક અમુક પ્રવૃત્તિમાં નહીં પણ પ્રજાજીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં ગુલામીની છાપ પડવી જ જોઇએ?

આર્થિક દૃષ્ટિએ આપણા પ્રજાકીય આરોગ્યનો બ્રિટિશ રાજ્યે નાશ કર્યો છે. શ્રીયુત રોમેશચંદ્ર દત્ત અને પંડિત મદનમોહન માલવિયાએ પણ એ તો બતાવી આપ્યું છે કે આપણા કાતવાના અને વણવાના ઉદ્યોગનો કેવો પ્રકટ નાશ તેમણે કર્યો છે. કાંઇ પણ પ્રતિલાભ આપ્યા સિવાય પ્રતિવર્ષ તણાઇ જતા આપણા કરોડો રૂપીઆ સામે નિષ્ઠુરપણે આપણે કેમ જોઇ શકીએ? નૈતિક દૃષ્ટિએ તો આપણે ગુલામ-પ્રજા બની ગયા છીએ અને ગુલામના દુર્ગુણો આપણામાં પેસી ગયા છે. આપણા માલીકની આપણે ભાષા બોલીએ છીએ, તેના રીતરિવાજોની હીણી નકલ કરીએ છીએ અને આપણી પોતાની સંસ્થાઓને મરવા દઇએ

પણ તેમની સંસ્થાઓમાં ભળી જવા આપણે વેગપૂર્વક દોડી જઈએ છીએ. બુદ્ધિના વિષયમાં પણ પરાઈ સંસ્કૃતિના આપણે ઐચ્છિક ગુલામ બન્યા છીએ. આપણા ભૂતકાળનો પ્રકટ અસ્વીકાર કરીને અને તેને યાદ રાખવાના સદ્ગુણમાં અશ્રદ્ધા રાખીને આપણા માનભંગનો ઇતિહાસ આપણે પૂરો કર્યો છે. જો મારા નિદાન મુજબ, આપણી આર્થિક, નૈતિક અને બુદ્ધિવિષયક અવનતિ એ આપણી ગુલામીનું જ પરિણામ હોય તો, જ્યાંસુધી તે ગુલામી ચાલુ રહે ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવો અશક્ય છે. અલબત્ત કેટલાક ગૌણ વિષયોનો આપણે લાભ લઈ શકીએ. અત્યારે આપણે તેમ કરીએ પણ છીએ. આપણી રાજદ્વારી જીંદગી માટે આવશ્યક ઉત્સાહ પણ આપણે લોકોમાં રેડી શકીએ. પરંતુ આપણે તો દર્દ સામે લડવું છે. તેનાં બાહ્ય લક્ષણો સામે આપણી લડાઈ નથી.

## યુદ્ધની રીત

નોકરશાહી સામે કયા પ્રકારનું યુદ્ધ આપણે આદરવું જોઈએ તે હવે તપાસીએ. યુદ્ધની ત્રણ રીત છે: (૧) હથીયારબંધ બળવો (૨) 'ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એક્ટ' ની રૂએ સ્થપાએલ કાઉન્સીલોવાળી નોકરશાહીની સાથે સહકાર (૩) અહિંસાત્મક અસહકાર. પ્રથમ રીત તો વ્યવહાર દૃષ્ટિએ નિરુપયોગી છે એટલે ચર્ચવા યોગ્ય જ નથી. ઉપયોગી હોય તો પણ, સિદ્ધાંતની દૃષ્ટિએ, મારામાં હું માનતો નથી. એટલે આપણે તો સહકાર અને અસહકાર એ બે વચ્ચે જ પસંદગી કરવી રહી.

સહકારનો પ્રશ્ન ચર્ચતાં મારે કબુલ કરવું પડશે કે આપણા કેટલાક સહકારવાદી નેતાઓ કે જેમણે આપણા રાજકીય જીવનને જન્મ આપ્યો છે તે આપણી સામે ઉભા છે. અલબત્ત, તે એક દુઃખનો વિષય છે. પ્રથમ તો એ જોઈએ કે 'ગવર્નમેન્ટ ઓફ ઇંડીઆ એક્ટ' માં ભારતની પ્રજાનું સ્વાતંત્ર્ય એટલે પોતાનું વ્યક્તિત્વ ખીલવવાનો—પોતાનું ભાગ્ય રચવાનો—અધિકાર સ્વીકારવામાં આવેલ છે? બીજું, સ્પષ્ટપણે અથવા તો ભલે અસ્પષ્ટપણે પરંતુ નિ:સંદેહ, ભારતની પ્રજાને જવાબદારીવાળું રાજ્યતંત્ર આપ-

વાનો એકરાર તેમાં છે? ત્રીજું, નાણાં વિષયમાં કાઉન્સીલોને નિર્ણ-યાત્મક સત્તા છે?

'ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆ એકટ' નો પ્રવેશ-ભાગ તપાસીએ. પાર્લમેંટે જાહેર કરેલી નીતિ શી છે? ભારતવાસીઓનો જન્મસિદ્ધ હક્ક-જવાબદારીવાળું રાજતંત્ર-તેમાં સ્વીકારવામાં આવેલ છે? નહીં. બ્રિટિશ સામ્રાજ્યના સ્વતંત્ર સહભાગીદારની સ્થિતિ તેમાં સ્વીકારવામાં આવી છે? નહી. 'જવાબદારીવાળા રાજતંત્રની હિંદુસ્થાનમાં ધીમે ધીમે ખીલવણી કરવી' એટલા જ શબ્દો તેમાં છે. તે શબ્દોની અચોક્કસતા ઉઘાડી છે. બ્રિટિશ રાજદ્વારીઓ ગમે ત્યારે તેનો ગમે તેવો અર્થ કરી શકે.

પ્રવેશ-ભાગના ત્રીજા પેરેગ્રાફ તરફ હવે નજર કરો. તેમાં લખ્યું છે કે "બ્રિટિશ પાર્લમેંટ ઉપર હિંદુસ્થાનના લોકોના હિત અને ઉન્નતિની જવાબદારી હોઇને પાર્લમેંટ જ વિશેષ સુધારાના પ્રકાર, સમય આદિનો નિર્ણય કરશે." આમાં 'લોકો' એ શબ્દ જુઓ. પાર્લમેંટ આ શબ્દથી એમ કહેવા માગે છે કે હિંદુસ્થાન એ એક પ્રજા નથી. તે તો જૂદા જૂદા લોકોનું જૂથ છે. પ્રવેશ-ભાગના આ શબ્દોમાં છૂપાએલા અપમાનને અધીન થવા હું ના કહું છું, તે સામે મારો વિરોધ ઉઠાવું છું. અમારી પ્રજાના હિત અને પ્રગતિની જવાબદારી ઉઠાવવા અમારી લાયકાત અમે જાહેર કરીએ છીએ. એક અધીન પ્રજા તરફની પોતાની જવાબદારી કોઇ પણ પરદેશી પ્રજા અદા કરી શકે તે સિદ્ધાંત હું દૃઢપણે નકારવા ચાહું છું. અમારી પ્રગતિના દરેક પગલાનો નિર્ણય બ્રિટિશ પાર્લમેંટ કરે તે વાત સામે મારો રોષ બતાવવા માગું છું, અને હું એમ કહેવા ઇચ્છું છું કે આ આખા કાયદાનો હેતુ બ્રિટિશ પ્રભુતા હિન્દુસ્થાન ઉપર શાશ્વત કરવાનો છે. હું તેનો અસ્વીકાર કરૂં છું.

ચોથો પેરેગ્રાફ તો ચોખ્ખો ડર બતાવી રહ્યો છે. તે એમ કહેવા માગે છે કે જો આપણે ભલા છોકરા નીવડીએ, આપણી જોખમદારી આપણે સમજતા હોવાનો બ્રિટિશ પાર્લમેંટને સંતોષ

આપીએ તો આપણને કાંઇ વધારે હક્ક આપવા કે કેમ તેનો પાર્લામેંટ વિચાર કરે બીજા શબ્દોમાં કહીએ તો આપણે તો કાયમને માટે સગીર છોકરા જ રહેવાના બ્રિટિશ પાર્લામેંટ એ આપણી સંભાળ રાખનાર, સદાની એકની એક, વાલી રહેશે

## સહકારની શરતો

મારા રાજદ્વારી વિરોધીઓના અભિપ્રાય માટે મને સંપૂર્ણ માનવૃત્તિ હોવા છતા, મારાથી તેનો સ્વીકાર નથી જ થઇ શકતો આપણી ગમે તેવી દશા હોય તો પણ આપણુ સ્વમાન આપણે સાચવવુ જ રહ્યુ હુ માનુ છુ કે આપણે પૂર્ણ ગભીરતાથી આપણી મહાસભામા કહી આપવુ જોઇએ કે સ્વાતત્ર્ય દરેક પ્રજાનો જન્મસિદ્ધ હક્ક છે, અને પાર્લામેંટ ગમે તેવો નિર્ણય કરે તેથી ડર્યા સિવાય આપણુ ભાગ્ય રચવાનો અને આપણુ વ્યક્તિત્વ ખીલવવાનો આપણને અધિકાર છે આપણે એ પણ જાહેર કરવુ જોઇએ કે જે કોઇ પણ સત્તા આપણી આત્મજાગૃતિ અને સ્વતત્રતાની આ પ્રવૃત્તિમા વિઘ્નરૂપ થાય કે ડખલ કરે તે આપણી દુશ્મન છે અને એ વિઘ્નનો પ્રતિકાર કરવા અમે ખડા છીએ ઇંગ્લાંડ સાથે સહકાર કરવા હુ ખુશી છુ પણ એક જ શરતે તે થઇ શકે હિંદુસ્થાનના જન્મસિદ્ધ હક્કનો તેણે સ્વીકાર કરવો 'ગવર્નમેંટ ઓફ ઇંડીઆ એક્ટ'મા આ સ્વીકાર નથી અને બ્રિટિશ પ્રભુત્વને શાશ્વત કરનારા કોઇ કાયદાનો હુ પક્ષકાર થઇ શકુ તેમ નથી મારા વિનીત ભાઇઓ કદાચ મને એમ કહેશે કે, ભલે હમણા તે સિદ્ધાતનો સ્વીકાર થયો ન હોય, પણ અતે તેમ કર્યા સિવાય ઇંગ્લાંડને નહી જ ચાલે, માટે ચાલો આપણે ' સુધારા ' સ્વીકારી કામે લાગીએ મારા વિનીત ભાઇઓની વ્યવહારકુશળતામા અને તેમના દેશાભિમાનમા મને વિશ્વાસ છે પરતુ મારા મત મુજબ એ હકીકત અપ્રસ્તુત છે મારી સ્થિતિ સ્પષ્ટ છે વિગતો સબધમા બ્રિટિશ સત્તા સાથે કોઇ પણ સમાધાન કરવા અને તે માટે ગમે તેટલો ભોગ આપવા હું ખુશી છુ, પરતુ મૂળ સિદ્ધાતમા લેશ પણ નમતુ મુકવા તૈયાર નથી સ્વાતત્ર્ય એ મારો જન્મસિદ્ધ અધિકાર છે તે અધિ-

કારનો સ્વીકાર થવો જ જોઇએ—કટકે કટકે કે બટકે બટકે નહિ, પણ સંપૂર્ણતાએ અને સર્વાંગપણે આપણા વિજય માટે મને કશી શંકા નથી અને કદાચ આપણે હારી જઇએ તો પણ આપણું પ્રજાકીય સન્માન અને પ્રતિષ્ઠા આપણે અખંડ જાળવીશું, અને કાંઇ નહિ તો 'ગવર્નમેંટ ઓફ ઇંડીઆ એકટ'માં થએલા આપણા અપમાનનો પ્રતિકાર કરીશું હિંદી મહાસભાના મંતવ્ય અને 'સુધારા' ના કાયદાને આધારે કાર્ય કરનારા પ્રધાનોના મંતવ્ય વચ્ચેનો ભેદ એ છે કે મહાસભાની દૃષ્ટિ તેના લક્ષ્ય ઉપર ચોંટી છે અને તેના પ્રજાકીય સ્વાતંત્ર્યનો અસ્વીકાર કરનાર કોઇ પણ વસ્તુનો સ્પર્શ કરવા તે ના કહે છે, જ્યારે પ્રધાનની નજર તેમને સોંપાએલ 'ખાતાઓ' તરફ છે તેની વ્યવસ્થા કરીને તે માર્ગે તેઓ સ્વતંત્ર બનવા માગે છે

(આ સ્થળે દેશબંધુએ મોંટેગ્યુ-ચેમ્સફર્ડના સુધારાની અતિ સૂક્ષ્મ તપાસ કરી છે પ્રધાનોની સ્થિતિ કાઉન્સીલોની સત્તા, નાણા વિષયક નિરાધારપણું, વગેરે વિષયો ઉપર વિદ્વત્તાભરી ચર્ચા કરી એમ સિદ્ધ કરી આપ્યું છે કે એ બધું પોકળ છે આખી યોજનાની સમાલોચના કરતા પોતે નીચે પ્રમાણે જણાવે છે–)

કોઇ પણ સુધરેલા રાજ્યતંત્રમાં પ્રજાજનને મળતા પ્રાથમિક અધિકારો પણ આથી આપણને મળ્યા છે ? હિંદુસ્થાનની કાયદાની પોથીને કલંકરૂપ અનેક દમનનીતિના ધારાઓ રદ કરવાની હિંદુસ્થાનને સત્તા છે ખરી ? પંજાબના અત્યાચારોનું પુનરાવર્તન અટકાવવાની તાકાદ હિંદમાં છે ખરી ? હું માનું છું કે આ બધી બાબતોમાં 'સુધારા' પહેલાની અને અત્યારની સ્થિતિમાં કશો ફેર નથી

આ યોજનાને અવલંબીને આપણા પ્રધાનો અત્યારે કાર્ય કરી રહ્યા છે અલબત્ત, વિનીત ભાઇઓ આપણને ગંભીરતાપૂર્વક કહી રહ્યા છે કે સ્વરાજ્યનો આરંભ થઇ ચૂક્યો છે ! પ્રત્યેક નિરર્થક કલહનો અંત લાવવા હું સદા તૈયાર હોવા છતાં, સરકાર સાથે આ યોજનાને આધારે સહકાર કરવા તમને સલાહ આપી શકતો નથી માનભંગ થઇને શાંતિ મેળવવા હું તૈયાર નથી અને જ્યાં

સુધી 'ગવર્નમેંટ ઑફ ઇંડીઆ ઍક્ટ'નો પ્રવેશ-ભાગ સ્થિર છે, જ્યાં સુધી આપણી પોતાની ગૃહવ્યવસ્થા કરવાનો, આપણું વ્યક્તિત્વ ખીલાવવાનો, અને આપણું ભાવિ નિરધારવાનો આપણો અધિકાર સ્વીકારાયો નથી, ત્યાંસુધી સુલેહની કોઇ શરત ઉપર વિચાર કરવાને હું તૈયાર નથી

## સાચો ઉપાય

આપણા માટે યુદ્ધનો એકજ માર્ગ રહ્યો અને તે અસહકારનો આપણી છેલ્લી બેઠકોમાં તેજ કાર્યક્રમ આપણે સ્વીકાર્યો છે હવે તો આપણે તેના અનુયાયી થયા એટલે તેના તત્ત્વો વિષે પ્રલંબ વિવેચનની જરૂર રહેતી નથી પરંતુ કેટલાક મિત્ર-ટીકાકારોની શંકાના સમાધાન બનતા સુધી આપણે કરવા જોઇએ તેઓ કહે છે કે અસહકાર એ તો નકારાત્મક સિદ્ધાંત છે, નિરાશાવાદ છે આ સિદ્ધાંતની સંકુચિતતા અને એકમાર્ગીપણાથી તેઓ હેબક ખાઇ જાય છે દુનિયાભરના રાજદ્વારી બનાવો તરફ તેઓ આપણું લક્ષ ખેંચે છે અને પૂછે છે કે જે કોઇ પ્રજા આમ એકમાર્ગી થવા ઇચ્છે તેના ઉદ્ધારની કોઇ આશા ખરી ?

(અહીં ચિત્તરંજન અસહકારના સિદ્ધાંત વિષે અતિ સૂક્ષ્મ વિવેચનમાં ઉતરે છે અને તેના સંબંધમાં નીચે પ્રમાણે પૂર્ણાહુતિ કરે છે)

શ્રી સ્ટોકસના શબ્દોમાં કહું તો "અટકાવી શકાય તેવા અશુભના પક્ષકાર થવા ના કહેવી, અન્યાયમાં કશો પણ હિસ્સો લેવાની ના કહેવી, સુધરી શકે તેવી ભૂલો સ્વીકારી લેવા ના કહેવી, સદાચારના સિદ્ધાંતો સાથે અયુક્ત એવા સિદ્ધાંતોને શરણ થવા ના કહેવી, તેનું નામ અસહકાર છે એટલે કે સ્વાર્થબુદ્ધિએ કે વ્યવહાર-બુદ્ધિથી અશુભ કરનાર કે અશુભ ચાલુ રાખનાર મનુષ્યો સાથે સહકાર કરવા ના કહેવી તેનું નામ અસહકાર" હું કબુલ કરૂં છું કે અસહકાર એ ઉપલક દૃષ્ટિએ નકારાત્મક સિદ્ધાંત દેખાય પરંતુ વસ્તુત એ રચનાત્મક વાદ જ છે નવું ઘર બાંધવા માટે જૂનું આપણે તોડીએ છીએ, નવીન

રચના અર્થે આપણી પાસેની વસ્તુનો આપણે ત્યાગ કરીએ છીએ માનવજાતની સર્વ પ્રવૃત્તિઓનો આ જ ઈતિહાસ છે ગુલામી એ જો અશુભ જ હોય તો, જે કોઈ પણ સાધનથી એ શાશ્વત થતી હોય તે સર્વ સાધન સાથે આપણે અસહકાર જ કરવો રહ્યો તેમા નકારભાવ છે ખરો પરંતુ કોઈપણ ભોગે આપણી મુક્તિ પ્રાપ્ત કરવાનો-સ્વતંત્ર થવાનો-આપણો નિશ્ચય આપણે એથી જાહેર કરીએ છીએ, તેથી નિરાશાવાદન તત્ત્વ તેમા રહી શકતુ નથી એ સિદ્ધાન્તમા આશા અને શ્રદ્ધા ભર્યા છે એ સિદ્ધાંતની ફળપ્રાપ્તિમા આપણને અતુલ વિશ્વાસ છે એ સિદ્ધાતના અનુયાયીએના કારાગૃહપ્રયાણ સમયના ચ્હેરા ઉપર આલેખાએલ ભાવો વાચો, અને તમને ખાત્રી થશે કે વિજય આપણો જ છે તે હિમ્મતવાન અને સેવાભાવી અલીભાઈઓ કારાવાસ સ્વીકારે તે શુ તમે નિરર્થક માનો છો? લજપતરાય જેવા મર્દ, જેણે દેશ માટે અનેક યાતનાઓ સહન કરી છે, તેણે ફરી પણ નોકરશાહિના હુકમો ઠોકરે માર્યા અને જેલ સ્વીકારી, એનો શુ કાંઈ પણ અર્થ નથી? રાજવૈભવને પણ શરમાવે એવી આલિશાન સમૃદ્ધિના કોડિલા માલેક મોતીલાલ નેહરૂ પોતાના વૈભવને લાત મારી, નોકરશાહીની સામે થયા અને કારાગ્રહની જીંદગી સ્વીકારી એ શુ વિનાઅર્થનુ છે? કીર્તિસ્તંભ ઉપર કોતરાએલા હિંદુસ્થાનના અનેક વીરોના નામ સંભારવા જેટલો અત્યારે સમય નથી તેમ છતા પણ આપણી ભૂમિની આશા અને ગૌરવ રૂપ આપણા વિદ્યાર્થીઓનુ હુ જરૂર સ્મરણ કરવા ચાહુ છુ આપણા રાજદ્વારી જીવનની મધ્યમા રહીને સર્વ તપાસી જોવાની મને તક મળી છે અને વિદ્યાર્થીઓની અજબ હિમ્મત અને અડગ ભક્તિ હુ નિહાળી રહ્યો છુ તેમનુ જ પ્રેરણાબળ આપણી આ પ્રવૃત્તિનો સબળ આધાર છે, અને વિજયની માલીકી પણ તેમની જ છે તેઓ આપણા જમાનાની દીવાદાંડી રૂપ છે સ્વરાજ્ય પંથના તેઓ પ્રવાસી છે દુઃખનો ભાર તેમણે ઉઠાવ્યો છે, તો વિજયની વરમાળ પણ તેમની જ છે

(આ પછી મુંબઈના હુલ્લડ વગેરે ઉપર પોતે વિવેચન કરે છે અને જણાવે છે કે તેવા બનાવોથી આપણો સિદ્ધાંત

ખોટો નજ ઠરી શકે ખ્રીસ્તી ધર્મ સ્થાપવામા થએલી ખુનામરકીથી ખ્રીસ્તી ધર્મને ખોટો કહી ન શકાય એનો અર્થ એટલો કે આપણી સર્વ પ્રવૃત્તિ આપણે બરોબર વ્યવસ્થિત કરવી જોઇએ આ પછી સરકારે ચાલુ કરેલી નીતિ એ દમનનીતિ નથી એ પ્રકારના વાઇસરોયના વાદનો દેશબંધુ પ્રતિરોધ કરે છે અને આગળ ચાલતા, નીચે પ્રમાણે જણાવે છે)

નામદાર વાઇસરોયને હુ એક સવાલ પૂછુ છુ ઓસ્ટ્રેલીઆની ભૂમિ ઉપર આવતી કાલે જાપાન પોતાનો વાવટો ફરકાવે અને અત્યાર અમે બ્રિટીશ શહેનશાહત નીચે જે સ્વતત્રતા ભોગવીએ છીએ તેટલી સ્વતત્રતા અને તેવુ રાજ્યધારણ ઓસ્ટ્રેલીઅનોને આપવામા આવે અને જો ઓસ્ટ્રેલીઅનો ગમે તે ભોગે સ્વતત્ર થવા ઇચ્છે તો, વાઇસરોય સાહેબ ઓસ્ટ્રેલીઅનોને શી સલાહ આપશે ? ઓસ્ટ્રેલીઅનોની મજૂરી સિવાય દમનનીતિના કાયદા જાપાનીઓ પસાર કરે, સભાઓ બધ કરે, સ્વયસેવક મડળોને ગેરકાયદેસર ઠરાવે, અને પરિણામે આવા તમામ કાયદાઓની સામે થવાનુ જો ઓસ્ટ્રેલીઅનો નક્કી કરે તો તેમને વાઇસરોય શી સલાહ આપશે ?

યોગ્ય રીતે કે અયોગ્ય રીતે મહાસભાએ પરદેશી માલ અને ખાસ કરીને પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનુ ઠરાવ્યુ છે તેથી કોઇ કાયદાનો ભગ થતો નથી પોતાના ઉપયોગ માટે મહાસભાએ અસહકારનુ હથિયારજ નક્કી કર્યુ છે તેથી પણ કોઇ કાયદાનો ભગ થતો નથી ઘટિત કે અઘટિત, પણ મહાસભાએ યુવરાજની મુલાકાતનો બહિષ્કાર ઠરાવ્યો છે તેથી પણ કોઇ રીતે કાયદાનો ભગ થતો નથી. હવે સ્વયસેવક મડળોની મારફત નહિ તો કઇ રીતે મહાસભાએ પોતાનુ કામ કરવુ ? આ સ્વયસેવક મડળને તમે ગેરકાયદેસર ઠરાવો છો. સ્વયસેવક મડળો ઉપર ફટકો લગાવીને તમે મહાસભાની પ્રવૃત્તિ ઉપરજ ફટકો લગાવ્યો છે તે પ્રવૃત્તિ ગેરકાયદેસર છે એમ કહેવાની તો તમે હિમ્મત નહિ જ કરો એમ હુ માનુ છુ જેટલુ દેશાભિમાન તમારામા છે એટલુ જ અમારામા પણ છે એમ તમે સ્વીકારતા હો તો અમે તમારા હુકમોનો ભગ કરીએ અને જેલ

સ્વીકારીએ એમાં તમને આશ્ચર્ય શું થાય છે? હું એમ કહેવા હિમ્મત ધરૂં છું કે કાયદાનો ભંગ તમે કર્યો છે કોઇ પણ ભાષા કે કોઇ કાર્ય દેશના સામાન્ય ફોજદારી કાયદા વિરૂદ્ધ ન જાય ત્યાં સુધી એવી ભાષાનો ઉપયોગ કરવાનો અને તેવું કાર્ય કરવાનો દરેક શહેરીને કાયદેસર હક્ક છે તમે તે કાયદાનો ભંગ કર્યો છે આ બધાં સૂત્રો સામાન્ય કાયદાનાં છે તમે તે સૂત્રોનો ભંગ કર્યો છે હું આપને સ્મરણ આપવા ઇચ્છું છું કે આવા પ્રાથમિક હક્કોના પાલન ઉપર જ અધીન પ્રજાની વફાદારી ટકે છે

(આ પછી કલકત્તાની હડતાળો સંબંધ પોતે વિવેચન કરી એમ સાબીત કરે છે કે વિલાયતમાં પડતી હડતાળોથી આ હડતાળો કાંઇ જૂદી ન્હોતી અને અંગ્રેજ પત્રકારોના જ શબ્દો ટાંકી સિદ્ધ કરે છે કે કોઇ બળજોરીનો ઉપયોગ હડતાળ પડાવવામાં થયો ન્હોતો ધમકી વગેરે અપાયાની સાબીતી તેઓ સરકાર પાસેથી માગે છે અને છેવટે પોતે નીચે પ્રમાણે જણાવે છે )

અસહકારીઓની ધમકીમાંથી સમાજનું રક્ષણ કરવાના કોઇ ઉદ્દેશથી જામીનના કાયદાઓ અમલમાં ન્હોતા આવ્યા મહાસભાની અને અસહકારની પ્રવૃત્તિ તોડી પાડવાનો જ તેનો ઉદ્દેશ હતો સરકારની આ ધમકીનો જ અસહકારથી ઉત્તર આપવો રહ્યો છે

### સરકારનો હેતુ

આ બધું કરવામાં સરકારનો એક બીજો પણ હેતુ હતો આવી દમનનીતિથી, ધમકીથી, ધાકથી યુવરાજની કલકત્તાની મુલાકાત સફળ કરવી હતી યુવરાજશ્રીની જાતને માટે તમારા સર્વની વતી સર્વ શુભેચ્છાઓ તે નામદારને ચરણે, માનપૂર્વક ધરવા હું રજા લઉં છું ઇંગ્લાંડના રાજકુટુંબ અને હિંદુસ્થાન વચ્ચે કંઇ કલહ નથી પણ જે સત્તાની સાથે અસહકાર કરવાનો આપણો નિશ્ચય છે તે સત્તાના પ્રતિનિધિ તરીકે તે અત્રે આવે છે એ સ્થિતિમાં આપણે તેમને આવકાર આપવા ના કહીએ છીએ અત્યારે આવા આનંદોમાં ભાગ લેવા જેવી આપણી સ્થિતિ નથી આપણી બુદ્ધિશક્તિ અનુસાર આપણું ભાવિજીવન

ઘડવા, જીવનક્રમ સફળતાપૂર્વક પાર ઉતારવા, આપણા પ્રાથમિક હકકોનો સ્વીકાર કરાવવા, આપણું પ્રજાકીય અસ્તિત્વ સાબીત કરવા, આપણે યુદ્ધ કર્યું છે જે સત્તા આપણને આપણા પ્રાથમિક હકકો આપવા ના કહે તે સત્તાના પ્રતિનિધિને આવકાર આપવાનો દંભ આપણાથી થઈ શકે તેમ નથી આમ કરવામાં નામદાર યુવરાજશ્રીનું કે ઇંગ્લાંડના રાજકુટુંબનું અપમાન કરવા આપણી ઇચ્છા નથી આપણે તો એકજ વાત સ્પષ્ટ કરવા માગીએ છીએ કે નોકરશાહી સાથે અમારે અસહકાર છે

(૨)

# ભારતનું રાષ્ટ્રીય ધ્યેય

(૧૯૨૫ના મેની તા. ૧લીએ ફરીદપુરમાં બંગાળ પ્રાંતિક પરિષદના પ્રમુખપદેથી આપેલું ભાષણ)

"મુક્તિ કયે માર્ગે છે?" ભારતે ફરી ફરીને આનો આ જ પ્રશ્ન પૂછ્યા કર્યો છે. ઝાંખા જણાતા ભૂતકાળમાં દરેક વ્યક્તિના આત્માએ, તત્ત્વની શોધમાં ભમતા માયાથી કંટાળેલા આત્માએ, તે પૂછ્યા કર્યો હતો. અત્યારના વિભ્રામક સમયમાં હિંદના ઘવાએલા આત્માનો એ જ આર્ત સ્વર સંભળાય છે "કયે માર્ગે મુક્તિ મળશે?"

આપણે શાની સિદ્ધિ કરવાની છે તેનું સ્પષ્ટ ભાન થાય માટે એ જ પ્રશ્ન હું ફરીને મૂકું છું.

વ્યક્તિની માફક પ્રજા સમક્ષ પણ, બંધનમાંથી—અથવા કહો કે પાપમાંથી—મુક્તિ મેળવવાનો જ પ્રશ્ન ખડો છે. બંધનની બેડીઓ સાંકળનાર ઉપર એ પાપનો જેટલો બોજો છે તેટલો જ તે બેડીઓને અવનત મુખે પહેરી રાખનાર ધગશવિહોણા માનવસંઘને શિરે પણ છે.

આપણી પાસે કેટલાયે રસ્તા સૂચવાએલા મોજુદ છે—આત્મશાસન, હોમરૂલ, સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય. પણ જ્યાં સુધી તેનો પૂરો અર્થ સમજાય નહિ ત્યાં સુધી તે ખાલી નામો જ રહેવાનાં. એ અર્થ સમજતાં, હેતુ સાધવામાં કઈ પદ્ધતિ લેવી તેનો વિચાર આવવો જોઈએ.

શાન્તિમય અને કાયદેસર પ્રવૃત્તિની જ તરફેણમા રહેનારા કેટલાક છે અને હિંસા અને બળ સિવાય સ્વરાજ્ય મેળવવુ અશક્ય છે એમ માનનારા પણ છે

આ મહત્ત્વના પ્રશ્નનો નિર્ણય લાવવામા મદદ કરવા રૂપે માત્ર થોડા સૂચનો જ મૂકવા ચાહુ છુ સ્વાતંત્ર્યની રાષ્ટ્રીય ભાવના શી છે, અને એ ભાવના સિદ્ધ કરવા શી રીત અખત્યાર કરવી, તે બાબત આ પ્રાંતિક પરિષદે નિશ્ચિત મત જાહેર કર્યે જ છુટકો

## સ્વતંત્રતા અને સ્વરાજ્ય

સ્વતંત્રતા એ સ્વરાજ્ય કરતા વધારે સંકુચિત ભાવના છે એમ મને લાગે છે એટલુ ખરૂ કે એ પરાધીનતાનો અભાવ સૂચવે છે તે માત્ર નકારવાચક છે કોઇ ચોક્કસ આદર્શની ભાવના તેમા નથી હુ એમ તો ન જ કહુ કે સ્વતંત્રતા અને સ્વરાજ્ય સાથે સાથે ન હોઇ શકે બન્ને વિરોધી પણ હોઇ શકે પણ આપણે એકલી સ્વતંત્રતાની નહી પણ સ્વરાજ્યની સ્થાપનાની ય સાથે સાથે જરૂર છે હિંદ ડાલેજ સ્વતંત્ર થયુ કહેવાય—જો અંગ્રેજ લોકો આપણુ ભાવિ કુટી લેવા આપણને છોડી ચાલ્યા જાય તો પણ 'સ્વરાજ્યનો જે અર્થ હુ કરવા ધારૂ છુ તેવુ સ્વરાજ્ય તો આપણને એ રીતે મળ્યુ ન કહેવાય ગયાની મહાસભાના પ્રમુખપદેથી મે જેમ દર્શાવ્યુ હતુ તે પ્રમાણે હિંદને એક રહસ્યમય ને ગુચવાએલુ કોકડુ ઉકેલવાનુ છે હિંદની પ્રજાના દેખાતા વિરોધી તત્ત્વોને એક કરવાનુ, ભિન્ન ભિન્ન તત્ત્વોને સંગઠિત કરવાનુ, ભારતને શિરે રહ્યુ છે એ સંગઠનની ક્રિયા લાબી છે તે સાધતા ધૈર્ય ખુટી પણ જાય, પણ તેના વિના સ્વરાજ્ય શક્ય જ નથી મહાત્મા ગાધીના રચનાત્મક કાર્યક્રમનુ ડહાપણ આમાજ રહેલુ છે એઓ પોતેજ પોતાનો સંદેશ સ્વમુખેથી આપવાના છે, તેથી તે કાર્યક્રમ પર ચર્ચા કરવાની જરૂર નથી હુ એ કાર્યક્રમ સાથે પૂરેપૂરો મળતો છુ અને મારા દેશબાધવોને હુ આગ્રહપૂર્વક વિનવુ છુ કે તેનો માત્ર શાબ્દિક સ્વીકાર કરી, બેસી ન રહેતા તેને અમલમા મૂકી, તેને બને તેટલી હદ-સુધી સિદ્ધ કરી, ખરેખરો ટેકો આપવો.

બીજુ, સ્વરાજ્યમા વ્યવસ્થાનો જે સ્પષ્ટ ખ્યાલ છે તે સ્વતંત્રતામા રહેલો નથી રાષ્ટ્રનુ જે કામ મે આપને જણાવ્યુ તેમા જ એ વ્યવસ્થા આવી જાય છે જે આપણે મેળવીએ અને સ્થાપીએ તે હિંદી પ્રજાના માનસ, સ્વભાવ અને રૂઢિની સાથે બંધ બેસતુ હોવુ જ જોઇએ સ્વરાજ્યનો અર્થ, મારા સમજવ પ્રમાણે, 'હિંદી પ્રજાના જૂદાજૂદા તત્ત્વોનુ એકીકરણ કરવાની સ્વતંત્રતા' છે એ કાર્ય સાધવા રાષ્ટ્રીય પદ્ધતિનો અમલ જોઇએ એ રાષ્ટ્રીય રીત બે હજાર વર્ષ પૂર્વે હતી તેવી નહિ, પણ લોકોના સ્વભાવ અને માનસના રહસ્યો કળી જે માર્ગનુ જ્ઞાન થાય તે માર્ગે આગળ વધવાની તૈયારી કરનારી હોવી જોઇએ વ્યવસ્થા એટલે યુરોપમા જે પ્રચલિત છે તે જડ નિયમન નહિ વ્યવસ્થાનો અર્થ તો હુ જૂદો જ કરૂ છુ યુરોપમા સમાજ તેમજ સરકારનો પાયો નિયમન ઉપર રચાએલો છે એ નિયમનનો અર્થ લશ્કરી સત્તા છે જે નિયમને ઇગ્લાડને હાલની સ્થિતિએ પહોચાડયુ તે પણ તે જાતની લશ્કરી સત્તાનુ જ પરિણામ છે યુરોપીય સંસ્કૃતિને ઉતારી પાડવાનુ કામ મારૂ નથી યુરોપીયનાનો તે માર્ગ છે અને તેમણે તે અનુસર્યે જ છુટકો પણ તેમનો માર્ગ એ આપણો માર્ગ નથી આપણા રાહ ન્યારા છે અને તે રાહે કર્તવ્ય કરવાની આપણી ફરજ છે આપણા એ કાર્યમા કોઇ પરદેશી સત્તાને વિઘ્ન નાખવાનો અધિકાર નથી નાખવુ જોઇએ નહિ

ત્યારે, આપણે કેવી ભાવનાનો સ્વીકાર કરશુ ? એ ભાવના, હુ જેને માત્ર સ્વતંત્રતા કહુ છુ તે નહિ કેમકે તેમા તો સ્વરાજ્ય ન પણ આવે આપણને પૂછવામા આવે કે, "તમારૂ રાષ્ટ્રીય ધ્યેય શુ ? ત્યારે એકજ જવાબ સભવે અને તે "સ્વરાજ્ય" હોમરૂલ કે આત્મશાસન એકકેય મને ન ગમે કદાચ સ્વરાજ્યની મારી ભાવનાની અંદરજ તેમનો સમાવેશ થઇ જાય કોણ જાણે કેમ મારા સસ્કાર પ્રમાણે હુ કોઇ પણ જાતના 'રૂલ'–શાસનની જ વિરૂદ્ધ છુ પછી તે 'હોમરૂલ' હોય કે પરદેશી 'રૂલ' હોય આત્મશાસનની સામે પણ મારો એજ વાંધો છે જો 'પોતાનો જ પોતા માટે અમલ' એવો તેનો અર્થ થાય તો મારી

દલીલનો જવાબ મળે ખરો, પણ એ અર્થમા તો તેનો સ્વરાજ્યમા સમાવેશ થઇ જાય

## પ્રજાસઘના અગ તરીકે

હવે, સ્વરાજ્યની આ ભાવનાને બ્રિટિશ સામ્રાજ્યની અદર રહીને કે તેની બહાર રહીને સિદ્ધ કરવી એ પ્રશ્ન ઉભો થાય છે રાષ્ટ્રીય મહાસભાએ હમેશા જે ઉત્તર આપ્યા કર્યો છે તે એ છે કે 'આપણા હક્કો' નો જો સ્વીકાર થાય તો સામ્રાજ્યની અદર રહીને, અને સ્વીકાર ન થાય તો સામ્રાજ્યની બહાર આપણને રાષ્ટ્ર-જીવન જીવવાની તક મળવી જોઇએ આત્મસિદ્ધિ, આત્મવિકાસ અને આત્મપૂર્ણતા મેળવવાનો અવસર મળવો જોઇએ આપણુ જીવન સાચી રીતે જીવવાનો જ સવાલ મુખ્ય છે આપણા રાષ્ટ્રીય જીવનમા વૃદ્ધિ અને વિકાસ લાવવા માટે જો સામ્રાજ્ય આપણને અવકાશ આપે તો સામ્રાજ્યની, માત્ર ભાવના જ ઇષ્ટ છે એથી ઉલટુ જો જગન્નાથના રથ પ્રમાણે પોતાની શાહી સવારીની હડફેટમા જ આપણને એ સામ્રાજ્ય કચરવા માગે તો સામ્રાજ્યની બહાર જ સ્વરાજ્ય સ્થાપવામા સારુ ગૌરવ છે

## સામ્રાજ્ય એટલે શુ

અલબત્ત, સામ્રાજ્યના વિચારમા અનેક સગવડો રહેલી છે સસ્થાનો જેવુ પદ લેવામા લેશમાત્ર ગુલામી નથી માલેક-નોકરનો અર્થ પણ તેમા નથી તેમા તો સહકારનુ સારુ જોમ, વ્યાપક હિતબુદ્ધિ સામ્રાજ્યના અગોની સમતિ અને મત્રી હોય છે આવી સ્વેચ્છાપૂર્વકની મૈત્રામ જૂદા પડવાનો હક્ક ચોક્કસ રહેલો જ છે મહાવિગ્રહ પહેલા સામ્રાજ્યમાંથી જૂદા થવાનુ વલણ ક્યાક ક્યાક જાગ્યુ હતુ, પરતુ લડાઇ પછી એમ મનાવા લાગ્યુ છે કે સામ્રાજ્ય અથવા તેના અગો એક મહાન્ એકત્રિત સઘ તરીકે જ જીવી ને ટકી શકે અત્યારના સજોગોમા કોઇ પ્રજા વિભક્ત થઈ, એકલી જીવી શકે નહિ, અને સસ્થાનપદમાં, બ્રિટિશ સામ્રાજ્યના નામ નીચે એકત્રિત થએલ મહાન્ રાષ્ટ્રસઘના અગોને રક્ષણ મળવા ઉપરાત દરેકને પોતાનો વિકાસ અને પૂર્ણતા સાધવાની તક પણ અવશ્ય

મળે છે, એમ સમજાવા લાગ્યુ છે માટે જ, સ્વરાજ્યની જે ભાવના હુ રજુ કરૂ છુ તેમા આ બધા વિશિષ્ઠ લક્ષણોનો સમાવેશ થાય છે

મને તો એ ભાવનાની ઉડી આધ્યાત્મિકતાએ ખાસ આકર્ષ્યો છે હુ વિશ્વશાતિમા માનનારો છુ રાષ્ટ્રોના અતિમ મહાસઘમા મને શ્રદ્ધા છે હુ ધારૂ છુ કે બ્રિટિશ સામ્રાજ્ય—વિધવિધ જાતિઓના નિરનિરાળા જીવન, સસ્કૃતિ અને માનસનુ સગઠન સાધતું બ્રિટિશ સામ્રાજ્ય—જો યોગ્ય નેતાઓ મેળવી રહે તો રાજદ્વારીઓનો મહાપ્રશ્ન ટાળવામા અમૂલ્ય ફાળો આપી શકે એ પ્રશ્ન કયો? માનવકલ્પના જેટલી વિશાળતાને સ્પર્શી શકે તેટલી વિશાળતા ધારણ કરતા એક મહાસઘમા જગતના રાજ્યોને ગુથી દેવાનો એ પ્રશ્ન છે પણ તેમા નેતાઓના જ હાથમા સુકાન જોઇએ કારણ કે એ ભાવનાના વિકાસમા તો, અગ બની રહેલી દરેક પ્રજાને ભોગો આપવા પડશે, દેખીતો આત્મત્યાગ કરવો પડશે બીજુ, સામ્રાજ્યના હિત માટે સત્તા અને ઉપરીપણાનો કદરૂપો ખ્યાલ પણ છોડી દેવો પડશે મને લાગે છે કે હિદના હિત માટે, પ્રજાસઘના હિત માટે, આખા જગતના હિત માટે હિદે એ સઘમા રહીને જ સ્વાતત્ર્ય માટે પ્રયત્ન કરવો અને એ રીતે માનવજાતની સેવા કરવી

## સ્વરાજ્યનો માર્ગ

હુ હવે પદ્ધતિનો સવાલ ઉપાડુ છુ મારા મત પ્રમાણે પદ્ધતિ એ ભાવનાનો એક ભાગ છે એટલે કે આપણે જ્યારે પદ્ધતિનો વિચાર કરીએ ત્યારે ધ્યેયનો વધારે વિશાળ ખ્યાલ ભુલી જઇ શકીએ નહિ

એ રીતે જોતા આપણા જીવન અને સસ્કૃતિ સાથે હિસા અને પશુબળનો ખ્યાલ બધ બેસતો નથી હુ એમ નથી કહેતો કે હિદના ઇતિહાસમા ક્યાયે હિસાનો અમલ નહોતો કે તેમા વિગ્રહો નહોતા આપણા ઇતિહાસનુ ઉપલક જ્ઞાન ધરાવનાર પણ જોણે છે કે એવુ કશુ જ નથી પણ ક્યારેક આપણા જીવનમા અમુક વસ્તુ પ્રરાણે દાખલ થઇ જાય છે અને સત્યશોધક

અભ્યાસીએ આપણા માનસનુ ખરૂ વલણ સમજવા એવી વાતોને જુદી તારવવી રહી યુરોપની પેઠે શસ્ત્રબળ આપણા જીવનમા સકળાયુ નથી ત્યા જે કાયદાની પદ્ધતિ એ બળને અકુશમા રાખે છે તે પણ આખરે તો હિસાપરજ અવલબે છે પણ હિદના લોકો તો રૂઢિ અને પ્રણાલિકા પ્રમાણે ચાલતા આવ્યા છે અને એ રીતે હિસક વૃત્તિથી દૂર રહેતા પામ્યા છે આપણી ગ્રામ્યવ્યવસ્થા અહિસાત્મક પ્રવૃત્તિનો ચમત્કારિક નમુનો ગણાય એક પુષ્પ ફૂટે તેવી કુદરતી રીતે આપણી એ સસ્થાઓ જન્મી છે ત્યા યુદ્ધો મચ્યા છે પણ તે બુદ્ધિના ત્યાં આકાક્ષાઓ જન્મી છે પણ તે આત્માની તકરારો અને લઢાઇઓના અતમા શાત સમજણજ ફાવ્યા કરી છે આ લક્ષણો વિરૂદ્ધનુ જે કઇ હોય તે સર્વોત્કૃષ્ટ દષ્ટિબિદુથી તદ્દન અનીતિમાન ઠરે અને તેની હાર થાય હુ બેધડક મારો અચળ અભિપ્રાય જાહેર કરૂ છુ કે, આપણે કદી વિપ્લવવાદના માર્ગે સ્વતત્ર થઇ શકવાના જ નથી.

બીજુ, હિદના ખાસ માનસની વાત બાજુએ મૂકતા, એક દબાએલીને 'ન'ર્બળ બનેલી પ્રજા, સરકારના મહાન્ સુવ્યવસ્થિત દળ સામે એ રીતે ઝુઝી શકે ખરી? ફ્રાસના કે બીજા વિપ્લવોના દષ્ટાતો ટાકવાનો કઇ અર્થ નથી તે કાળમા તો લોકો ત્રિકમ કોદાળીઓ લઇ લડતા અને તો યે ઘણીવાર ફાવી શકતા પણ અત્યારે આવી સુવ્યવસ્થિત, સુસ્થિર સરકારને એ રીતે ઉખેડી નાખી શકીએ તે સભવે ખરૂ? મને લાગે છે કે શસ્ત્રબળથી કરેલી ક્રાતિ તો અત્યારે ઇગ્લાડમા પણ અશક્ય છે

### સ્વતત્રતા અને હિસા

વળી, હિસાનો માર્ગ સગઠનના મૂળમા કુહાડો મારે છે પણ એ સગઠન વિના સ્વરાજ્ય મેળવવુ અશક્ય છે હિસામાથી વધારે હિસા જન્મે એની સામે સરકાર પણ તેવા પગલા જોરથી લે, અને દમનનીતિનો દોર એવો સખ્ત ચાલે કે હિદી પ્રજાનો સ્વરાજ્ય માટેનો પણ ઉત્સાહ મદ પડી જાય જે યુવકો વિપ્લવવાદમા માને છે તેમને હુ પૂછુ છુ કે, "લોકો તમારે પક્ષે છે એમ તમે માનો છે, ?" જ્યારે જાન અને મિલકત સલામત ન હોય ત્યારે તેનુ

અનિવાર્ય પરિણામ એ આવે છે કે, જે લોકોને સહન કરવાનું હોય અથવા જે માનતા હોય કે તેમને સહેવું પડે છે, તેઓ આવી પ્રવૃત્તિથી દૂર રહે છે માટે જ આ પદ્ધતિ અવહેવારૂ છે અલબત્ત, આવા નૌજુવાનો દેશભક્તિનો જે ઉત્સાહ, હેતુની જે પ્રમાણિકતા બતાવી શકે છે તેની સામે તો હું શબ્દ પણ ઉચ્ચારવા માગતો નથી પણ મે કહ્યું તેમ તે પદ્ધતિનો આપણા સ્વભાવ સાથે મેળ ખાતો નથી માટે જ ગાંધીજી કહે છે તેમ તેનો અમલ કરવો એ સમય અને શક્તિનો દુર્વ્યય ઠરે છે હું બંગાળના નૌજવાનોને વિનવું છું કે જો તમે અંદરખાનેથી જરા યે ક્રાંતિવાદ તરફ વલણ ધરાવતા હો તો તે છોડી દેજો બંગાળ પ્રાંતિક પરિષદને હું કહું છું કે, સ્વતંત્રતા એવી રીતે મળી શકે જ નહિ તેણે સ્પષ્ટ અને ચોખ્ખા શબ્દોમાં આ જાહેર કરવું ઘટે

જો કે હું એવી પદ્ધતિની સામે છું છતાં મારે એટલું તો કહેવું જ જોઈએ કે બંગાળમાં વિપ્લવકારી ચળવળને સરકારની સખ્તીએ જ મોટે ભાગે મદદ કરી છે પ્રોફેસર ડાઇસીએ, એટલે સુધી દર્શાવ્યું છે કે છેલ્લા ત્રીસ વર્ષથી, અંગ્રેજોની કાયદા અને વ્યવસ્થા પ્રત્યેની માનવૃત્તિમાં કોઈક અજબ જેવો ઘટાડો થયો છે એ પરિણામ અત્યારના કાયદાની બદીનું છે, કમકે તેથી અદાલતોની સત્તા કમી થઈ છે કાયદાનો અમલ જોખમમાં મૂકાયો છે એમ તે કહે છે એટલે કે હિંસાના એક કૃત્યમાંથી બીજા અનેક જન્મે છે સરકાર જો ગેરકાયદેસર પ્રવૃત્તિમાં પડે અને એ રીતે વાજબી પ્રવૃત્તિને દાબી દેવા માગે તો પ્રો ડાઇસી કહે છે તેમ, પ્રજામાં 'ગેરકાયદેસર થવાનો ઉત્સાહ' જાગે જ પ્રોફેસર ડાઇસીનો એ મત હિંદે અને ખાસ કરીને બંગાળે ખરો પાડયો છે

## વિપ્લવવાદનું વાતાવરણ

હિંદમાં ક્રાંતિવાદ ઓચિંતો જ ઉગી નીકળ્યો છે એમ નથી બીજા દેશોની જેમ અહીં પણ તેને અનેક કક્ષાઓમાંથી પસાર થવું પડયું છે અંગ્રેજોએ આખા એક સૈકા સુધી

પોતાની પ્રજાના સ્વાર્થ માટે જ હિંદ પર અમલ ચલાવ્યા કર્યો તેમાથી અશાતિ જન્મી એટલે વિપ્લવવાદ ઉછળ્યો. ૧૮૫૮ મા હિંદને ઇંગ્લાડના સમ્રાટની હકુમત નીચે લાવવામા આવ્યુ ત્યા સુધી અશાત સતત ચાલુ રહી, સબળ થઇ હતી. ૧૮૫૮ થી ૧૯ મી સદીના અત સુધી, એટલે મહારાણી વિકટોરિયાની કારકીર્દીના મોટા ભાગ સુધી, એક પરદેશી નોકરશાહીએ હિંદ પર શાસન કર્યા કર્યું અને આ દેશની પ્રજાના હિતોની છેક જ અવગણના કર્યા કીધી હિંદીઓના હિતને ભૂલી જવાના સભાળપૂર્વક થતા પ્રયત્નો માટે, શિક્ષિત વર્ગે દર્શાવેલ તે મતને ઠોકરે ઉડાવવાના પ્રયત્નો માટે આ સમય સુવિખ્યાત ગણાયો છે અલબત્ત, એ આખી મુદતમા ક્યારેક ક્યારેક હિતકારક કામો થયા કરતા લોર્ડ રીપને માતૃભાષા સામેનો છાપાનો કાયદો રદ કર્યો અને સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના કરી ઇલ્બર્ટ બીલ, ૧૮૯૧ના ઇંડીઅન કાઉન્સીલ એક્ટનુ પુનરાવર્તન વગેરે તેના દૃષ્ટાતો છે આ બધાને હુ 'કલ્યાણમયી રાજસત્તા' (benevolent despotism) ના કૃત્યો કહુ છુ કેમકે તે પાછળ રહેલો હેતુ તો નોકરશાહીની સત્તાને સુદૃઢ બનાવવાનોજ હતો

સૌથી મહત્ત્વનુ એમનુ એક પગલુ તે સ્થાનિક સ્વરાજ્યનુ હતુ પણ તેનો બારીક રીતે અભ્યાસ કરતા જરૂર માલુમ પડશે કે તેમા જે દેખાડવામા આવે છે તે વસ્તુત નથી પ્રજાના કલ્યાણ માટે કોઇ પગલુ લેવામા આવે છે તેમ કહેવાતુ ત્યારે પણ એ કલ્યાણભાવનામા પ્રમાણિકતાન દર્શન કદિ થતા નહિ

લોર્ડ લીટનનો 'વર્નાક્યુલર પ્રેસ એક્ટ' લોર્ડ ડફરીનની હિંદના બુદ્ધિમાન વર્ગની હાસી, અને દુષ્કાળ માટેની નાલાયક મજૂરીઓ વગેરે કારણોએ હિંદના ક્રાંતિવાદની ઇમારતનો ઉંડો પાયો નાખ્યો

એ સમયનુ બીજુ આદોલન લોર્ડ કર્ઝનને લીધે ઉછળ્યુ લોર્ડ કર્ઝનની આપખુદી ને શાહી વર્તણુકને લીધે વિપ્લવવાદના મડાણ થયા વહીવટની કાબેલીયતને તેણે પ્રજાની જરૂરીઆતો

કરતા વધુ મહત્ત્વની ગણી, એક તરફથી તેણે આ વહીવટી બધન મૂકયુ બીજી તરફથી પ્રજાના મતની જાણી બુઝીને ઉપરા ઉપરી અવગણના કરવા માડી રાષ્ટ્રીય ચળવળોને દાબી દેવા એક પછી એક તુમારો કઢાવા લાગ્યા આમ દમનનીતિ અને સખ્તીનો એક બાજુ અમલ શરૂ થયો ત્યારે બીજી બાજુએ હિદના બુદ્ધિમાન વર્ગે વિપ્લવવાદમા ઝપલાવ્યુ

લોર્ડ કર્ઝનના શાસનકાળમા ક્રાતિવાદની છેલ્લી કક્ષા શરૂ થઇ વિપ્લવવાદના આકર્ષણે અનેક નૌજવાનો વૈરની લાગણીથી અને સ્વતત્રતા મેળવવાની આકાક્ષાથી ક્રાતિકારક ગુન્હાઓ સુદ્ધા કરવા લલચાયા લોર્ડ મીટો વાઇસરોય હતા ત્યારે સરકારે પોતાનો 'લોખડી પજો' બતાવ્યો અને જુલ્મનુ શાસન પ્રવર્ત્યું બગાળાના તરૂણોના એક વર્ગે બોમ્બ અને રિવોલ્વરથી આ જુલ્મનો જવાબ આપવા પ્રયત્ન કર્યો

## જગતની રાજનીતિની અસર

જો વિશાળ દ્રષ્ટિબિદુથી અભ્યાસ કરવો હોય તો આ નવા વલણનુ ખાસ લક્ષણ ધ્યાનમા લેવુ જરૂરનુ છે હિદની અશાતિના મૂળ, વિપ્લવવાદભર્યા માનસના મૂળ હિદી પ્રજામતની અવગણનામા અને જુલ્મ અને સખ્તીના અમલમા છે ગમે તે માર્ગે સ્વતત્રતા મેળવવાની ભાવનાને બીજા મૂળોમાથી પણ પોષણ મળ્યુ છે ગઇ સદીને અતે ખુનખાર લડાઇમા રશીઅનો ઉપર જાપાનીઓએ વિજય મેળવ્યો, અને એશિયાની અસ્મિતા જાગ્રત્ થઇ ઉપરાત ઇજીપ્તના રાષ્ટ્રસેવકોની લડત, આઇરીશ દેશાભિમાનીઓની પ્રચડ ઝુબેશ, સમાજવાદી સોવિએટનુ સસ્થાપન, બોલ્શેવિઝમનો પ્રચાર, બ્રિટીશ અને ગ્રીક સત્તાધીશો આગળ અગોરા સરકારનો પરાજય—આ તમામ તત્ત્વોએ હિદમા આઝાદીની ભાવના પ્રકટાવનામા ખુબ ફાળો આપ્યો અને એ ભાવનાને સીધેસીધુ હલેસુ કર્ઝનના શાહીવાદે માર્યું એટલે વર્ષોથી ધુંધવાતો આતશ ભભૂકી ઉઠ્યો

## મુખ્ય બનાવોની યાદી

હિંદમા હિંસાત્મક વિપ્લવવાદની મ્હેલાતો, શાહી શાસનકર્તાએ ૧૯૦૫ થી ૧૯૦૯ સુધીમા જે સાધનોથી ઉભી કરી તેની યાદી, અને પ્રજાએ આપેલા જવાબની નોધ લાભકારક થઈ પડશે

### ૧૯૦૫

૩જી ફેબ્રુઆરી ૧૯૦૫—લોર્ડ કર્ઝને હિંદની યુનીવરસીટીનુ બીલ દાખલ કર્યું અને ૧૦ મી તારીખે કાઉન્સીલમા પસાર કરાવ્યુ

૧૧મી ફેબ્રુઆરી—યુનીવરસીટીના પદવીદાનના સમારંભ વખતે હિંદીઓની પ્રમાણિકતા અને સત્યનિષ્ઠાની હાસી કરતુ લોર્ડ કર્ઝનનુ ભાષણ

૧૯ મી જુલાઈ—બંગભંગનુ હિંદી સરકારનુ જાહેરનામુ ઠરાવરૂપે પ્રસિદ્ધ થયુ

૭ મી ઓગસ્ટ—કલકત્તામા બંગભંગ વિરૂદ્ધની ચળવળ કાસીમ બઝારના મહારાજાના પ્રમુખપદ નીચે ટાઉનહોલમા બહિષ્કારની ચળવળ શરૂ થઇ

૨૧મી ઓગસ્ટ—લોર્ડ કર્ઝને હિંદના વાઇસરોય તરીકે રાજીનામુ આપ્યુ (૧૭ મી નવેમ્બરે હિંદ છોડયુ)

૧ લી સપ્ટેંબર—બંગભંગની સીમલામાથી જાહેરાત

૨ જી સપ્ટેંબર—બંગભંગની જાહેરાતથી આખા બંગાળમાં ગમગીની

૨૨ મી સપ્ટેંબર—બંગભંગ અને સ્વદેશીની ચળવળને અંગે લાલમોહન ઘોષના પ્રમુખપદ નીચે કલકત્તા ટાઉનહોલમા મળેલી ૪૦૦૦ માણસોની સભા.

૨૫ મી સપ્ટેમ્બર—કલકત્તા મેદાનમાં બંગભંગની ચળવળની પોલીસે મના કરી

૨૯ મી સપ્ટેમ્બર—વરિષ્ઠ ધારાસભાની સીમલામા મળેલી બેઠકમા બગભગનો ખરડો કાયદા તરીકે પસાર થયો.

૮મી ઓકટોબર—બગભગને લીધે શરૂ થએલી બહિષ્કારની ચળવળને લીધે આગેવાન મારવાડીઓએ મેચેસ્ટર સાથેના રૂના કરાર મોકલવાની ના કહી

૧૦મી ઓકટોબર—બગાળ સરકારના હિતૈષી મિ કાર્લાઇલે વિદ્યાર્થીઓને 'પીકેટીગ'મા જોડાવાની મના કરતો સ્વદેશી વિરૂદ્ધનો ઢઢેરો બહાર પાડયો

૧૨મી ઓકટોબર—બગભગ બાબતના કાગળો સત્તાવાર રીતે પ્રસિદ્ધ થયા.

૧૬મી ઓકટોબર—પૂર્વ બગાળ અને આસામના પ્રાતોનું સસ્થાપન, તેના પહેલા ડેપ્યુટી ગવર્નર સર બેમ્ફીલ્ડ ફુલરને હાથે શીલોગમા થયુ 'ફીડરેશન હોલ'નો પાયો નાખવાની ક્રિયા, સમસ્ત બગાળમા શોકદિન તથા છેલ્લો 'યુનીઅન ડે' વગેરે મિ એ એમ બોઝના પ્રમુખપદ નીચે ઉજવાયા

૧લી નવેમ્બર— બગાળના જોડાણ માટે લોકોની આજીજીનો ઢઢેરો આખા પ્રાતમા વચાયો

૮મો નવેમ્બર—સર બેમ્ફીલ્ડ ફુલરના ચીફ સેક્રેટરી મિ. પી. સી લાયને જાહેર રસ્તા તથા મેદાનમા 'વન્દે માતરમ્' ઉચ્ચારવાની મના કરતી પત્રિકા બહાર પાડી

## ૧૯૦૬

૧૨ મી જાન્યુઆરી ૧૯૦૬-ઇડીઅન એસોસીએશનના પ્રતિનિધિમડળને લોર્ડ મીટોએ જવાબ આપ્યો કે બગાળના ભાગલા પાડવા એ સિદ્ધ વાત છે

૧૫મી એપ્રિલ—મિ એમર્સનના હુકમથી બારીસાલ પરિષદને વિખેરી નાખવામા આવી

૨૭મી ઓકટોબર—મયમનસિગમા કેટલાક ગૃહસ્થો અને વિદ્યાર્થીઓ ઉપર પોલીસનો ઇરાદાપૂર્વકનો હુમલો

૧૯૦૭

૧ લી જાન્યુઆરી ૧૯૦૭—મેદાનમાના રાણી વિક્ટોરીઆના પૂતળા પર ડામર લગાડી તેને તોડવામા આવ્યુ

૯મી મે—લાલા લજપતરાયને ગિરફતાર કરી ૧૮૧૮ના રેગ્યુલેશન ન ૩ નીચે દેશપાર કરવામા આવ્યા

૨૦મી મે—સીરાજગજમા ગુરખાઓની એક ટુકડીના જવાને લીધે, હિદુ વસ્તીમા પુષ્કળ ગભરાટ

૧૭મી જુન—'સભાઓના જાહેરનામા'નો અમલ અમૃતસર ડીસ્ટ્રીક્ટને લાગુ કરવાનુ જાહેર કરવામા આવ્યુ 'હિદુસ્તાન' પત્રના અધિપતિને લાહોરમા ગિરફતાર કરવામા આવ્યા

૧૧મી જુલાઇ—પૃથ્વીશચદ્ર રાયના પ્રમુખપદ નીચે મળનારી ફરીદપુર ડીસ્ટ્રીક્ટ કોન્ફરન્સ ભરવાની બધી

૨જી ઓક્ટોબર—પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ મિ સ્વીનહોના હુકમથી, ગ્રીઅરપાર્ક સિવાયના કલકત્તાના બધા 'સ્કવેર'મા સભાઓ તથા મડળીઓની મના કરવામા આવી

૧લી નવેબર—ફિતુરી સભાઓ (સીડીશીઅસ મીટીગ્સ)ના ખરડો પસાર થઇ કાયદો થયો

૨૬મી ડીસેબર—સુરતની ૨૩મી રાષ્ટ્રીય મહાસભામા ભગાણુ પડયુ

૧૯૦૮

૩જી ફેબ્રુઆરી—મયમનસિંગને ત્રણ ડીસ્ટ્રીક્ટસમા વહેચી નાખવાની યોજના જાહેર કરવામા આવી

૩૦મી એપ્રિલ—મુઝફ્ફરપુરમા મીસીસ અને મીસ કેનેડીની ગાડીમા બોબ ફેકાયો

૧લી મે—માણીકતોલા બોબના કાવત્રાબાજોને પકડવામા આવ્યા.

૧લી મે—મીસીસ અને મીસ કેનેડીના ખુન માટે ખુદીરામ બોઝને સશય ઉપર વાઇનીમા પકડવામા આવ્યા

૨જી મે—હેમચદ્ર દાસ પકડાયા બાબુ અરવિદ ઘોષ, સૈલેન્દ્રનાથ બોઝ અને અવિનાશ ચરણ ભટ્ટાચાર્યને 'નવશક્તિ'ની ઑફિસમા બોબના કાવત્રામા શામિલગીરી માટે પકડવામા આવ્યા

૨જી મે—બારિદ્રકુમાર ઘોષ, ઉલ્લાસકર દત્ત, ઇન્દુભૂષણ રાય અને બીજા કેટલાકને બોબ અને ફુટે તેવા દ્રવ્યો તથા બીજી લશ્કરી સામગ્રીના મુદ્દામાલ સાથે પકડવામા આવ્યા

૩જી મે—મોસોસ અને મીસ કેનેડીના ખુની તરીકે શક પર પકડાએલા પ્રફુલ્લચદ્ર ચાકીએ રિવોલ્વરથી આપઘાત કર્યો

૫મી મે—શ્રીરામપુરમા નરેદ્રનાથગોસ્વામીને બોબના કાવત્રાના સબધમા પકડવામા આવ્યા

૬ઠી મે—મી હીકીનબોથામ નામના ખ્રીસ્તી મીશનરીને ગોળીથી ઠાર કરવામા શામેલ હોવા માટે પાચ બગાળી હિદુઓને કુસ્તીઆમા પકડવામા આવ્યા

૧૫મી મે—કલકત્તામા, ગ્રે સ્ટ્રીટમા, ટ્રામવે લાઇન પર એક બૉબ ફુટયો અને ચાર જણાને ઇજા થઇ

૨૪મી મે—હોરાની એક પેસેજર ટ્રેઇનના ત્રીજા વર્ગમાથી બે બૉબ મળી આવ્યા

૨જી જુન—ઢાકામા બારા આગળ હથિયારબધ માણસોએ લટ કરી જેમાના ૪૦ માણસોએ ૩૦૦ ગ્રામવાસીઓ સાથે લડાઇ કરી, અને ૪ના જાન લીધા

૮મી જુન—કાઉન્સીલમા ગવર્નર જનરલે છાપાનો અને ફુટે તેવા દ્રવ્યોનો નિષેધક કાયદો પસાર કર્યો

૨૧મી જુન—કાકીનારામા બીજા વર્ગના ડબામા એક બૉબ ફેકવામા આવ્યો અને એક યુરોપીઅન બેસારૂને સખ્ત ઇજા થઇ

૨૨મી જુન—માનીકતોલા બૉબના કાવત્રામાંના એક આરોપી નરેદ્રનાથ ગોસ્વામીએ ફરિયાદપક્ષના સાહેદ તરીકે ચોકાવનારૂ નિવેદન કર્યું જેમા અરવિદઘોષ અને બગાળના બીજા જાણીતા માણસો લૂટફાટ અને ખુનના પ્રયત્નોમાં શામેલ હતા તેવુ કહેવામા આવ્યુ

૨૭ ઓગસ્ટ—શસ્ત્રના કાયદાના રૂએ પકડાએલા આરોપી-ઓમાંથી નગેનધરણી ગુપ્ત, અને ઉલ્લાસકર દત્તને વરસની સખ્ત મજુરી સાથેની કેદ મળી અને બીજાઓ મુક્ત થયા

૧૧મી ઓગસ્ટ—ખુદીરામ બોઝને ફાંસી

૧૨મી ઓગસ્ટ—ચાંદનગર રેલ્વે સ્ટેશન પાસેથી બે બૉમ્બ જડી આવ્યા

૨૮મી ઓગસ્ટ—નારાજોલના રાજા નરેંદ્રલાલ ખાનબહાદુર અને બીજા આઠ સંભાવિત પુરૂષોને મિદનાપુરમાં ત્યાંના બધા યુરોપી અફસરોનાં ખૂન કરવાના કાવત્રામાં સહાયકો તરીકે પકડવામાં આવ્યા ૧૮મી સપ્ટેંબરે તેમને જામીનપર છોડવામાં આવ્યા અને તેમની સામેના કેસને ઓન સત્યપ્રસન્નસિંહે પાછો ખેંચી લીધો

૩૧મી ઓગસ્ટ—નરેંદ્રનાથ ગોસ્વામી જેણે માફી બદલ ફુટી જઇ એકરાર કર્યો હતો તે અલીપુર જેલમાં ગોળીથી ઠાર થયો

૮મી સપ્ટેંબર—દાદાભાઇ નવરોજીએ વધોવાથી સદેશ મોકલ્યો કે વિપ્લવ અને હિંસાથી દૂર રહેવા દેશબાંધવોને હુ વિનતિ કરૂ છુ

૨૦મી સપ્ટેંબર—લોકમાન્ય ટિળકને રાજ્યદ્રોહ માટે ૬ વર્ષની દેશનિકાલની સજા થઇ હતી તે ઘટાડી મુંબઇની સરકારે ૬ વરસની સાદી જેલની કરી

૧૪મી ઓકટોબર—બંગાળ સરકારે ઠરાવ પસાર કર્યો કે કલકત્તાના ચીફ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ તથા ૨૪ પરગણાંના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની હકુમત નીચેની કોઇ પણ જગ્યાએ જાહેર સભા ભરવાના તેમના મનાઇ હુકમને તા ૨૨મી ઓકટોબરથી ૬ માસની વધારે મુદ્દત આપવામાં આવે છે

૭મી નવેંબર—કલકત્તાના ઓવર ટાઉન હોલની એક સભામાં બંગાળના લેફ્ટેનંટ ગવર્નર સર એંડ્રુ ફ્રેઝરનો જાન લેવાનો પ્રયત્ન કોઇ જિતેન્દ્રનાથ રોય ચૌધરીએ કર્યો

૯મી નવેંબર—પ્રફુલ્લ ચાકીને પકડવા મથનાર બંગાળની

છુપી પોલીસના નંદલાલ બેનરજી કલકત્તાના એક રસ્તામા ગોળીથી ઠાર થયા

૧૦મી નવેમ્બર—કનૈયાલાલ દત્તને અલીપુર સેન્ટ્રલ જેલમા ફાંસી મળી હિંદી સ્ત્રીપુરૂષોના ટોળાએ તેના શબને જાહેર રીતે અગ્નિદાહ દીધો

૨૩ મી નવેમ્બર—નારણ ગોસાઇના બીજા ખૂની સત્યેન્દ્રનાથ બોઝને અલીપુર જેલમા ફાંસી મળી

૩૦ મી નવેમ્બર—લંડનની 'ન્યુ રિફોર્મ ક્લબ' મા મી ગોખલેએ એક ભાષણમા કહ્યુ કે હિંદની સ્થિતિ વધુ ને વધુ ગભીર થતી જાય છે, અને બગભગ માટે ફરી વિચાર નહિ થાય અને બધા રાજકીય કેદીઓને જાહેર માફી નહિ મળે ત્યા સુધી બગાળ શાંત થશે નહિ

૧ લી ડીસેમ્બર—આમની સભામા મિ રીસ સૂચવે છે કે હિંદમા ફ્રાંસથી આવતુ રાજદ્રોહી સાહિત્ય બધ કરવુ

૧૧ મી ડીસેમ્બર—હિંદી ધારાસભામા એક ખાસ ગુન્હાનો ફોજદારી કાયદો એક જ બેઠકમા પસાર કરવામા આવ્યો જેની નેમ, રાજદ્વારી કેદીઓની ઉપરઉપરની સુનવણી થઇ શકે અને કેટલાક મડળો તથા સઘોને રાજદ્રોહી ઠરાવી શકાય એ હતી

૧૧ મી ડીસેમ્બર—૧૮૧૮ ના ત્રીજા નિયમ મુજબ અશ્વિનીકુમાર દત્ત, સુબોધચદ્ર મલ્લીક તથા બીજા પાચ જણને પકડી દેશનિકાલ કરવામા આવ્યા

## ૧૯૦૯

૬ ઠી જાન્યુઆરી—પૂર્વ બગાળની કેટલીક સમિતિઓ નવો ફોજદારી કાયદો લાગુ પાડવામા આવ્યો

૧૦ મી ફેબ્રુઆરી—અલીપુર મેજીસ્ટ્રેટની અદાલત નજીકમા ૨૪ પરગણાના પબ્લીક પ્રોસીક્યુટર અને સરકારી વકીલ બાબુ આસુતોષ બિશ્વાસને કોઇ ચારૂચદ્ર બસુએ ઠાર માર્યા

૨ જી માર્ચ—આમની સભામા મિ લપ્ટને હિંદની અને

રશીઆની દમનનીતિમા શો ફેર છે તે જાણવાનો પ્રશ્ન પૂછયો. અડર-સેક્રેટરીએ કશો જવાબ ન વાળ્યો

૧૫ મી એપ્રીલ—કલકત્તાના 'સ્કેવેર' મા સૂર્યાસ્ત પહેલા અર્ધા કલાકની અદર સભાઓ ભરવાના મનાઇ હુકમનો અમલ એક વર્ષ વધારે કરવાનુ ઠર્યુ

૬ ઠી મે—અલીપુર બૉમ્બ કેસનો ચુકાદો મિ બીચક્રાફટે આપ્યો

ઉન્હાળામા હિદી ધારાસભાના કાયદાનુ પાર્લામેટમા પુનરાવર્તન થયુ અને મોર્લી-મીટોના સુધારા થયા

## ૧૯૧૦

મોર્લી-મીટો સુધારાની શરૂઆત થઇ અને છાપાનો કાયદો પસાર થયો.

૧૯૧૦ થી આજ સુધીના મુખ્ય બનાવોની યાદી મે આપવી છોડી દીધી છે કેમકે તે તમારી સ્મૃતિમા તાજીજ હશે ૧૯૧૨ મા બગભગ રદ થયો, દિલ્હીમા ચાદની ચોકમા લોર્ડ હાર્ડીજ ઉપર સવારી વખતે બોબ ફેકાયો, હિદરક્ષણના કાયદાની રૂએ નજરકેદની સજાઓ થઇ, રોલેટ કાયદો, જલીઆવાળા બાગનો કરપીણ હત્યાકાડ અને કોમાગાટામારૂની ઘટનાઓ એ વખતના મુખ્ય બનાવો તરીકે યાદ હશેજ

હવે એ સ્પષ્ટ થયુ હશે કે દમનનીતિ પછીજ વિપ્લવવાદ દાખલ થયો અને વળી ત્યાર પછી વધારે સખ્તીનો અમલ થયો જ્યારે સરકાર હિતકારક કાર્ય કરતી કહેવાતી ત્યારે પણ દમનનો અશ તો સાથે રહેતોજ

જલીઆવાળા બાગની ઘટના પછી એક નવો યુગ આરભાયો મહાત્મા ગાધીએ નેતા બની હિદની સ્વતત્રતા માટે અહિસાત્મક યુદ્ધનો આરભ કર્યો આપણે આશા રાખીએ કે આખો હિદ તે કબુલ કરે હુ સરકારના તેમજ મારા વિપ્લવવાદી મિત્રોના મનપર એજ ઠસાવવા માગુ છુ કે હિસા અને પશુબળથી કશુજ વળવાનુ નથી!

## 'ઓર્ડીનન્સ'—અને સખ્તી

લોકો પર જુલ્મ અને સખ્તી ગુજારનાર નવા ઓર્ડીનન્સનો કાયદો પણ એક ખોટો અને ઉંધો પ્રયત્ન હતો આખા હિંદે એ જાહેરનામાને એક અવાજે વખોડી કાઢ્યુ છે હુ પૂરતા સયમથી એ વિષે બોલી શકીશ કે કેમ એની પણ મને શકા પડે છે મારી લાગણીને હુ યોગ્ય શબ્દોમા વ્યકત કરવા માગુ છુ છતા હુ એટલુ કહીને જ સતોષ માનીશ કે હુ તેને અચકાયા વિના વખોડી કાઢુ છુ સરકારની ક્રર દમનનીતિ વખતે સહકાર કરવા નિમત્રણ આપનાર લોર્ડ બર્કનહેડના હમણાના શબ્દોનો પ્રત્યુત્તર મે સાચા હિદી તરીકે આપી દીધો છે

લોર્ડ બર્કનહેડે કહ્યુ હતુ કે 'ઓર્ડીનન્સ'થી ગુન્હેગારો સિવાય કોઇને હાનિ થઇ નથી પણ જે ગુન્હા બિલકુલ સાબિતજ થયા નથી તેને એ નામદાર સિદ્ધ થએલા માની લે છે 'ઓર્ડીનન્સ' નીચે પકડાએલા માણસો ગુન્હેગારો છે એ માનવાનો અમે તો ઇનકાર કરીએ છીએ તેઓ ખરેખર ગુન્હેગાર છે કે નહિ તેનો નિર્ણય કરવાનો માર્ગ એ છે કે તેમના પર જાહેર રીતે કામ ચલાવવુ, અને ઉઘાડી અદાલતે કસી શકાય તેવી જુબાની લઇને આરોપ સાબિત કરવા, ખાનગી માહેતીના આધારે નહિ

### સરકારનો પાગળો બચાવ

એ દમનનીતિને વાજબી ઠરાવવા સરકારે દરેક કૃત્ય માટે જે જે વિગતો બહાર પાડી તેની ચર્ચા કરી તમને કટાળો નહિ આપુ વડી ધારાસભામા તા ૨૫ મા ફેબ્રુઆરીએ પડિત મોતીલાલ નેહરૂએ બગાળ ઓર્ડીનન્સ ઉપર જે ભાષણ કર્યુ હતુ તેમા બધુ વિસ્તારપૂર્વક કહેવાયુ છે સરકારના પોલાણની ખાત્રી કરવા માટે તમારે એ ભાષણ વાચી જવુ ઘટે સરકારે પોતાના સખ્ત પગલાના બચાવમા જે નિવેદન કર્યુ છે તે પણ માની શકાય તેવુ નથી હુ માત્ર એકજ દષ્ટાંત ઉતારી બસ કરીશ ૧૯૦૮ ના ડીસેબરની તા ૧૧ મીએ શ્રી કૃષ્ણકુમાર મિત્ર, અશ્વિનીકુમાર દત્ત વગેરે ૯ બગાળીઓ જ્યારે પકડાયા ત્યારે તે

વખતના હિંદી વઝીર લોર્ડ મોર્લીએ લોર્ડ મીંટોને નીચે પ્રમાણે લખ્યું હતું

"તમે એક વરસ પહેલાં નવ માણસોને ગિરફતાર કરી દીધા છે કારણ કે તમે માનતા હતા કે તેઓ ગુન્હેગાર ટોળી સાથે સામેલ છે અને તેમને પકડવાથી એ કાવત્રાં અટકી જશે"

પણ એ જ મુદ્દા પર સર હ્યુ સ્ટીવનસનને શું કહેવાનું હતું તે સાંભળો

"આપણી પદ્ધતિની પ્રમાણિકતા ઉપર નહિ પણ કુશળતા ઉપર શક લાવે તેવી ત્રણ બાબતો હું જણાવીશ બાબુ અશ્વિનીકુમાર દત્ત અને બાબુ કૃષ્ણકુમાર મિત્ર ખુનખાર ગુન્હાઓમાં કોઈ રીતે સામેલ હોય તે વાત કોઈ માનેજ નહિ તેથી પોલીસની છુપી બાતમી ખોટી હોય અને તે પરથી સરકાર છેતરાઈ હોય એવું સંભવે એમ કહેવાય છે હું બાબુ અશ્વિનીકુમારને પીછાનતો ન્હોતો પણ બાબુ કૃષ્ણકુમાર મારા અંગત મિત્ર હતા એ વિચારે મને આનંદ થાય છે ખુનખાર ગુન્હાઓ સાથે તેને કંઈ પે લેવા દેવા હોવાના આરોપથી હું તેમને મુક્ત ગણાવું છું મારી જાણમાં તો તેના પર કે બાબુ અશ્વિનીકુમાર દત્ત ઉપર ગુન્હામાં ભાગ લેવાનો તો શું પણ ગુન્હાને ઉત્તેજન આપવાનો સુદ્ધાં આરોપ મુકી શકાય તેમ નથી સરકાર વિરૂદ્ધનાં બાબુ અશ્વિનીકુમાર દત્તનાં વાવાઝોડા જેવાં ભાષણોને લીધે જ તેમની સામે બંગાળા સરકારે રેગ્યુલેશન ૩ જાનો ઉપયોગ કરવાની માગણી કરી છે

## 'કાયદો અને વ્યવસ્થા'નો દુરૂપયોગ

આ પરથી પૂરવાર થાય છે કે ગેરકાયદેસર કાયદા ઘડવાની જે સત્તા સરકારને છે તેનો દુરૂપયોગ થઈ શકે છે જગતનો ઇતિહાસ એમ બતાવે છે કે નોકરશાહીની સરકાર 'કાયદો અને વ્યવસ્થા'ના શબ્દથી જ પોતાનો અમલ જમાવે છે 'કાયદો અને વ્યવસ્થા' એ સુંદર શબ્દો જ છે, એના વડે તો સત્તાધીશો મનગમતાં પગલાં લઈ શકે છે સત્તાની જમા-

વટનુ સાધન દમનનીતિ છે અને એ નીતિ અતિ નીચ પ્રકારના પશુબળ ઉપર નિર્ભર હોવાથી તેના પ્રત્યે મારો અસીમ તિરસ્કાર હુ જાહેર કરૂ છુ સરકારને હું ચેતવુ છુ કે એ અનુચિત ને જુલ્મી નીતિથી થોડા વખત સુધી તમને બળ મળશે, પણ મને ખાત્રી છે કે અંતિમ શસ્ત્ર તરીકે તો તે નિષ્ફળ જ જશે લોર્ડ બર્કનહેડને આ બાબતનુ ભાન થાય એમ હુ ઇચ્છુ છુ

## સહકારની રીત અને શરતો

હિંસામા અનીતિ અને અનુચિતતા બને છે એમ બતાવવા માટે આટલી હદ સુધી પદ્ધતિનો પ્રશ્ન મે છેડયો છે આપણી જીદગી અને સસ્કૃતિ સાથે તેનો મેળ ખાતો નથી માટે, અનીતિ વાળી નિદ્ય પદ્ધતિ કાલોચિત નથી, કેમકે બોંબ કે રિવોલ્વરથી એક સુવ્યવસ્થિત સરકારને આપણે આજે ઉડાવી દઇ શકીએ તે અકલ્પ્ય છે ત્યારે સ્વરાજ્ય મેળવવા કઇ રીત અખત્યાર કરવી તે પ્રશ્ન ઉભો થાય છે અત્યારના સુધારાના કાયદાને અમલમા મૂકવા સરકાર સાથે સહકાર કરીએ તો સ્વરાજ્ય આપણા હાથમાજ છે એમ ગભીરતાપૂર્વક આપણને કહેવામા આવ્યુ છે એ દલીલના સબધમા મારી સ્થિતિ તદ્દન સ્પષ્ટ છે અત્યારના કાયદાથી લોકોને ખરેખરી જવાબદારી મળી છે એટલે આત્મસિદ્ધિ, આત્મવિકાસ અને આત્મપૂર્ણતા માટે તેમા અવકાશ છે, એમ સતોષકારક રીતે જણાય તો હુ જરાયે અચકાયા વિના સરકાર સાથે સહકાર કરૂ અને ધારાસભામા રચનાત્મક કાર્યક્રમ શરૂ કરી દઉ પરતુ હું તત્ત્વને છોડી દઇ માયાને બાઝવા માગતો નથી લોકોને સુધારાના કાયદાથી વધારે જવાબદારી મળીજ નથી તે બતાવવા દલીલો કરી હુ તમને રોકવા માગતો નથી અમદાવાદ મહાસભાના મારા વ્યાખ્યાનમા વિસ્તારપૂર્વક એનુ વિવેચન કર્યુ છે વધારે દલીલો જોઇતી હોય તો મુડીમેન કમીટી આગળ અપાએલી જુબાની મોજુદ છે અને એ જુબાની આપનાર ગૃહસ્થોની વિનીતતાની તો સરકાર સુદ્ધા શકા કરી શકે તેમ નથી અત્યારના કાયદાનો પાયો પ્રધાનોના અવિશ્વાસ ઉપર છે

એવા અવિશ્વાસના વાતાવરણમાં સહકારની વાત જ કેવી? પરંતુ સાથે સાથે મારી અને બંગાળ પ્રાંતિક પરિષદની સ્થિતિ પણ તદ્દન ચોકખી કરવા હું માગું છું લોકોને જ્યાં સુધી ખરેખરી જવાબદારી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સરકાર સાથે સહકાર કરવાનું કોઈ જ કારણ હું જોતો નથી પરંતુ એ જાતનો સહકાર ખરો અને અસરકારક બને માટે બે વસ્તુની જરૂર છે એક તો, આપણા શાસકોમાં હૃદયપલટો થવો જોઈએ, અને બીજું, સ્વરાજ્ય (તેના સંપૂર્ણ અર્થમાં) તરતજ અને સ્વત આપણને મળે તેની ખાત્રી અપાવી જોઈએ રચનાત્મક કામ એકદમ શરૂ કરવાની તક મળી શકે માટે મહાન્ આત્મભોગો આપવાનું હું હમેશા કહેતો આવ્યો છું અને હું ધારું છું કે શાસક અને શાસિત બંને પક્ષે ખરેખરો હૃદયપલટો થાય તથા એકદમ સ્વરાજ્યની સ્થાપના થાય, તો એક પ્રજાના ઇતિહાસમાં થોડાં વરસોની કશી વિસાત નથી એનું તમને ભાન થશે 'હૃદયપલટો' શબ્દ સુંદર છે, પણ એ પલટાનો સ્પષ્ટ અમલ કરવો જોઈએ એમ તમે કહેશો, હું પણ એ જ મતનો છું, પરંતુ તે નિર્ણિત રીતે ઉભા કરેલા વાતાવરણમાં જ થઇ શકે વિશ્વાસ કે અવિશ્વાસનું વાતાવરણ સહજ કળી શકાય અને શાંતિમય સમજણની બાબતમાં મૂળ શબ્દો કરતાં તે પાછળ રહેલી ભાવના ઉપર જ ખરો આધાર રહે છે એવી સમજુતીના ચોક્કસ શબ્દો બેસાડવા એ અત્યારે અશક્ય છે, પરંતુ વૃત્તિપલટો થાય અને બન્ને પક્ષો વચ્ચે શાંતિમય મસલત થાય, સંપ અને પરસ્પર વિશ્વાસ જામે તો એ શબ્દોની સ્પષ્ટ વ્યાખ્યા સરલ રીતે થઇ શકે

## માનભરી સમજુતી માટે સૂચના

બંગાળના લોકોને જે વાત સૌથી વધારે પ્રમાણમાં હૈયે વસી છે તે બાબતમાં થોડી સૂચનાઓ કરવા ધારૂં છું

પ્રથમ તો સરકારે મુનસફી ઉપર વાપરવાની જે વિશાળ સત્તા, અંકુશ માટે હાથ રાખી છે તેનો ત્યાગ કરવો જોઇએ અને ત્યાર પછી બધા રાજદ્વારી કેદીઓને જાહેર માફી બક્ષવી

જોઇએ બીજુ પ્રજાસ વની અ ‘ર, તરતમાજ સ્વારાજ્ય સ્થાપ વાના આપણા હક્કનો સ્વીકાર થશે તેની સરકારે ખાત્રી આપવી જોઇએ અને સ્વરાજ્ય સ્થપાય ત્યાસુધી તેવા સ્વરાજ્યને લાયક ચોક્કસ અને પૂરતો પાયો નખાવો જોઇએ યોગ્ય અને સગીન પાયો કયો કહેવાય તેનો નિર્ણય એ મસલતનો વિષય છે અને મસલત અને સમજણ માત્ર સરકાર અને સમગ્ર પ્રજા વચ્ચે નહિ પણ ગયામા અધ્યક્ષપદેથી મે કહ્યુ હતુ તેમ, ભિન્ન ભિન્ન કોમો વચ્ચે પણ જોઇએ યુરોપીઅનો કે ઍંગ્લો ઇડીઅનો સુદ્ધાનો એમા સમાવેશ થાય છે

મારે ઉમેરવુ જોઇએ કે આપણી તરફથી આપણે એવી કબુલાત કરવાની સ્થિતિમા હોવા જોઇએ કે આપણે શબ્દ, સ કેત કે કૃતિથા વિપ્લવવાદી ચળવળને ઉત્તેજન નહિ આપીએ, અને તેનો અ ત આણવા બનતો પ્રયત્ન કરીશુ આ કબુલાતની જરૂર તો છે જ નહિ કેમકે બ ગળ પ્રાતિક પરિષદ કદિ ક્રાતિકારો સાથે એક થઇજ નથી હુ માનુછુ કે સરકારનો હૃદયપલટો થતા, ક્રાતિકારના દષ્ટિબિદુમા પણ ફેરફાર થશે જ મે વર્ણવી તે સમજુતી થતા વિપ્લવવાદ ભૂલાઇ ને ભૂસાઈ જશે, અને જે શક્તિ અને સત્તા અત્યારે સર કાર સામે વપરાય છે તેનો લોકસેવામાજ ખરેખરો ઉપયોગ થશે

છતા, જો આપણે કરવા ધારેલી સમજુતીનો કઇ પડઘો ન પડે તો તો છેલ્લા બે વરસથી લીધેલો રાષ્ટ્રીય માર્ગ તો છે જ પરિણામે અસામાન્યસત્તાનો ઉપયોગ કર્યા સિવાય સરકારને આપણા પર અમલ ચલાવવુ અશક્ય થઇ પડશે કેટલાકને આ પગલુ લેતા થરથરાટી છૂટે છે તેઓ દલીલ કરે છે કે જ્યા સુધી પ્રજા પાસે જઇ કર ન ભરવા તેને સલાહ આપી શકવાની આપણી તૈયારી ન હોય ત્યા સુધી પૈસાની મજૂરીની ‘ના’ કહી શકીએ નહિ પણ તે સામે મારો જવાબ એ છે કે રાષ્ટ્રીય સવિનય ભગ માટે મારે વાતાવરણ ઉભુ કરવુ છે સ્વતત્રતા માટે મથતી પ્રજાનુ તે છેલ્લુ શસ્ત્ર છે ઇતિહાસમા અગાઉ બન્યુ હોય કે નહિ તે સાથે મારે લેવા દેવા નથી પરતુ

જ્યારે ઇગ્લાડના ઇતિહાસનો નિર્દેશ કરવો હોય તો હુ બતાવી શકુ તેમ છુ કે સ્ટુઅર્ટોને પાર્લામેટે પૈસા આપવાનો નિશ્ચય કર્યા પછી ઘણે વરસે પ્રજાએ કર ભરવા ના કહી અસામાન્ય સત્તાનો પૈસા ઉઘરાવવામા સરકારને ઉપયોગ કરવો પડે ત્યારે સવિનય ભગનુ વાતાવરણ સર્જાય છે સરકાર હસ્તકની અસામાન્ય સત્તાનો અમલ કરી જે કર ઉઘરાવવામા આવે છે તે ન જ ભરવા, આપણે દેશબધવોને વખત આવ્યે વિના સકોચે સલાહ આપશુ

હુ આશા રાખુ છુ કે એ દિન ન જ ઉગે મને તો ખરે-ખર એમ લાગે છે કે સર્વત્ર હૃદયપલટો થઇ રહ્યો છે પરતુ બધી આશાઓ નિષ્ફળ જાય તો સવિનય ભગનો માર્ગ લેવની યે જરૂર પડે એ હકીકતને વિચાર કરવો રહે જ છે એ હકીકત પણ ધ્યાનમા રાખવાની છે કે સવિનયભગ માટે બહુ ઉચ્ચ કોટિની વ્યવસ્થાશકિત, આત્મભોગની ઉજ્જવલ ભાવના અને પ્રજાના હિતને કોમ તથા વ્યકિતના હિત કરતા પહેલુ સ્થાન દેવાની ઇચ્છા જોઇએ અને મહાત્મ ગાધીના રચનાત્મક કાર્ય ક્રમને પૂર્ણપણે અમલમા મૂકાય નહિ ત્યા સુધી હિદ સવિનય ભગ માટે લાયક અને તૈયાર થઇ શકે તેની મને આશા નથી પરતુ સ્વતત્રતા જીતવીજ છે માટે ધ્યેય દ્રષ્ટિ સામેજ જોઇએ

## સદેશ

પરતુ, મે કહ્યુ તેમ, સર્વત્ર સમાધાનના ચિન્હો હુ જોઉ છુ કલહથી જગત થાકી ગયુ છે અને સઘટન અને રચના માટે ખરેખરી ઇચ્છા બધે દેખાય છે એમ હુ ધારૂ છુ જગ-તના ઇતિહાસમા ભારત સમર્થ ભાગ ભજવનાર છે એવી મારી માન્યતા છે તેને સદેશ આપવાના છે જે મહાન પ્રજાસઘ વિષે મે કહ્યુ તેના વ્યાસપીઠેથી પોતાનો સદેશો સુણાવવા તે ઉત્સુક છે અગ્રેજ મુત્સદ્દીઓ એ અવસરને યોગ્ય વર્તન કરશે ? તેમને હુ પૂછુ છુ કે તમારા અને અમારા બને પક્ષ માનનીય ગણે તેવી શરતે આજે શાતિ મળી શકે તેમ છે ? હિદમા વસતી

અંગ્રેજ પ્રજાને હુ કહુ છુ કે તમે સ્વતંત્રાની પ્રણાલિકા સાથે ઉતરી આવ્યા છો અને અંતિમ નિર્ણયમા તમારા હક્કનો સ્વીકાર થાય તો અમારા રાષ્ટ્રીય યુદ્ધમા સહકાર કરવા તમે ના કહી શકો નહિ

બંગાળની પ્રજાને હુ કહુ છુ કે રાજકીય સ્વાતંત્ર્ય મેળવવાની હિંમતથી તમે ભારે આત્મભોગો વ્હોર્યા છે અને અમલદારોનો રોષ તમારા પર ઠલવાયો છે તમારા રાજકીય શસ્ત્રો છોડી દેવાનો કાળ હજુ આવી લાગ્યો નથી સતત યુદ્ધ કરો પણ તે યુદ્ધને વિશુદ્ધ રહેવા દ્યો અને જ્યારે સમાધાનનો સમય આવશે—અને તે આવવોજ જોઇએ—ત્યારે શાંતિની સભામા જજો અભિમાનર્યા નહિ પણ ગૌરવવતી નમ્રતાથી દાખલ થજો કે જેથી વિપત્તિ કરતા વિજયમા તમારી મહત્તા વધારે છે એમ કહેવાય રાષ્ટ્રવાદ એ આત્મસિદ્ધિ, આત્મવિકાસ અને આત્મપૂર્તિની એક પ્રવૃત્તિ માત્ર છે તે પોતે એક સ્વતંત્ર ધ્યેય નથી માનવતા પોતાપણુ સિદ્ધ કરે, પોતાનો વિકાસ કરે અને પોતાને પૂર્ણ કરે તે માટે રાષ્ટ્રીયતાના વિકાસ અને વૃદ્ધિ જરૂરના છે અને હુ તમને વિનવુ છુ કે જ્યારે તમે સમજુતીની શરતોની ચર્ચા કરો ત્યારે રાષ્ટ્રાભિમાનમા માનવતાની મહત્તર હાકલના અવાજને ઉવેખશો મા મને તો હુ શુ દુહુ છુ તેનુ સ્પષ્ટ દર્શન થાય છે

હુ ભારતના રાજ્યોનો પ્રજાસંઘ શોધુ છુ પોતાની જ પ્રજાની સંસ્કૃતિ અને પ્રણાલિકા અનુસરવા દરેકે તેમ કરવુ જ જોઇએ સર્વની સામાન્ય સેવાના ભાવથી દરેક બીજા સાથે બંધાએલ રહેશે એક મહત્તર પ્રજાસંઘની અંદર તે પ્રજાસંઘ સમાશે સ્વતંત્ર રાષ્ટ્રોની સ્વતંત્રતા જ, માનવતાની સેવાનુ માપ રહેશે તેની એકતા એ જગત્ પરની પ્રજાઓમા શાંતિની આશા બની રહેશે.

# સાગર-સંગીત

[અનુવાદક ઝવેરચંદ મેઘાણી]

૧

આજે કાન માંડીને હુ તારૂ ગાન સાભળી રહ્યો છુ હે ઉદધિ ! ઉજાસઘેરા આ પ્રભાતની અંદર આ તે તુ શી કથા કહી રહ્યા છે ? આ કયા સૂર કાઢી રહ્યો છે ? એની ગમ નથી પડતી પ્રાણ મારા ભરપૂર બની રહ્યા છે તો યે હુ સમજતો નથી કે આ શુ બજી રહ્યુ છે. પ્રભાતની અદર તારૂ ગીત કેવળ ગાજી રહ્યુ છે.

૨

ચિત્ત મારૂ તારા એ ગાનથી ભરાઈ ગયુ છે વિના સમજ્યે હુ કેવળ આ પ્રભાતની સામે નિહાળી રહ્યો છુ ઘડીભર તુ એ ધીરે સ્વરે બજાવે છે, તો ઘડીભર વળી બુલદ સૂરે ઘડી તારા કરૂણ સૂર ચક્ષુમા આસુ આણે છે ને ઘડી પાછા એ જલદ ઉન્માદના નાદ મને પાગલ બનાવે છે હું શુ જાણુ કે તારા એ ગીતમા શું બજી રહ્યુ છે ! કોણ જાણે કેવા એ સ્વર-વિહાર ! સાભળીને મારા અગો બધા પુલકિત બની કાપે છે તારા પ્રાણના એ અનત તાનમા ડોલતો ડોલતો કેવળ હું પ્રભાતની સામે નિરખી રહ્યો છુ

૩

અરે આ તો તારા પ્રભાતના આનદોત્સ-વની બસી બજી રહી છે સૂર્યના કિરણો આજે તારા અગે અગ ઉપર આનદથી લેટી રહ્યા છે ને તારા એ ઉજ્જ્વલ, ઉછાળા મારતા નીરની અંદર જાણે પુષ્પો ફુટે છે સગીતથી ભરપૂર એ સુવર્ણમય ઉજાસમા જાણે કે પુષ્પોની પાખડીઓ ખીલી ખીલીને તારા ચરણ પાસે ઝલક ઝલક થાય છે ને તારૂ સગીત પણ કોઇ પંખીની જેમ એ સૂવર્ણ–રજમે પોતાને અંગે અગે લગાવી મારા હૃદય–આકા-શમા, પ્રેમના તરંગો ઉપર અને વસંતના વાયુની અદર ઉડયા કરે છે

૪

સુખના આ ભારને હું આજ ક્યાં જઇ ઉતારૂં ? મારા આંસુડાની હું આજ કેને ભેટ કરૂં ? કોઇ અજાણ્યા આ સુખો ને અજાણી આ વેદના આવી નિરંકુશ ખુશાલીની અંદર રોક્યા રોકાતા નથી સુખો બધા ફુલો બની જાય છે ને મારા દુખો સઘળા પીગળીને ગીતો રૂપે વહેવા લાગે છે ઓહો ! કેવી નવરંગી આ ગીતોની દુનિયા ને આ પુષ્પોની વાડી ! શી ખબર, કેમ કરીને એ આમ કાંપી રહી છે ! હે મારા પ્યારા સિન્ધુ, આજના આ તારા ઉત્સવની અંદર હું મારા અંતરનો ભાર ક્યાં જઇ ઉતારૂં ?

૫

સુવર્ણ-સ્વપ્નથી ભરપૂર આ પ્રભાતની અંદર જે ગીત તારે હિલોળે હિલોળે બજી રહ્યું છે, તેજ ગીતે મારા હૈયાને ય ભરી દીધું છે ગગનમાં ને પવનમાં પણ એ જ સંગીત-ધારા રેલી રહી છે અરે ઓ જલનિધિ, આજ તેં મને એવું તે શું કરી મૂક્યું છે, કે મારૂં આ દિલ, સો સો તારના વાજીંત્ર સમું બની, તારા હાથના સ્પર્શે કમ્પી કમ્પી, ગર્વથી ને ગારવથી ઝણઝણી ઉઠયું છે !

૬

જો પેલી ઉષા ચાલી આવે છે એને અંગે કો' સ્વપ્ન શા શ્વેત ઉજાસની ઓઢણી

ઝલકે છે તારા તરંગે તરંગ ઉપર ઝરી પડીને એ ઓઢણીને શ્વેત ઝળહળાટ જાણે સ્વપ્નો રચે છે આકાશ આખું એ પ્રકાશથી પરિપૂર્ણ છે અનંત આ સંગીતની વચ્ચે વાયુ અબોલ બની ગયો છે મારા હૈયામાં ભરેલી એ બધી વ્યાકુળતાને નીતારી નાખીને આ તારૂ સંગીત મને નીરવતામાં ડુબાડી દે છે ઓ અનન્તના ગાયક! આ ગીત કયાં બજે છે? કયા એ શબ્દહીન લોકમાં? કયી એ ઉષા મધ્યે?

૭

નથી જાણતો હું વાતોના મર્મને કે વાણીના વિન્યાસને. નથી ખબર મને ગાયનના સૂરની તાલની કે લયની મારે તો અંતરમાં એક મુક્ત આકાશ છે ને એ પ્રાણ-આકાશ પર અનન્તની છાયા છવાયેલી છે એટલે જ આ પ્રભાતના ઉજાસમાં કે સંધ્યાના અંધકારમા તારા સંગીતની મને ભાળ લાગે છે- તારા સંગીતના હું પડઘા ઝીલું છું એટલે જ મારા હૃદય-દ્વાર મેં ખોલી નાખ્યા છે ને તારા ગાનની અંદર હું મારા પ્રાણને શોધી રહ્યો છું તારા ચરણમાં ભેટ ધરવા મારા પ્રાણની અંદર મેં આ અપૂર્વ મિલનના થોડાક ગીતો ભરી લીધા છે

૮

આખે દિવસ મારા પ્રાણમાં એ તારૂં ગીત ગુંજે છે હું જાણે તારા હાથનું વાજીંત્ર બની ગયો છું હું તારૂ સાજ ને તું મારો

બજાવનાર ઓ, બજાવ, મને બજાવ્યા કર, દિવસ ને રાત, અંધારે ને અજવાળે, નિર્જન કો' કિનારે કે સૂના કો' આકાશમાં, અંધકાર-ઘેરા ને સૂસવતા પવનમાં, કો' માયાલોકમાં, કો' છાયાલોકમાં, ખીલતી કો' ઉષાએ કે ઉદાસ વાસનાહીન કોઈ સંધ્યાએ—મને બજાવ્યા કરજે ઓ ગવૈયા, હું ઇસરાજ છું. બજાવ મને, તારા એ અલૌકિક તેજ—છાયામાં મને હરદમ બજાવ્યા કરજે.

૯

અહા, મારા જીવનની સાથે તું શી શી રમતો રમ્યો! શી જુક્તિથી તે મારી આંખો ખોલી! પુષ્પની કળી જેવો આ મારો પ્રાણ હતો તેને કેવો તે તારૂં સંગીત સંભળાવીને ખીલાવ્યો! મારૂં આખું જીવન કેમ જાણે તાજું ઉઘડેલું ફુલ હોય, તે પોતાની નવરંગી કાન્તિ અને સુગંધથી હૃદયને અકળાવી મેલે છે દિવસ અને રાત ઓ સિન્ધુ, તારા ગીતે કરીને મારો આ આખો માનવ-જન્મ જાણે એક અનંત રાગિણી બની ગયો છે.

૧૦

સંગીત-ઘેલું મારૂં હૃદય કો' પંખીની પેઠે આ અદ્‌ભુત ગીત-સૃષ્ટિમાં ઉડતું ફરે છે ઘણો યે હું આ અનંત પ્રદેશે ભમું છું, પણ ક્યારે ય-ક્યાં યે એનો છેડો આવતો નથી અનંત શબ્દથી ભરપૂર આ કિનારાવિહોણું નિર્જન ભુવન, એમાં એક વિચિત્ર સંગીત

ચુપચાપ ગરજી રહ્યું છું. એ અનંત ગીત-સૃષ્ટિમાં હું ડુબકી મારૂં છું, પણ ક્યાયે-ક્યારે ય એનો તાગ લેવાતો નથી હે અતલ! હે અગાધ સંગીત-સાગર! આ શબ્દમાં ને નિઃશબ્દતામાં મારા ચિત્તનું કમળ કેવું શત પાંખડીએ ઉઘડવા લાગ્યું છે!

## ૧૧

ઓ ચિત્રકાર, તેં કેટલા કેટલા રંગો રચ્યા છે! તારી કુંજમાં તેં રંગે રંગના કેવા અજાયબ પુલો આલેખ્યા છે! શો અપૂર્વ તારો ઉજાસ, ને કેવું અતુલ તારૂં ઐશ્વર્ય! દર્શન-ની પ્યાસી મારી આંખો તારા એ અપૂર્વ પુષ્પોમાં ઘેરતી ઘેરતી ભમે છે પરંતુ મારે પુષ્પો ન જોઇએ, હું તો માગું છું બસ ગાયન એ સંગીતમય શબ્દોના હિલોળામાં મારા પ્રાણને હું વ્હેતો-તરતો મૂકીશ માટે ઓ, ડુબાવી દે, તું મને ડુબાવી દે. ઘનઘોર અંધારા લઇને મારા નયન-પટ ઉપર તું લેપન કરી દે. અંધ બનીને હું આ શબ્દ-સાગરની અંદર ડુબ્યો રહીશ પછી બીજું કંઈ યે મારે નહિ જોઇએ આખું ભુવન-મંડળ કેવળ ગાને ગાનથી ને સ્વરે સ્વરથી વ્યાપ્યાજ કરશે.

## ૧૨

પૂર્ણિમાના ચંદ્રને પ્રકાશે તારી છાતી આજ કેવી કોઈ ઉજ્જવલ સ્વપ્નની માફક ઝળહળી રહી છે! અનંત શાંતિભર્યો આ જ્યો-ત્સ્નાનો પુંજ તારા પ્રાણની સાથે કેવે આનંદે

ને મુક્તપણે ઝંકાર કરી રહ્યો છે! આ તે શુ તારા ગત જન્મની કોઈ સ્વપ્ન-છાયા પૂર્વના કોઈ પુણ્યને પ્રતાપે તારા હૃદયતલ ઉપર પ્રકાશી ઉઠી છે? તારા જીવનમા આજે એવી તે કયી માયા જાગીને સ્વપ્નુ રચી રહી છે? તારી એ જ્યોત્સ્નાને હિલોળે હિલોળે મારા આત્માની અંદર પણ સો સો સ્મૃતિઓના પુષ્પો ઝુલી રહ્યા છે સો સો જન્માશના હાસ્ય અને આંસુના ભારથી જાણે મારા પ્રાણ આ પારાવારને તીરે ગીત ગાવા લાગે છે બધા જન્મો જાણે એક બની ગયા છે અને સ્વપ્નની અંદર એક પુષ્પ જેવા ચળકી રહ્યા છે

૧૩

આજે ઘનઘોર વાદળા અંધાર્યા છે દિવસ ધુંધળો બન્યો છે તારા તરંગે તરંગ ઉપર જાણે કોઈ મહા હાહાકાર ઝંપલાવી પડ્યો હોય, અશાન્ત વેદનાના ભારથી જાણે એ પછાડા મારતો હોય, કાપતો ને ગર્જતો હોય, એવુ લાગે છે આકાશમા ધુંધળો અંધકાર છવાયો છે અને હૈયામા મહાન્ હાહાકાર મચ્યો છે આ તે શું સુખ હશે, કે ના દુઃખ હશે? ગંભીર પ્રણય હશે, કે ના કોઈ અશાન્ત, અધીર ને મસ્ત ઉન્માદ હશે? આજે આકાશમા વ્યાપેલા આ ધુંધળા અંધકારમા મારૂ હૃદય શું ગાઈ રહ્યુ છે? શુ માગી રહ્યુ છે?

૧૪

આકાશ તારે માથે અંધારેલું છે વાયુ તને પાગલ બનાવી રહ્યા છે પ્રલયનું તોફાન તારી કાળી છાતી ઉપર પડછાયા પાડે છે અને તારૂં આ અનન્ત ગાન, દિશાભૂલ્યા કોઇ પાગલની પેરે મારા હૃદય-તલમાં નિરંતર પોકારો કરે છે તો પછી આવ, ચાલ્યો આવ ઓ દિવાના ! ઓ મારા પાગલ ! આ અંધકારમાં હું તારે માટે જ મારૂં કલેજું ખોલીને બેઠો છું આજે તે હું આ પ્રલયના ધમસાણમાં, ઘોર અંધકાર ભરેલા આ આકાશમાં ને વાયુમાં તણાયે જઇશ, ડુબી જઇશ

૧૫

આજે તારી સૂરત બદલી ગઇ છે આજે તો આ સ્વપ્ન-કુંજનો કુસુમ-હાર નથી રહ્યો, કે નથી રહ્યો કોમળ વીણાનો મધુર ઝંકાર આ તો કોઇ નિર્દય રૂદ્ર નાચે છે મૃત્યુની લીલા કરતુ કરતુ સચરાચર બધું આજ પ્રલયના જુવાળમાં ડુબી જાય છે મૃત્યુના ડમ્બરમાં ઘોર અટ્ટહાસ્ય કરતો આ મેઘ જાણે છલંગો દેતો દેતો ઘડી પાતાળમાં ને ઘડી ગગનમાં ઝંપલાવી રહ્યા છે ઘોર રાત્રિમાં વજ્રના નાદ ઉઠે છે તારી ભેદાતી છાતી ઉપર મોત ગરજી રહ્યું છે ને તારા મસ્તીખોર મોજા કેવા ! જાણે કોઇ કાળી નાગણી પોતાની અસંખ્ય ફેણો માંડીને અનંતમાં ખેલી રહી છે ઘનઘોર આ વાવાઝોડું મચ્યું છે કોઇ ભીષણ ભૈરવ

જાણે પ્રલયની વૃષ્ટિ કરી રહ્યો છે ! અનંત આ અંધકારની અંદર લાખો દૈત્ય-દાનવો વિકરાલ કીકીઆરી કરતા કરતા જાણે મૃત્યુ-ગીત ગાઈ રહ્યા છે

૧૬

અનંત આ પ્રલય-દેવ મારૂં ચે હૈયું ભરી બેઠો છે મારી હૃદય-નાકાનો શઢ ચીરાયો છે સુકાન ભાગી ગયું છે નૌકા ડુબવા લાગી છે પ્રલય-સાગરના પાણીને મૃત્યુ-તીરે અનંત અંધકારમાં મારો નિરાધાર પ્રાણ એકાકી ઉભો છે તો પછી ઓ સિન્ધુરાજ ! તમારે કાળ-સ્વ-રૂપે તમે સુખેથી ચાલ્યા આવો આજ મારી ઉઘાડી છાતીની અંદર હું તમને ઉતારા આપીશ

૧૭

હે રૂદ્ર-સ્વરૂપ મૃત્યુદેવ ! હે જટાજૂટધારી ! તારા પ્રલય-ત્રિશૂલને તું થંભાવી દે, થંભાવી દે તારી જ હૃદયકુંજમાં તારૂં પોતાનું જ ગીત સાંભળતા સાંભળતા ભલે આ જીવન બચે કે મરે છોડી દે એને અનંત સંગીતથી ઘેરાયલા આ ગગનની છાયામાં અને અપાર ગીતો ગાતા ને ઉછ-ળતા તારા નીરની અંદર, અનાદિ કાળના કલેજા ઉપર, કોઈ શત-પાંખડીએ ખીલેલા પદ્મ સમી આ સૃષ્ટિ પોતાના સુખદુ:ખના તડકા છાયા પાડતી ચમકી રહી છે હે રૂદ્રરૂપ પ્રલય-સિન્ધુ ! તું છોડી દે એ પુષ્પને, ભલે એ ખીલે કે ખરી પડે, ભલે બચે કે મરે

૧૮

ઓ અંધ વિજેતા ! થંભાવ, થંભાવ તારા વિજય-રથને હાથમાંથી હથીઆર હેઠાં મેલી દે. આમ જો, પેલી સંધ્યા આવે છે-કેવી ચુપચાપ અને મલપતી ચાલ્યે એ ચાલી આવે છે ! ગગન આખું ભૂરા રંગે રંગાઇ ગયું ઓ રે રણાંગણમાં થાકેલા યોદ્ધા ! ઓ મારા વિજયવંત વીર ! રથ થંભાવ, શાંત થા મારા પ્રાણને જીતવા યુદ્ધ કરવાની શી જરૂર હતી હું તો મારી મેળે જ તારે શરણે થઈ રહ્યો છું ને ! હું પોતે જ તારા પ્રાણની અંદર સંધ્યાનો દીપક પેટાવી દઇશ ને તારા હૃદય-મંદિરને ગાન વડે ભરી દઇશ તારે માટે શીતળ શય્યા પાથરી દઇશ, ને તારા પગના તળીયા ઠંડા નીરમાં ભીંજાવતો રહીશ તો ઓ વીર ! મારા પ્રાણને જીતવા નિરર્થક યુદ્ધ કાં કર? હું તો મારી મેળે જ કબજે થયો છું ને !

૧૯

ફરી પાછા ઓ જલદેવ, તમે તો તમારૂં સૌમ્ય રૂપ ધારણ કરીને આવી પહોચ્યા દિસો છો તમારા અંતરના ઉંડાણોમાં ફળ-ફુલો અને મધુર વાયુલહરીઓ છલકી ઉઠયા છે આજે તારૂં પ્રલય-સંગીત થંભી ગયું છે તારા અધરો અને નયનોની ઉપર મધુર જીવનની એંધાણીઓ ઝલકે છે તારા પ્રભાતના સ્વરૂપ સામે નિરખીને હું જોઈ રહ્યો છું ઓહો ! પ્રત્યેક પ્રાણમાં આજે કેવો આનંદ વહે છે ! હમણાં જ્યારે

સાદ પડશે, ત્યારે ગાવા માટે તલસતો તારો આત્મા ગુંજી ઉઠશે, મારા હૃદયને ફરીવાર ગાયનથી ભરી દેશે, ગગન તારા ગાયન વડે રણઝણી ઉઠશે, પવન તારા પુષ્પો વડે મ્હેકવા માંડશે

૨૦

ખીલતી ઉષાનુ તેજ તારા અંગે અંગ ઉપર થઇને કનકના મોજાની માફક વહી રહ્યુ છે અને તેથી જાણે તારા નીર ઉપર નવા નવા સ્વપ્નો ઝળહળાટ કરતા ઉછળી રહ્યા છે આજ તો જાણે કે તુ સુવર્ણને હીંડાળે હીંચી રહ્યો છે ઓ સાગર! આજે તો તે રાજાના સાજ સજ્યા છે તરૂણ વયના કોઇ પ્રેમિક રાજાની પેઠે તારો પ્રેમ પણ આજે સોનેરી તરંગો ઉછાળી રહ્યો છે મારૂ હૃદય પણ સુવર્ણથી જ ભરાઈ ગયુ છે ઉષાના ઉજાસથી ભરેલો મારો પ્રાણ હુ તારી પાસે લાવ્યો છુ, તેને આજે તારે ચરણે મેલતો જાઇશ સોનાના કમળોની મે માળા ગુંથી છે, તેને આજ તારા સોનેરી કંઠમા પહેરાવીને ઝુલાવીશ આજે આ ખીલતી ઉષાના ખોળામા, આ સ્વપ્નમયી એકાન્તમા આપણે બે જણા દોસ્તીને એક જ તાતણે બંધાઇને પડયા રહેશુ

૨૧

આજે તો આકાશ કરૂણ સૂરે ગાયન કરે છે એ કરૂણ સૂરો હૃદયને ગમગીન કરી મૂકે છે આજે વાદળીઓ કોણ જાણે શી શી વાતો

કરે છે, વાયુ રૂદન કરતો વહે છે સાગરને ચૂમી ચૂમીને ગગન પણ કરૂણ સૂરે કુદકી ફરી રહ્યું છે. મારો પ્રાણ પણ આજે ઉડા કરૂણ સૂરે ગુજી રહ્યા છે એ શુ શોધે છે, શુ માગે છે, દૂર દૂર કયા દોડયો જાય છે! પેલી વાદળીઓ પાછળ કોણ જાણે કયા ખેચાણે ખેચાઇને એ નાસી છુટયો છે! સકળ આત્માઓ આજ કરૂણ સૂરે ગાય છે એમા છદ નથી, કે નથી તાલ કેવળ ભરપૂર પ્રાણ છે આકાશનો ઘુમટ કરૂણ સૂરે ફાટફાટ થાય છે

૨૨

સૂતો રહેજે, હે ભાગ સિન્ધુ, હવે તુ સૂતો રહેજે આ નિર્જન ગગન નીચે ગીતો ગાઇ ગાઇને થાકેલા તારા નેત્રો મીચીને તુ નિદ્રા કરજે આજ મધ્યાન્હે આભમા ઉઘાડ છે વૃષ્ટિ થભી ગઇ છે, સ્વચ્છ ઉજાસ છે, એમા તુ સૂતો રહેજે ને હુ તારે આ કિનારે એકલો બેઠો બેઠો બેય આખે તારી સૂરત નિરખ્યા કરીશ તો સૂતો રહે, તુ સૂતો રહે મારૂ હૃદય તો કોઇ શબ્દહીન ગાન સાભળીને જાગી ઉઠયુ છે, કાપી રહ્યુ છે મારી નિદ્રા ઉડી ગઇ છે હે મારા બધુ! તારી પિછાન કયારે પામીશ? તુ કયારે જાગીશ? કયુ ગીત ગાતો ગાતો જાગીશ? હુ વાટ જોતો બેઠો છુ તો હે મિત્ર! આ અધારી સાજને ટાણે તારા બન્ને બાહુ લબાવીને તું મને બાથમા લઇ લે

## ૨૩

અગાઉ મેં તને ક્યારે ભાળેલો? તને હાથમાં ઝાલેલો અને આંખો માંડીને નિરખેલો, એ ક્યારે? કયે વખતે? ક્યા દેશમાં? તે દિવસ તારી સાથે શી શી વાતો કરી'તી? તેં ક્યાં ગાયન ગાયાં'તાં? તું કેવું હસ્યો'તો? તે દિવસ મારો પ્રાણ શું આટલે ભરપુર, આટલા ગંભીર ભાવે ભરેલો, ને આટલાં આંસુએ છલકતો હતો? પ્રાણના પાતાળમાં શું તે દિવસ આટલી વાતો, આટલી વેદનાઓ ને આટલા સ્વરો ગાજતા હતા? તે દિવસ શું તેં કોઈ સ્નેહાર્ત બંધુની માફક તારા બે હાથે મને છાતી સરસો ચાંપી લીધો હતો? ને પછી પ્રેમના કોઈ મોહક મંત્ર વડે શું એ બધી વાતે તારા હૃદયમાં શમી ગઈ હતી? ઓ ભાઈ, મને એ કાંઈ નથી સાંભરતું માત્ર એટલું જ યાદ આવે છે કે કોઈક વખતે ને કોઈક દેશમાં મેં તને દેખેલ છે, અને તારો તે દિવસનો સ્પર્શ આજે મનમાં જાગૃત થાય છે એટલે જ આટલા સમય પછી હું તારી પાસે ઘસડાઈ આવ્યો છું મનમાં થયું કે આજના આ ગુપ્ત અભિસારમાં પેટ ભરીને આપણે મેળાપ થાશે, પિછાન થાશે, અને જાણે કોઈ જાદુઈ ઉજાસ–અંધકારની અંદર આપણો એ જૂનો પ્રેમ પાછો જાગૃત થશે.

## ૨૪

હજુ બીજું કોઈ નથી જાગ્યું હું એકલો જ જાગ્યો છું એટલે આજ અબોલ એકાન્તમાં

આપણુ બે જણુનો મેળાપ થાશે હજી સૂર્ય પણુ નથી ઉગ્યો હુ એકલો જ ઉઠયો છુ એટલે આજ તારા આત્માના મહિમાની અદર મારાથી સ્નાન કરી શકાશે આજ તારૂ બાહ્ય સગીત તો બાહેર જ પડયુ રહેશે જે ગીત સહુને કાને પડી શકે છે તે તો સહુને માટે જ છો રહ્યુ મને તો જે ગીત દિવસરાત તારા પાતાળમા બજી રહ્યું છે, તે તુ સભ-ળાવ હૃદયમા ભરીને હુ તે લેતો જઇશ હે સિન્ધુ ! હે મારા બધુ ! એટલા માટે તો હું આવ્યો છુ એ ગાન તુ બજાવશે એમ સમજીને તો મે ઉજાગરો કર્યો છે

૨૫

હજુ યે સૂર્ય ઉગ્યો નથી મનોહર અધ-કાર તને જાણે કે પોતાનો સ્નેહભર્યો પાલવ ઓઢાડી રહ્યો છે તારા અધરો અને નયનો તદ્દન શાત પડયા છે આ તે શુ નિદ્રા, કે સ્વપ્ન, કે જાગૃતિ હશે ? હે મારા સાગર, આ મોહ-અધકારમા તુ મારી સામે કેવે શાત સુદર નેત્રે નિરખી રહ્યો છે ! મારી વાતો, મારી વાણી અને મારૂ સગીત, એ સર્વ આ સધ્યા સનયે થંભી ગયા છે હુ તો તારા નાનેરા ભાઇ જેવો છુ હે ભાઇ, મને હવે કોઇ કોઇ વાર પ્રીતિની નજરે નિરખજે તારા હૈયાની અદર જે ગાન નિરતર બજી રહ્યુ છે, તે મારા પ્રાણમા યે કદીક કદીક તો બજવા લાગે છે

૨૬

સૂર્યના કિરણો, તારા કોઈ શાંત ગંભીર ગૌરવની પેઠે તારા અધરોષ્ઠ પર ઝલકી રહ્યા છે. અને તું તો મારા જ અંતરમાંથી સો સો સુંદર પુષ્પો વીણી લઈને મારે જ કંઠે એની માળા પહેરાવી રહ્યો છે હું તો ખાલી હાથે જ તારે તીરે આવ્યો છું માટે હે મારા સિન્ધુ, એકાદ ગીત તો સંભળાવ કોઈ અનંત અમૃતની ધારા તું મારા પ્રાણ ઉપર રેડી દે ને એના પડઘાઓ સદાકાળ મારા અંતરને પ્રફુલ્લ બનાવતા બનાવતા ગાજ્યા કરશે આજથી તો હે અર્ણવ, હે અનંત, હું દેશે દેશે ફરીને તારૂં જ ગાન ગાતો રહીશ.

૨૭

ના, ના, આજ કહેવા દે આજ તો આ માનવ-મેદિનીની અંદર સહુને સંભળાય તેવું જ ગાન ગાઈ લે એ બિચારાઓએ આજ ખુશાલીના વસ્ત્રાભૂષણો સજ્યા છે માટે આજે તો એ સહુના હૃદયોને હસાવી લે, નચાવી લે પછી જ્યારે અંધકાર આવીને તને ઘેરી લેશે ને આહીની આ હાસ્ય-લહરીઓ થંભી જશે, તે સમયે આપણે બન્ને જણા એકાન્તે મળીશું બન્ને મળીને ગાશું અને અંધકાર આપણો પહેરેગીર બની ચારે દિશે ચોકી કરશે. એક ગાન તું ગાજે, ને બીજું ગાન હું ગાઈ-શ એમ બન્ને જણા અનંત હર્ષમાં ખેંચાયે જઈશું તારો સ્પર્શ થતાં જ મારા અંતરની

અમૃત-ધારા છુટીને મને ડુબાવી દેશે એવી તરેહુથી આપણે બન્ને જણા મળીશુ અને અધરી રાત્રિ જયરે તને ઘેરી લેશે ત્યારે બન્ને જણા જઈસા આદ શુ

૨૮

ઓ બધુ, હૃદયમા આ સગીતની વેદનાને ભાર તુ કેટલે કાળ થયા ઉઠાવતો આવ્યો છે ? કેટલા જન્મ જન્માન્તરો ને કેટલા જુગ જુગાન્તરોથી ? ઓ ભાઈ, કેટલા યુગ થયા તારૂ આ ગાન સહુના ચિત્તને ચુમી ચુમીને વિશ્વને પગલ કરતુ કરતુ ગાજી રહ્યુ છે ? હે અનાદિ, હે અનત, તારા વિશ્વવ્યાપી મહિમાની અદરથી આ અખડ આક્રદની ધારા શી રીતે ચાલી જાય છે ? આ તે એવી કઈ તૃષા નિરતર ગડી રહી છે ? એવી તે કઈ વેદના અવિશ્રાત ગરજી રહી છે ? ને તે કેટલા જન્માન્તરો થયા ? કેટલા યુગ યુગાન્તર થયા ? હે શાપિત બધુ, હે અશાત આસુના સાગર, હુ આજે મારૂ સર્વસ્વ છોડીને તારે માટે ચાલ્યો આવ્યો છુ ને હજુ યે તારે માટે ફરીવાર આવ્યા કરીશ ઓ ઓ બધુ કેટલા યુગ યુગાન્તર સુધી ? કેટલા જન્મ જન્માન્તર સુધી ?

૨૯

ઓ પારાવાર, કયા દેશમા ને કયે સમયે, કયા એ કિનારે ને કયે ગામ મારો ને તારો મિલાપ થયો હતો ? મહા શબ્દના એ કયા નિત્ય ધામમા ? કોણ જાણે કયા સગીતની

કયી રાગિણીના પ્રાણમા ? કોણ જાણે કયા સૂર, તાલ અને મહાગાન મચાવતા કોઈ અનાદિ, અનન્ત અને અમર મહા પ્રાણમાથી જાણે આપણ બન્ને જણા આત્માના પ્રવાહમા ખેચાયે આવ્યા છીએ ત્યાર પછી તો જન્મોજન્મ કેટકેટલી વાર આપણ બન્ને એકાન્તમા મળ્યા છીએ કેટ-કેટલી વાર વિખૂટા પડીને પછા ઓ પારાવાર, તુ ને હુ આજે ફરી ભેગા થયા છીએ ! હે સખા, તુ ખેચાયે જાયછે અનન્તની સન્મુખ, અને હુ તો તણાઇ રહ્યો છુ તાર જ સંગીતમા

૩૦

ઓ રે સગીતરાજ ! મારી નિદ્રાહીન રાત્રિને તે આજ તારી સગીત-લહરો વડે ભરી દીધી છે મારી આખ, મુખ અને છાતી ઉપર તારા મોજાની જાણે કે ઝાલક લાગી હોય તેમ તારા શબ્દ-કલ્લોલ આજે અધકારમા મને છાટી રહ્યા છે અને ખીલેલુ પુષ્પ વાવાઝોડામાં જેમ કાપી ઉઠે તેમ મારો પ્રાણ કાપી રહ્યો છે સુખની આ બધી વેદનાને ભારે, તારા ઉન્મત્ત સગીતથી ઘેરાયલા આ અધકારની અદર હુ તને દેખી શકતો નથી મારા હૈયામા કેવળ કોઈ વિપુલતાનો સ્પર્શ જ હુ અનુભવી રહ્યો છુ ઓહો ! શબ્દવિહોણા કેવા સો સો ગીતો ગાજી ઉઠયા છે ! એ સો સો ગીતોની કેટલી સપૂર્ણ નીરવતા ! શબ્દે શબ્દની અદર કોઈ શબ્દાતીત વાણી સંભળાય છે ને આ ગવાતા

ગીતોમાં અણગાયું કેટલું ભર્યુંછે તેની મને શી ખબર !

## ૩૧

નાનકડા દીવા લઈને હું એક દિવસ ખેલતો હતો ઘરને ખુણે બેઠો બેઠો, ગાયનો ગણગણતો હતો. દીવાને અજવાળે હું ક્ષુદ્ર હૃદયે નાનકડી કલ્પના–મૂર્તિઓ આલેખતો હતો અને ઓ મારા સિન્ધુ ! તને હું વિસરી ગયો હતો મારી નાનકડી ઘોલકીની અંદર નવરો બેઠો બેઠો પુષ્પ–માલા ગૂંથીને હું નાનકડા એ દીપકને પહેરાવતો હતો ત્યાં તો ઘોર ગર્જના કરીને તેં મને સાદ પાડયો, અનંત રાગિણીઓથી ભરેલા તારા એ નાદ અને હૈયાને વલોવી નાખનારા તારા આ વિપૂલ ઉછાળા વડે મારા અંતઃકરણની બેય પાળો તૂટીને તણાઇ ગઇ, ઘોલકી ભાગી ગઇ, દીવો બુઝાઇ ગયો અને તેં મને તારા હૈયામાં ડુબાવી દીધો

## ૩૨

હજુ સાંજ નથી પડી સૂર્ય આથમવા આવ્યો છે તારા આખા દેહ ઉપર અજવાળા અંધારા છવાય છે વાદળીઓ તારી સામે નિરખી નિરખીને ચાલી જાય છે મુગ્ધ વાયુ ગુંજારવ કરતો કરતો વહી રહ્યો છે અબોલ નેત્રે આકાશ જોઇ રહ્યું છે ઓ સિન્ધુ ! એવા કયા છાયા-લોકની અંદર દ્વિધા–જડિત સૂરે તું અંધ, કરૂણ

ગીત ગાઈ રહ્યો છે ! તારા અંતરમાં એવો તે કયો પ્રશ્ન ઉઠયો છે કે જેનો ઉત્તર તને જડતો નથી ? એવી તે કઇ સમસ્યાનો બોજો તારા હૃદયમાં ભરાયો છે ? આજે જીવન અને મૃત્યુની સાથે તું શી વાતો કરી રહ્યો છે ? તારો કયો તાર તુટી ગયો છે ? કઇ વેદના ગુંજી ઉઠી છે ! તારા પ્રાણ ઉપરથી મારા પ્રાણ ઉપર આ અંધારા અજવાળા નીતરી રહ્યા છે આ છાયામય લોકની અંદર છાયાથી છવાયલા તારા પ્રાણ કાંપી રહ્યા છે આ શું સત્ય છે ? કે મિથ્યા છે ? આ તે શું આશાના કમ્પન છે ? કે ભયના ?

## ૩૩

આજે આ ધુંધળા મોજાની વચ્ચે અને અબોલ સંધ્યાની અંદર તારૂં સંગીત કયાં સરી જાય છે ? દૂર દૂર કયા અંધકારમાં એ ગીત બજી રહ્યું છે ? મારા પ્રાણને તે આજે શું કરી નાખ્યું છે ? જાણે કે આરતિનો શંખ ફુંકાઇ રહ્યો છે તારી પૂજાને કાજે ધુપ દીપ કરીને જાણે કે મારૂં હૃદય-મંદિર એ પુનિત ધુમાડા વડે પવિત્ર બન્યું છે તારૂં ઉદાસ સંગીત ગંભીર સ્વરે બજી રહ્યું છે હે પૂજારી ! આજ તું શાની પૂજા કરી રહ્યો છે ! મારા અંતરની જ્યોતને તું કોની સામે ધરી આરતિ ઉતારે છે ? કયા મંત્રોનું ઉચ્ચારણ કરી રહ્યો છે ? એવી તે કયી પૂજાને માટે આટલો સમારંભ થઇ રહ્યો છે ? હે મારા ગુરૂ ! મને દીક્ષા દે !

મંત્ર દે! પૂજાના સંગીત વડે મારા પ્રાણને
ભરી દે!

૩૪

ઓ પેલી સંધ્યા આવી પહોંચી અને હે
સાગર! તારા શાન્ત હૈયાની અંદર પૂરબી
રાગિણી બજી રહી છે અંતરને ઉદાસ કરનારા
એ ગંભીર ઝંકાર વડે પ્રત્યેક પ્રાણની અંદર
એક અબોલ સંગીત-ધારા રેડાઇ રહી છે!
મોજાઓ ધીરે ધીરે ગાતાં બંધ પડે છે
વાયુની ચંચળ લહરીઓ થંભી ગઈ છે. આકા-
શમાં અજવાળું નથી, ચંદ્ર કે તારા કશું ય
નથી જાણે કોઇ મહા શૂન્ય બધાં સ્થળોને
ઘેરી બેઠું છે ઓહો! આજે શું તારા હૃદયમાં
વાસનાનો અંશ પણ નથી રહ્યો? શું તારે હવે
સકળ પ્રેમનો, સકળ કર્મનો અંત આવી ગયો,
કે તું આ માયાહીન, છાયામય અને ધુંધળા
અંધકારની અંદર તુંમાં તને પોતાને ડુબાવી
રહ્યો છે? ત્યારે તો હું યે મારામાં મગ્ન બનું
છું-છુપાઉં છું તારી સમાધિ ભાગે ત્યારે મને
બોલાવી લેજે, હે બંધુ!

૩૫

ગગનમાં ચૂપકીદી ભરી છે, ને ભરતીનાં
શોર પણ શમી ગયા છે આજની સંધ્યા તારા
અંગે અંગ ઉપર અબોલ શાંતિ વરસાવી રહી
છે. હે પારાવાર! તારૂં નીરવ સંગીત આ

નિસ્તબ્ધ અંધકારની અંદર છુપું છુપું આનં-
દથી ઝલકી રહ્યું છે. તારો સમસ્ત દેહ એ
આનંદમાં વિરાજી રહ્યો છે બધી ઉદાસી એ
આનંદમાં ડુબી ગઇ છે આખી કુદરત આજ
પદ્મ બનીને જાણે તારા નીરમાં તરે છે મહા-
કાળ જાણે તારા ચરણોમાં થંભી ગયો છે
મારા હૃદય ઉપર યોગાસન વાળીને બેઠેલા હે
યોગીરાજ! તારા શ્વાસ રૂંધાયા છે ને તારા
નેત્રો પલકારો ય નથી મારતા. એવી યોગ–
સમાધિની મને તો જરી ઝાંખી જ થઇ છે,
સિદ્ધિ નથી મળી હાથ જોડીને હું બેઠો છું
તું મને એ યોગ–દશામાં તલ્લીન કરી દેજે.

૩૬

ઓ ભક્તરાજ! કીર્તનની કેવી ધૂન તેં
મચાવી છે! ગગનભરમાં આજે પૂજાના
પુષ્પો ખીલી નીકળ્યાં છે, ને તારાં બન્ને નેત્રો
ભક્તિ–રસમાં છલોછલ ભીંજાઇ ગયાં છે તારા
અંતરના કરૂણ–રસની ધારાઓ જાણે વ્હેતી
થઇ હોય તેમ તારા મોજાં નાચતાં નાચતાં
ચાલ્યાં જાય છે ગગનમાં જાણે કે તારી ધૂનના
પડઘા બોલે છે કે હરિ બોલ! હરિ બોલ!
આખા સચરાચરમાં જાણે કે તારા એ મધુર
કીર્તનના સ્વરો ગુંજે છે કે હરિ બોલ! હરિ
બોલ! જાણે કરતાલો બજી રહી છે કદી યે ન
બજેલાં હોય એવાં મૃદંગ આજે તારા હૃદયમાં
ગાજી રહ્યાં છે પ્રાતઃકાળનો મુક્ત વાયુ જાણે

કે આ કીર્તનની ધૂન સાંભળીને પાગલ બની ચોમેર થૈકાર કરતો નાચી રહ્યો છે પ્રકૃતિના સત્વોનું આખું ભક્ત–મંડળ આજે ભજનની ઝુંક બોલાવી રહ્યું છે અને ઓ! મારો વ્યાકુળ પ્રાણ આજે એ દેવાધિદેવના વિરહની મીઠી વેદનામાં કેવો તલખે છે! આત્મા પોકારે છે કે ઓ પ્રાણારામ! ઓ દિલારામ! તું મળે કે ન મળે, તો યે હું તો ચાલ્યો છું, ખેંચાયો છું, ડુબું ડુબું થઈ રહ્યો છું હે સાધક! હે હરિભક્ત! હવે નવા કીર્તન મચાવ! ને મને સદાએ તારા ભજનમાં શામિલ રાખ!

## ૩૭

આ કાંઠે ભરપૂર અજવાળાં છે ને સામે કાંઠે ઘોર અંધારાં છવાયાં છે ઓ પારાવાર! મને તું પેલે પાર તેડી જા ત્યાં તો વળી તારૂં કોણ જાણે કેવું ય સંગીત બજી રહ્યું હશે સામે કિનારે જઈ, ચિત્ત દઈ સાંભળીશ ને જોઈશ કે તારા એ ગાનમાં પ્રકાશ ભર્યો છે કે અંધકાર આ કાંઠાનાં ગીતો તો મેં મારા પ્રાણ ભરીને વીણી લીધાં છે સામે કાંઠે બેસીને હવે એમાંથી તારે કાજે માળા ગૂંથીશ. તો ઓ સાગર! મને સામે કાંઠે ઉપાડી જા

## ૩૮

પણ થોડુંક પૂછી લઉં
સામે કાંઠે કોઈ એવો શુભ પ્રકાશ ઝળ-

હળી રહ્યા છે, કે જે આહીંની કોઈ સાંજ કે સવારના રંગોમાં કોઈએ ન જોયો હોય ? કોઈ એવા ગીત-ધ્વનિ ત્યાં અખંડિત ગાજી રહ્યા છે, કે જે આહીં કદી કોઈને કાને ન પડ્યા હોય ! અને ઓ ભાઈ, ત્યાં કોઈ એક તૃષાતુર, આકુલવ્યાકુલ અને મારી માફક જ ભેટવા માટે તલસતું માનવી બેઠું છે ? તારા અંતરની અનંત ને અતૂલ કોઈ છાયા ત્યાંથી દેખાય છે ? ઓ મહાનુભાવ મિત્ર ! હું આજે બહુ તરસ્યો બન્યો છું મારા પ્રાણમાં આજે શોષ પડ્યો છે ઓ ભાઈ, તું મને તારા હૃદયમાં ડુબાવી દે, ને પેલે પાર ખેંચી જા

પણ ત્યારે શું ત્યાં મારી આશાનું સ્વપ્ન મને સાંપડશે ને ! મારો કંગાલ આત્મા ત્યાં રાજા જેવો બની જશે ખરો ને ?

૩૯

ના, ના, હવે તો આ કાંઠો ને પેલો કાંઠો —એમ કરી કરીને હું થાક્યો છું આજ તો મને ત્યાં લઈ જા, જ્યાં તારે કિનારો જ ન હોય. મારો પ્રાણ તો ક્યારનો યે તણાયે જાય છે કિનારો દેખાતો નથી. તો હવે તારી અનંત વિશાળતા વિના બીજે ક્યાં વિશ્રામ મળવાનો છે ? આજે મને ઘોર અંધારા ઘેરી રહ્યા છે બહારની દુનિયામાંથી કશો ય સાદ મને સંભળાતો નથી. એકાન્તે હું મુંગો મુંગો રડું છું આંખોને હળવી પાડવા આંસુ યે નથી. તારી

પાછળ હું પાગલ બન્યો છું તને મેં કેટકેટલા રંગોમાં શોધ્યો! જ્યાં જ્યાં તારા ગાયનના સ્વરો સંભળાય ત્યાં શોધ્યો, તારા અલૌકિક તેજ છાયામાં શોધી વળ્યો, દિવસે દિવસ અને રાત્રિયે રાત્રિમાં તારી ગોત કરી મૂકી ઓ મારા અમર બાંધવ! ઓ સનાતન સુકાની! હવે તો મને તારી, કિનારા વગરની અનંતતામાં ઉપાડી જા!

ૐ

